* અવંતીનાથ *

# સિધ્ધરાજ





# જયસિંહ

અ વં તી ના થ

# જયસિંહ-સિદ્ધરાજ

[ વાચિનીદેવી, ચૌલાદેવી, રાજસંન્યાસી, કર્ણાવતી, રાજકન્યા, બર્બરકજિષ્ણુ જયસિંહ સિદ્ધરાજ, ત્રિભુવનગંડ જયસિંહ સિદ્ધરાજ, એમના . . . અનુસંધાનમાં ]

ધૂમકેતુ

સાડાચાર રૂપિયા

સોલ એજંટ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો, અમદાવાદ.

૧૯૪૮

પ્રકાશક :
ગૌરીશંકર ગોવર્ધનરામ જોશી;
કમુંવતીનિવાસ, ૨૩, સૌરાષ્ટ્ર સોસાયટી,
એલીસબ્રીજ . . . અમદાવાદ



આવૃત્તિ પહેલી, સપ્ટેમ્બર ૧૯૪૮.



મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ,
સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ,
પાંચકૂવા દરવાજા બહાર,
ફુવારા સામે, અમદાવાદ.

પ્રસ્તાવના

'ચૌલુક્ય નવલકથાવલિ'ના અનુસંધાનની આ નવલકથામાં જયસિંહ સિદ્ધરાજની વસ્તુ આગળ ચાલે છે. હવે પછી પ્રસિદ્ધ કરવા ધારેલી 'ગુપ્તરાજ નવલકથાવલિ'ને અંગે આનું, આ પછીનું અનુસંધાની વસ્તુ, 'ગુર્જરેશ્વર', થોડો વખત લેશે તેમ લાગે છે; પણ વચ્ચે જેની ઘણા લાંબા સમયથી સતત માગણી ચાલુ છે તે 'અજિત ભીમદેવ' આપી દેવાની યોજના અત્યારે તો છે.

ધૂમકેતુ

## • ચૌલુક્ય નવલકથાવલિનો વાચનઅનુક્રમ •



*અપ્રગટ



## • આ લેખકની અન્ય કૃતિઓ •

૧ તણખા
૨ તણખા મંડળ બીજું
૩ તણખા મંડળ ત્રીજું
૪ તણખા મંડળ ચોથું
૫ પ્રદીપ
૬ અવશેષ
૭ પરિશેષ
૮ આકાશદીપ
૯ વનછાયા
૧૦ અનામી વાતો
૧૧ ત્રિભેટો
૧૨ રાજમુગટ
૧૩ પૃથ્વીશ
૧૪ અજિતા
૧૫ પરાજય
૧૬ મલ્લિકા
૧૭ સર્જન અને ચિંતન
૧૮ જીવનચક્ર
૧૯ વાતાયન
૨૦ રજકણ
૨૧ જલબિન્દુ
૨૨ મેઘબિન્દુ
૨૩ પગદંડી
૨૪ પાનગોષ્ઠિ

### ચૌલુક્ય નવલકથાવલિ

૩૯ વાચિનીદેવી
૪૦ ચૌલાદેવી
૪૧ રાજસંન્યાસી
૪૨ કર્ણાવતી
૪૩ રાજકન્યા
૪૪ જયસિંહ સિદ્ધરાજ [૧]
૪૫ સિદ્ધરાજ જયસિંહ [૨]
૪૬ સિદ્ધરાજ જયસિંહ [૩]

૨૫ જ્ઞાનગોષ્ઠિ
૨૬ હેમચંદ્રાચાર્ય
૨૭ ઠંડી ક્રૂરતા ને બીજાં નાટકો
૨૮ પડછાયા
૨૯ પડઘા
૩૦ એકલવ્ય ને બીજાં નાટકો
૩૧ હુએનસંગ
૩૨ નેપોલિયન
૩૩ વીર વનરાજ
૩૪ ગોવિંદનું ખેતર ને બીજી વાતો
૩૫ વીરાંગના ને બીજી વાતો
૩૬ આનંદ રાત્રિ ને બીજી વાતો
૩૭ ઇતિહાસ દર્શન
૩૮ પરશુરામ

In digging for fact be fresh and alert
If fact you find not to fiction revet
—Goethe

At forty, at fifty, he was still living as he has commenced to live in the years when others are prone to waste and revel, dream high thoughts and postpone fulfilment. He began his day with a gush of cold water over chest and back, then, setting a pair of tall wax candles, at the head of his manuscript, he sacrified to Art in two or three hours of almost religious fervour, the powers he had assembled in sleep. Out siders might be pardoned for believing that his 'Maya' world and the epic amplitude revealed by the life of......were a manifestation of great power working under high pressure, that they came forth as it were all in one breath. It was the more triumph for his morale; for the truth was that they were heaped up to greatness in layer after layer, in long days of work, out of hundreds and hundreds of single inspirations; devoting to actual composition none hut his best and freshest hours.

*Death in Venice*
[ *Thomas Mann*]

# અવંતીનાથ

## જયસિંહ

# સિદ્ધરાજ

[ 'બર્બરકજિષ્ણુ-જયસિંહ
સિદ્ધરાજ' 'ત્રિભુવનગંડ-
સિદ્ધરાજ જયસિંહ'
એમના અનુસંધાનમાં ]

## પ્રવેશ

ગુજરાતનો પ્રતાપીમાં પ્રતાપી રાજા જયસિંહદેવ સિદ્ધરાજ. એણે ત્રણ બિરુદ ધારણ કરેલાં: બર્બરકજિષ્ણુ, ત્રિભુવનગંડ, અને અવંતીનાથ. બર્બરકને વશ કરીને એ બર્બરકજિષ્ણુ કહેવાયો. સમકાલીન કર્ણાટકના વિક્રમ છઠ્ઠાએ ધારણ કરેલ 'ત્રિભુવનૈકમલ્લ' એ ઉપાધિની સ્પર્ધામાં હોય તેમ તેણે ત્રિભુવનગંડનું બિરુદ ધારણ કરીને, પોતાને ભગવાન સોમનાથનો દ્વારપાલ ગણાવ્યો. અને માલવાનો વિજય કરીને એ અવંતીનાથ બન્યો.

પણ એક રીતે ગણો તો માલવાના આ વિજયથી મહારાજ જયસિંહદેવ 'અવંતીનાથ' બનેલ છે એવું નથી. અવંતીનાથ વિષેની લોકભાવના, 'ઉજ્જેનના ધણી વીરવિક્રમ'ની પરદુઃખભંજની કથાઓમાં સચવાયેલી છે. એ જ પરદુઃખભંજની ન્યાયવૃત્તિ દાખવીને સિદ્ધરાજ જયસિંહે પોતાનું બિરુદ સાર્થક કર્યું છે. લોકકંઠે તો અવંતીનાથ કરતાં પણ 'સધરા જેસંધ'નો પ્રીતિદર્શક નાદ જ વધારે સાચવ્યો છે. પ્રબંધોમાં એ વિષે અનેક ઉલ્લેખો મળે છે. ખંભાતના અલી ખતીબ જેવા વિધર્મીને અને એ વખતે તો સાગરમાં

બિંદુ જેટલી સંખ્યામાં રહેલા માણસોને પણ, મહારાજે પોતે સ્તમ્ભતીર્થમાં ગુપ્ત વેષે જઇને, સાચી હકીકત મેળવીને, ન્યાય આપ્યાનો ઉલ્લેખ છે. સિદ્ધરાજ જયસિંહે એ રીતે અવંતીની પરંપરામાં સચવાયેલું પરદુઃખભંજનીનું બિરુદ જાળવ્યું છે. કદાચ લોકના કંઠમાં સધરાજેસંઘ જેટલી ગુજરાતના કોઈ રાજાની વાત રહી નથી.

માલવાની પરંપરામાં એનું બીજું આકર્ષણ એની સરસ્વતીની આરાધનાનું. પરમાર ઉત્પલ કવિ હતો. માલવાનો પૃથિવીવલ્લભ મુંજ કવિ હતો અને કાવ્યજ્ઞ હતો. 'ગતે મુંજે યશ:પુંજે નિરાલંબા સરસ્વતી' એ એના વિષે કહેવાયું છે. ભોજરાજની 'સરસ્વતીકંઠાભરણ' વિદ્યાશાળા તો પૃથ્વી ઉપરનું સરસ્વતીનું એક મનોરમ સ્વપ્ન હતું. ત્યાં કવિ ધનપાલ જેવા હતા. ભોજરાજ પોતે પણ અનેક ગ્રન્થોના રચનારા હતા. ભોજરાજના સમયના એક મહાન શિલ્પી મંથરની બનાવેલી એક અદ્દભુત પ્રતિમા આજ પણ લંડન મ્યુઝિયમમાં મોજૂદ છે. એ પ્રતિમા સરસ્વતીની છે. એના પછી ઉદયાદિત્ય પણ લલિતકલાનો પરમ ઉપાસક હતો. ઉદયાદિત્યે બંધાવેલું ઉદયપુર [ભીલસા પાસે; ચિત્તોડ ઉદેપુર નહિ] પાસેનું નીલકંઠેશ્વરનું અવર્ણનીય શિલ્પસૌન્દર્ય જોઇને પ્રવાસી મુગ્ધ બની જાય છે. ઉદયાદિત્યની પોતાની એક આકૃતિ ત્યાં છે, તેમાં ૧૦૮૦ ઇ. સ. ની સાલ છે. આ મંદિરની અકસ્માત સુભગતા એ છે કે પાછળના સમયમાં ઔરંગઝેબ જેવાને હાથે પણ એનો નાશ થતો રહી ગયો છે. એના શિલ્પ સૌંદર્યથી એક વખત ત્યાંથી લશ્કરી સવારીમાં નીકળતાં એ પણ આકર્ષાયો હતો. આ ઉદયા-

ક્રિયનો પુત્ર તે નરવર્મદેવ.

નરવર્મદેવના સમયમાં ગુજરાતમાં પ્રતાપી જયસિંહ સિદ્ધરાજ હતો. નરવર્મદેવે એક ભૂલ કરી—ગુજરાત ઉપર ચડાઈ કરવાની. એ વખતે સિદ્ધરાજ સોમનાથ ગયેલો. એની આ ભૂલ કહો કે ચાળો કહો—એને એ આકરો પડી ગયો. માલવા અને ગુજરાત વચ્ચે લડાઈ તો છેક મૂલરાજ સોલંકીના સમયથી ચાલતી જ આવેલી. પણ ગુજરાતની આ સરહદ ઉપર માલવાનું અરિરાજ્ય આમ લટકતી તલવાર જેવું રહ્યા કરે, એ વસ્તુસ્થિતિને સિદ્ધરાજ જેવો મહત્ત્વાકાંક્ષી અને પ્રતાપી નૃપતિ ચાલવા દે એ બને જ કેમ? એણે તરત રણવાટ લીધી. જયસિંહ પોતે એ સવારી લઇને ગયો હતો. હેમચંદ્રાચાર્યે એનું વર્ણન કરેલું છે.

ગુજરાતનું સૈન્ય અવંતી લેવા તો ઊપડ્યું, પણ એ આકરા યુદ્ધમાં ઘણો લાંબો સમય ગયો. નરવર્મદેવ અને તેના પુત્ર યશોવર્માએ વીરતાથી યુદ્ધને ચલાવ્યે જ રાખ્યું. ધારાગઢના અજિત કિલ્લામાં એમણે આશ્રય લીધો હતો. સોલંકી સૈન્યને એમણે મચક ન આપી.

સિદ્ધરાજનું પાણી જળવાશે કે કેમ એની શંકા પડે એવો સમય આવી ગયો. ગુજરાતભરના બહાદુર લડવૈયાઓ આ રણક્ષેત્રમાં આવ્યા હતા. મંત્રી મુંજાલ ત્યાં હતો. સેનાપતિ કેશવ હતો, મહાદેવ હતો, કુમારપાળનો બનેવી મોઢેરકનો રાજા કૃષ્ણદેવ હતો. કિરાડુનો સોમેશ્વર, આબુનો પરમાર રામદેવ, નડુલનો અશ્વરાજ અને શાકંભરીશ્વર આનકરાજ પણ મદદે આવ્યા હતા.

પણ દુર્ગ ધારાગઢ અજિત રહેવા માટે નિર્માણ થયો

હોય તેમ સૌને હંફાવતો ઊભો હતો. રા'ખેંગારના ગિરનારી દુર્ગ જેવી એની અડગતા હતી.

એવામાં કાંઇક જેવા તેવા સમાચાર મળે છે કે દક્ષિણ દરવાજો કદાચ ડગે તો ડગે, પણ એને માટે ડુંગર જેવો બળવાન હાથી જોઈએ. એવો હાથી * મહોબાના રાજા મદનવર્માને ત્યાં છે. પણ એ હાથી લેવા કોણ જાય—? શી રીતે જાય—? ને શી રીતે હાથી લાવે? એ એક કોયડો હતો. મદનવર્મા કાંઈ જેવોતેવો રાજા ન હતો. એને ત્યાં તો ઇંદ્રનો વૈભવ હતો. એનું સૈન અજિત ગણાતું. એનો જ પુરોગામી સલ્લક્ષણ વર્મા માલવાના દંડનાયકને ઊંટ ઉપર ઉપાડી ગયો હતો. અત્યારે એને દુશ્મન કરવો પોસાય તેમ ન હતો.

આ ઊડતા સમાચાર ગુજરાતમાં પણ આવ્યા. આ તકનો લાભ લઈ પોતપોતાનું ગજપ્રાવીણ્ય દર્શાવવા માટે અનેક જણ મોરચે આવવા નીકળ્યા. બીજી તરફથી ઉજ્જૈનની એક નારીના દિલમાં પણ આ વાતે ખળભળાટ મચાવી દીધો. મહારાજ જયસિંહદેવનો વારસો ઉપાડી લ્યે એવો એક સ્વપ્નદર્શી કિશોર એની પાસે હતો. અને એ કિશોર તે બીજો કોઈ નહિ, કુમારતિલક ત્યાગભટ્ટ. મહારાજનું મન હરણ કરનારી અદ્ભુત નારી ભુવનેશ્વરીનો એ પુત્ર. એને વરેલી ગજશાસ્ત્રનિપુણતા એવી જ હતી.

એ સમયે અચાનક એક નાના સરખા પ્રસંગે મહારાજના દિલમાં ભારે આઘાત કર્યો. મહારાજ સિદ્ધરાજ સવારમાં

* એ બુંદેલખંડમાં આવ્યું. કલંજરના કિલ્લા પાસે. એનું નામ મહોત્સવપુર પણ છે, ને કાન્તિનગરી પણ છે. કાન્તિવર્મા ત્યાં રાજા થઇ ગયો.

નીકળેલ, ત્યારે એવા અપુત્રીનું મોં કોણ જુએ, એમ ગણીને કોઈ વનવધૂએ મહારાજની મર્યાદા કરી દીધી. મહારાજે એ જોયું. અને એમનું મન ગ્લાનિ પામ્યું. 'હું રાજા શેનો ? જો મારું મોં જોતાં પ્રજાજનને આવો ઉદ્વેગ થાય તો આ રાજપદ શા કામનું ? નરવર્મદેવની પરંપરા તો યશોવર્મા ચલાવશે—પણ મારી ? કોણ એ પરંપરા ચલાવે તેમ છે ?' મહારાજનું મન ખિન્ન ખિન્ન થઈ ગયું.

મહારાજની તો આખી પ્રણાલિકા જ વીરવિક્રમની. ઘડીભર જુદ્ધ ભુલાઈ ગયું. આજ્ઞા થઈ. મારે એ નારી પાસેથી જ આ વાતનો ખુલાસો લેવો છે. સૈનિકો તપાસમાં તો નીકળ્યા, પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. જે વનરસ્તે એ પાછા ફરી રહ્યા હતા એ જ રસ્તે બે જણ ગુજરાતમાંથી માલવ મોરચે આવી રહ્યા હતા.

સૈનિકોની વાતચીત સાંભળીને બન્ને વિચારમાં પડી જાય છે.

ધારાધ્વંસની આ નવલકથા આંહીંથી શરૂ થાય છે.

## ૧. પરંપરા કોણ ચલાવશે?

દધિપદ્ર* અને ધારાગઢ વચ્ચેના જંગલરસ્તે થઈને બે ઘોડેસ્વારો માલવ ભોરંગે આવી રહ્યા હતા.

એમની પાસે ઊંચાં ખમીરવંતાં જાતવાન ઘોડાં હતાં. ક્યાંક જલદી પહોંચી જવાની એમને ઉતાવળ હોય એમ જણાતું હતું, એટલે એ ઝપાટાબંધ મૂંગા મૂંગા જઈ રહ્યા હતા. બન્નેની સવારીમાંથી કોની વધારે આકર્ષક હતી એ કહેવું મુશ્કેલ પડે તેવું હતું. છતાં બન્નેની વયમાં ઠીક જેવો તફાવત હતો. એકે જુવાની વટાવી હતી. પણ હજી એણે એને તજી ન હતી. બીજો હતો તો પ્રૌઢ, પણ જુવાનને શરમાવે એવો. એટલે એને તો જાણે કોઈ વય જ દેખાતી ન હતી. શરીર એમનાં એવાં કસાયેલાં, ખડતલ ને મજબૂત હતાં કે વયનો તફાવત એમાં અદૃશ્ય જ થઈ જતો હતો. નાની વયનો હતો તેનામાં તેજસ્વી રૂપરંગ હતું. એનું શરીર દેખીતી રીતે જ મલ્લ જેવું બળવાન હતું. સામે આવનારને એક ઘડીભર તો થથરાવી દે એવો એનો પ્રતાપી દેહપ્રભાવ હતો. પણ એના આખા ચહેરામાં, વિશ્વપ્રેમની એક અતિ છાની ઝલક પણ

---

* દોહદ

જોવાતી હતી. એની સામે ઊભેલો દુશ્મન થથરે અને છતાં વિશ્વાસ અનુભવે! એનો વેષ તો સાદો સૈનિક જેવો હતો. જાણે કે પોતાનું ઓળખાણ છુપાવવા માટે જ એણે એ ધાર્યો હોય! છતાં એનું રાજવંશી રૂપ એમાંથી પણ પ્રગટ થઈ જતું હતું.

બીજો મોટી વયનો પુરુષ, એની સાથે વિરોધમાં મૂકી શકાય એવો, ચહેરેમોરે સ્થૂળ સામાન્ય માણસ જેવો લાગતો હતો. પણ જાણે કે, રૂપરંગ અને રાજવંશી જન્મ જેટલું જ આકર્ષણ બુદ્ધિમાં પણ રહ્યું છે, એમ પ્રગટ કરવા માટે હોય તેમ, એ બન્નેનો એનામાં અભાવ છતાં, એની સામે ઊભનારો તરત એની શેહમાં પડી જાય, એવી એની આંખ હતી. એમાં જાણે કે તત્કાલબુદ્ધિનો સાગર ઊભરાઈ રહ્યો હતો! એણે પગમાં ખંભાતી જોડા પહેર્યા હતા. કાને લટકાવેલ સોનેરી કુંડળમાં લંકાનાં મોતી ઝૂલી રહ્યાં હતાં. હમણાં હસી પડવાની એની તૈયારી હોય એમ એના ચહેરા ઉપર છાનું હાસ્ય બેઠું જ હતું. એની મારવાડી નાનકડી, રૂપાળી ઘાટીલી પાઘડી, એના વ્યક્તિત્વને અનોખો રંગ આપી રહી હતી. કપાળમાં એણે કરેલો કાસ્મીરી કેસરનો નાનકડો પીળો ચંદ્રક, એ પણ એના અનોખા વ્યક્તિત્વનો સૂચક બની રહ્યો હતો.

દિવસ તો આથમવાની તૈયારી હતી, અને આ જંગલ-રસ્તો એમને ધારાગઢ દોરી જશે કે બીજે ક્યાંય ભટકાવશે, એની એમને ખાતરી ન હતી. બની શકે તો કોઈ સ્થાન શોધી ત્યાં રાત ગાળી કાઢવી, અને પછી સવારે આગળ વધવું એવો એમણે નિર્ણય કર્યો હોય તેમ, કોઇ સારા સ્થાનની

શોધમાં એ ચારે તરફ નજર ફેરવતા હતા.

પણ સંધ્યાનો આછો ઉજાસ ધીમે ધીમે અંધકારનું રૂપ લેવા માંડયો ત્યાં સુધી કોઈ થાનક એમની દૃષ્ટિએ ચડયું નહિ. આ જંગલરસ્તો એમનો અજાણ્યો હતો. એટલે રસ્તા ઉપરના એક ઝાડ નીચે ઘડીભર ઘોડાં થોભાવીને ચારે કોર નજર ફેરવતા એ ઊભા રહી ગયા.

એમનાં ઉત્તમ પ્રકારનાં ઘોડાં, એમનો વેષ અને એમની મુખમુદ્રા, આ જંગલમાં પણ એમને તરત માન અપાવે તેવાં હતાં. પણ રસ્તા ઉપર કે આસપાસ જાણે ક્યાંય માણસનો વાસ જ ન હોય તેમ કોઈ માણસ કે માણસની વસ્તીવાળું થાનક એમની નજરે જ દેખાતું ન હતું.

'ગોધ્રકના તળાવ ઉપર જ મને શંકા તો પડી હતી,' પ્રૌઢ પુરુષે કહ્યું 'કે આપણે અનુમાને, આ અજાણ્યો રસ્તો ટૂંકો છે, એમ ધારીને જઈએ તો છીએ, પણ જંગલમાં જ અંધારું થાશે તો?'

'તો શું? તમે ઝાડ ઉપર ચડી જાજો. હું આંહીં ઊભો છું!'

'આપણને માલજી હડીલાએ તો કહ્યું પણ હતું કે એવે રસ્તે અમારું ભીલાડનું કામ. તમને એમાં કાંઈ ગતાગમ નહિ પડે!'

થોડીવાર બન્ને શાંત ઊભા રહ્યા. આગળ વધારે ગાઢ જંગલ દેખાતું હતું. પાછળ જવામાં પણ હવે સાર ન હતો. આંહીં જ રહી જવાનો નિશ્ચય કર્યો હોય તેમ જુવાન ઘોડા ઉપરથી નીચે પણ કૂદ્યો.

એટલામાં જંગલ કેડીમાં થતો માણસનો અવાજ

એમને કાને આવ્યો.

સોલંકી છાવણીના કોઈ સૈનિકો છે કે માલવ સૈનિકો છે એ જાણવા એમણે કાનને સરવા કર્યા. પણ અવાજ હજી આઘેથી આવતો હોય એમ લાગ્યું.

'એમ કરો, તમે ઉપર ચડી જાઓ. આવનાર કોણ છે એ ખબર નથી. અત્યારે ઝાડ દુર્ગ જેવું કામ આપશે !'

જુવાને ત્વરાથી ઝાડ ઉપર ચડવા માંડયું. નીચે શું થાય છે એ સાંભળી શકાય તેવી રીતે ડાળીઓમાં એણે સ્થાન જમાવ્યું. ત્યાં પેલો અવાજ વધારે નજીક થતો લાગ્યો:

'આ જંગલમાં એનો કયાં પતો લાગે ? આપણે તો શોધી શોધીને થાકયા. નેહડે નેહડો અને વાસે વાસ જોયો —પણ આંહીં આ વખંભરમાં જ્યાં × કલરીનો પત્તો ખાય તેમ નથી ત્યાં તે આ એક બૈરાનો પત્તો કયાંથી મળે ? એને પણ રાંડનીને આ શું સૂઝયું હશે ? દેશધણી જેવા દેશધણીનું અપમાન !'

આશ્ચર્યચકિત થયો હોય તેમ ઝાડ નીચે ઊભેલો પેલો પ્રૌઢ પુરુષ સાંભળી જ રહ્યો. ઉચ્ચારે દર્શાવી દીધું કે સૈનિકો તો ચોક્કસ સોલંકીના જ છે, પણ તો આ બૈરાની શી વાત હશે ? દેશધણીનો ઉલ્લેખ તો વળી વધારે ગૂંચવાડાભર્યો થતો હતો ! મહારાજનું કોઈ અપમાન કરે ? એ માની કેમ શકાય ? અને મહારાજ કોણ ? જયસિંહદેવ મહારાજ ?

ઘોડા ઉપરથી અવાજ ન થાય તેમ ત્વરાથી એ નીચે પડયો. એણે એક સહેજ ઇશારો, ઘોડાંની પીઠ ઉપર કર્યો ન કર્યો, ને બન્ને ઘોડાં આમલીના મોટા વિશાળ થડની પાછળ,

× હાથીઓનું ટોળું.

કોઈ જાણે નહિ કે ઊભાં છે તેમ ઊભાં રહી ગયાં!

એટલામાં તો અવાજ વધારે પાસે આવતો લાગ્યો. નીચેની નાનકડી ખીણમાંથી આવી રહેલી કોઈ જંગલકેડી આટલામાં આ રસ્તે મળતી હશે. એમની વાતચીતને પકડી લેવા માટે આઘેપાછે અદૃશ્ય રહેવું એને જરૂરી લાગ્યું. અંધારું વધ્યું હતું એટલે એમાં કાંઈ મુશ્કેલ ન હતું. તે ગુપચુપ ત્યાં ઊગેલાં ઝાડઝાંખરાંમાં બેસી ગયો. બે સૈનિકો જંગલકેડીમાંથી બહાર નીકળી આવ્યા લાગ્યા. જાણીતી મોટી પગદંડી આંહીં મળી જવાથી એમણે જરાક રાહત અનુભવી હોય તેમ જણાયું. 'આ જ આપણો મારગ લાગે છે,' એક જણો બોલ્યો: 'ક્યાં ગયો પેલો—એ તે ભોમિયો છે કે ગધેડો? ઊલટાનો આપણે આ મારગ એને બતાવ્યો! અલ્યા એ!... સામરજી! હે.. એ એ!'

'હો હે.. એ.. હે.. એ!' જંગલમાંથી અવાજ આવ્યો. ને તરત તેની પાછળ સામરજી પણ દેખાયો.

'રસ્તો આ જ છે નાં, દાદીડા સામરજી!' બોલીને બન્ને હસી પડ્યા.

'ઈ જ! મારો બાપ! ઈ જ. આ તો *ધાંડીના અમારા ભીલાડના મારગ!'

સહવાસને લીધે ભાષા કાંઈક સંસ્કારી દેખાતી હતી પણ ભોમિયો ભીલ હતો એમ જણાયું.

'આ મારગ આમ નીકરે વાંકે જાવ તો, ઠેકાઠેક મંહી નંદીએ, ને આમ જાતો નીકરે ઇંજુણ!'

'ઇંજુણ?'

* જંગલ

'અરે ! ઉઝજેન, મૂકને તુંય તે લપ. એની બોલી તો એ જ સમજે. આ તો વળી રહી ગયો છે વે'લાંથી સેનાપતિજી પાસે, એટલે આટલું બોલતાં શીખ્યો ! લ્યો ચાલો હવે, છાવણી ભેગા થઈ જઈએ !'

'પણ જવાબ શો આપશો કેશવ સેનાધ્યક્ષને ? કાકો કેટલો કડકો છે એ ખબર છે ? એનું નક્કી કરીને પછી ચાલો. ભલું હશે તો એ આંહીં, આ રસ્તા ઉપર જ થોડે આઘે મંદિર છે ત્યાં આપણી રાહ જોતા અત્યારે ઊભા જ હશે ! આપણે નક્કી કરો.'

'જો મારું માનો તો આપણે સત્ય જ કહી દેવું. અને મહારાજ જેસંઘદેવ પાસે તો ખોટું હાલે તેમ પણ નથી ! કોણ જાણે ક્યાંથી એની પાસે સાચી વાત આવી જ જાય છે. પછી ચાહે તો એ સિદ્ધિ હો કે પેલો કુલસદ્‌ગુરુ ભાવબૃહસ્પતિ હમણાં વળી બહુ વળગ્યો છે એની કરામત હો ! આપણે ચોખ્ખું કહી દેવું કે મહારાજ કોઈ એવા બેરાનો અમને પત્તો જ લાગ્યો નહિ !'

'એમ પત્તો લાગે પણ શી રીતે ? આટલામાં આ જંગલકેડીએ પાછું ગયું એટલી જ નિશાની !'

'પણ વાત શી હતી ?' પેલો ભોમિયો બોલ્યો.

'અરે, આટલી નાનકડી જ. પણ રાજની વાત કોને કહે ? મહારાજ વહેલી પ્રભાતમાં આ રસ્તે ફરવા નીકળ્યા હશે. ફરે છે એકલા ઘણી વખત, એ પ્રમાણે નીકળ્યા, પણ ઝાડવે ઝાડવું જાણે તો ખરું નાં કે આ મહારાજ જયસિંહદેવ છે ! આંહીં આટલામાં આ રસ્તે કોક બરું ઊભું હશે. એણે મહારાજને જોઈને આડીલાજ કરી !

મહારાજને કોઈકે નાખ્યા વહેમમાં . . . કે તમારે રાજપુત્રનો વંશવેલો નથી, તે અપુત્રીનું મોં પ્રભાતમાં કોણ જુએ ? આ એટલે એણે દુખણાં લેવાને બદલે લાજ કરી. મહારાજ પોતે એ સ્ત્રી પાસેથી જ વાતનો ખુલાસો લેવા માગતા હતા. આ એટલા માટે સવારથી અત્યાર સુધી આપણે રખડ્યા, પણ કોઇ કહેતાં કોઈ બૈરું બોલ્યું કે એમણે મહારાજને દીઠા છે ? હવે શું થાય ? કોને લઈ જઈને હાજર કરવું ?'

'એનો પત્તો એમ નો લાગે ! એ તો પાંચપંદર દી છાના રખડો, ત્યારે કોઈ બૈરાં બૈરાંની વાતમાંથી વાત મળે !'

'અરે બીજો રાજા હોય તો આવી વાતને હોંકારો ય ન દે. પણ મહારાજની બધી વાત જ ન્યારી છે ! પ્રજાની તલે તલ વાત મેળવવી. ને જે સુખદુઃખ કોઈને પડે એની તમામની જવાબદારી પાછી પોતાની ! રાજા વિક્રમનો અવતાર છે...પણ એક શેર માટી . .'

'લ્યો, ચાલો ભાઇ ચાલો . . '

'ચાલવું તો પડશે નાં ! પણ પેલા—ઊંઝાના કે ક્યાંના ?—કોક પટલિયાએ મહારાજને કહ્યું ન હતું કે મહારાજ ! અમને દખમાં દખ એક વાતનું છે. આ બધું પછી હલાવશે કોણ ? આ આપણે દખમાં દખ એ વાતનું છે.'

'એ તમારું દખ હવે ટળ્યું સમજો.'

'કેમ ! શી રીતે ?'

'ભૈ ! આ તો સાંભળ્યું છે કે મહારાજનો એક પુત્ર છે !'

'મહારાજનો એક પુત્ર છે ! કોનો મહારાણી

લક્ષ્મીદેવીનો ?'

'આ તો સાંભળ્યું છે! કોક આ તરફની જ છે. ને એનો પુત્ર પણ છે!'

સૈનિકો આગળ ઊપડયા. એના શબ્દો હજી પણ પકડાય તેટલા પકડવા માટે પેલો પ્રૌઢ માણસ, ઝાડઝાંખરા પાછળ બેઠો કાન ખેંચી રહ્યો હતો : 'કે' છે ને, દંડ દાદાકની આંખ ભીની થઈ ગઈ, જ્યારે મહારાજે વાત કરી કે પરંપરા કોણ જાળવશે ત્યારે. આપણને લાગે છે, ત્યારે આ તો રાજા જેવો રાજા છે! વીર વિક્રમ જેવો છે પણ, શેર માટીની ... ભગવાને ત્યાં ખામી રાખી દીધી છે! પુત્ર હોય તો તો સારું ભાઈ! અરે! બધી જ...ધર્મપત્ની!' પણ અવાજ આઘે જતો ગયો : એક બે છેલ્લા શબ્દો પકડયા : 'મા' રાજ ... ખિન્ન...' ...લાગી...ને પાટવી...ખાબકશે!'

અવાજ સંભળાતો બંધ થયો કે તરત તે બહાર આવ્યો. તેણે એક ધીમી તાલી પાડી. ઝાડ ઉપરથી શબ્દ આવ્યો : 'કેમ ઊતરું ? કોણ હતું ?'

'ઊતરો તો ખરા! પછી વાત કરું.'

'કેમ શું છે ?' ઝાડ ઉપરથી નીચે ઊતરતાં એણે કહ્યું.

બે ક્ષણ કાંઈ પણ બોલ્યા વિના બન્ને ત્યાં ઊભા રહ્યા.

થોડી વાર પછી એણે ધીમેથી શાંત અવાજે કહ્યું : 'આ તો ભારે થઈ છે, કુમારપાલજી! આપણે સ્તંભતીર્થથી શુકન જોઈને નીકળ્યા લાગતા નથી!'

'કેમ શું થયું છે ? હું કાંઈ સમજ્યો નથી! અવાજ ઝાડ ઉપર આવતો હતો. પણ વાત ચોખ્ખી સમજાઈ નહિ.'

'વાત તો જે હોય તે. ત્યાં છાવણીમાં પહોંચ્યે ખરી

ખબર પડે. પણ મને લાગે છે, આપણે રાતવાસો, આંહીં ક્યાંક મંદિર છે,' . . .'

'કોણે કહ્યું આંહીં મંદિર છે?'

'આ સૈનિકોએ જ. આપણે થોડી વાર પછી એ બાજુ જઈએ. ત્યાં આપણને એમનાથી છેટું પણ પડે!'

'આપણા સેનના હતા?'

'હતા તો આપણી સેનાના.'

'ત્યારે તો ઊભા જ રાખવા'તા ને! આપણે સાથે સાથે ચાલ્યા જાત!'

'પણ વાત આપણે વિચારવી પડે તેમ છે, કુમારપાલજી! આ તો હવે જાવું કે ન જાવું કે શી રીતે જાવું એ સવાલ છે. ગયા વિના તો છૂટકો જ નથી, હવે નીકળ્યા એટલે. પણ જરાક તેલ જો, તેલની ધાર જો, એવી વાત થઈ છે.'

'કેમ? શું થયું છે?'

'સૈનિકોની વાત ઉપરથી લાગ્યું કે મહારાજના અંતરમાં ભારે ખિન્નતા વ્યાપી ગઈ છે. પ્રસંગ તો સાવ નાનો છે. પણ મહારાજ છે લોકયશના ભૂખ્યા. પ્રજાના એક માણસને માટે પણ એટલી જ દરકાર કરે. તેમાં લોકરરણુ તો રહ્યું અજડ.

સૈનિકોની વાત ઉપરથી લાગ્યું કે પ્રભાતમાં મહારાજ આ બાજુ ફરવા નીકળ્યા હશે. એમને જોઈને કોઈ બૈરાએ કાં મોં ફેરવી લીધું હોય કે પછી લજ્જા કરી હોય —પણ મહારાજનું મન એને લીધે ખારું ખારું થઈ ગયું જણાય છે. આ સૈનિકો આવ્યા હતા જ એટલા સારુ. મહારાજને એ બૈરી પાસેથી આનો ભેદ મેળવવો'તો. એક

તરફ આ વાત છે, બીજી બાજુ માલવાનો ખુદ પાટવી રણે ચડવાની વેતરણમાં પડ્યો લાગે છે! ત્રીજી તરફ, આ આપણા સમાચાર. કર્ણાટકનો સેનાપતિ આચ આપણા ઉપર આવવા ટાંપી રહ્યો છે એ વાત આપણે કરવી હતી. ને મહારાજ તમને કામગીરી આંહીં કે ક્યાંક સોંપે. પણ હવે ? હવે શું કરવું? એની ચિંતામાં આ સાંભળીને હું પડ્યો છું !

આપણે એમ કરીએ, મંદિર તરફ તો જઈએ. આ રસ્તે જ આગળ જતાં છે. રાત ત્યાં ગાળી કાઢીએ. પછી સવારની વાત સવારે. ત્યાં કંઈક રસ્તો સૂઝશે. આપણે સ્તંભતીર્થથી શુકન જોઈને નહિ નીકળેલા !'

'એ તો કોને ખબર છે, ઉદયનજી? વહેલે ઊઠ્યે લાભ કે મોડે ઊઠ્યે, વખતે આ સમાચાર આંહીં મળી ગયા એમાં જ લાભ હોય તો !'

ઉદયન જરાક વિચારમાં પડી ગયો. તેણે ઘોડા ઉપર સવારી કરતાં કહ્યું: 'કુમારપાલજી! એ વાત પણ કાઢી નાખવા જેવી નથી. મહારાજને આવું ભારે મનદુઃખનું કારણ ઊભું થયું છે, એ વખતે હવે તમારે રણમોરચે દેખાવું કે નહિ એ આપણે વિચારવા જેવું છે. પાછું ફરતું તમારા ઉપર આવે . . .'

'ચક્કરબક્કર તો ઠીક હવે, પણ મુનિજીએ આપણને સ્તંભતીર્થમાં જે વાત કરી હતી એ તમને યાદ છે? બરાબર એ વાતને ટેકો આપે એવી આ વાત થઈ રહી છે! રખડપટ્ટીનો જોગ એણે ભાખ્યો'તો !'

'ને આ રખડપટ્ટી જ સામે આવીને ઊભી રહી !

આપણે માન્યું, અત્યારે મહારાજના યુદ્ધમાં ભાગ લેવાનો વખત છે. ને એમાં પરાક્રમ કાંઈક થઈ જાય આપણે હાથે, તો મહારાજની પ્રીતિસંપાદન પણ થાય—ત્યાં બરાબર આ પ્રસંગ બન્યો. હવે આપણે મહારાજની પાસે જવું પણ શી રીતે? આનું નામ કરમસંજોગ, કુમારપાલજી!'

'એ તો ઠીક હવે, ચાલ્યા કરે, આપણે તો આ જુદ્ધ જીતી દેવું' તું, એ જોગ . . .'

'એ જોગ હવે છેટો રહ્યો. મારે તમને સાથે લઈ જાતાં ને મહારાજનો ભેટો કરાવતાં સાત ગળણે પાણી ગળવું પડે.

આ તો જયસિંહદેવ મહારાજ! જો ઊતર્યો સમા સુતર તો નવાજી નાખે, પણ આડા જાય તો ખેદાનમેદાન કરી નાંખે! રા' નો વંશવેલો કોઈ રહ્યો? મુંજાલ મહેતાનું થાનક આજ ક્યાં? ને સાંતૂમહેતા? અને આ કેશવ સેનાપતિ? એટલે આપણે વિચાર કરીને પગલું ભરવાનું છે. ઠીક, રાતવાસો તો મંદિરમાં ગાળીએ. સવારની વાત સવારે, ત્યાં કાંઇક સૂઝશે!'

બન્ને જણાએ તરત રસ્તા ઉપર ઘોડાં આગળ હાંક્યાં. મંદિરની શોધમાં એ નીકળ્યા.

## ૨. કુમારપાલની વિદાય !

ઉદયન સ્તમ્ભતીર્થમાં રાજા જેવો હતો. કુમારપાલને એણે ત્યાં ઘણા વખત સુધી સાચવ્યો હતો. છતાં જયસિંહદેવની શક્તિનો મર્મ ઉદયનથી અજાણ્યો ન હતો. नाज्ञाभंगं सहन्ते એ ઉક્તિ મહારાજ જયસિંહદેવ વિષે અક્ષરે અક્ષર સાચી હતી. એટલે અત્યારે પોતાના ઉપર હવે જરા જેટલું પણ શંકાનું વાદળ આવે એવું કોઈ સાહસ કરવામાં એને સોએ સો ટકાનું જોખમ લાગતું હતું.

સૈનિકોની વાતમાંથી આંહીંની પરિસ્થિતિ વિષે એણે બે વસ્તુ પકડી લીધી. એક તો કુમારપાળની સાથે હવે પોતાને કોઈ જોઈ જાય એ જરા પણ ઇચ્છવા જેવું ન હતું. મહારાજના પુત્ર વિષેની વાત એને તરત સમજાઈ ન હતી, પણ મહા-રાજની પાસે અનેક અવનવી વાતો રજૂ થતી હોય તેમ એને લાગ્યું. અત્યારે કુમારપાલને ત્યાં લઈ જવો એ ઊંડાં પાણીમાં ભૂસકો મારવા જેવું હતું !

એણે કુમાપાલને કહ્યું ન હતું, પણ કૃષ્ણદેવના * સંદેશા ઉપર જ એ આંહીં આવી રહ્યો હતો. કુમારપાળને સાથે

* કુમારપાલનો બનેવી. મોઢેરકનો સ્વામી.એ તુરંગાધ્યક્ષ હતો.

પણ એ જ હેતુથી લીધો હતો. પણ કુમારપાળની સાથે પોતે આવી રહ્યો છે એની કોઇને લેશ પણ શંકા ન પડે, માટે ગોધ્રક પાસેથી જ, કૃષ્ણદેવના મોકલેલા એક ભોમિયાએ ટૂંકી જંગલકેડી એમને બતાવી દીધી હતી. અને તે પછી તો એ પણ અદૃશ્ય થઇ ગયો હતો.

એટલે અત્યારે આ મંદિરમાં રાતવાસો ગાળીને વહેલી પ્રભાતમાં કોઇ એને દેખે તે પહેલાં જ એ કૃષ્ણદેવને મળી લેવા માગતો હતો.

કૃષ્ણદેવના મોકલેલા સંદેશવાહકે તો એને જે વાત કરી હતી તે પ્રમાણે આ જંગલરસ્તે ક્યાંક કૃષ્ણદેવનો ભેટો એમને થઈ જવો જોઇતો હતો. પણ હજી સુધી એ ક્યાંય બન્યું ન હતું.

ઉદયનને આશ્ચર્ય પણ થયું હતું.. કૃષ્ણદેવે એને તેડાવ્યો. એના શબ્દે કુમારપાલને એ સાથે લાવ્યો. અને એ કૃષ્ણદેવ તો આખે રસ્તે ક્યાંય ફરક્યો જ નહિ!

આ સૈનિકોને આંહીં દીઠા એટલે કૃષ્ણદેવ કેમ ન આવ્યો એ એને હવે સમજાઈ ગયું. પણ તો પછી એ મંદિરમાં તો નહિ મળે? સંદેશવાહકે પણ, એક મંદિર છે રસ્તામાં, એમ તો કહ્યું હતું; અને મોડું થાય તો ત્યાં રહી જવું એ સૂચના પણ આપી હતી. કૃષ્ણદેવ કદાચ હવે ત્યાં મળે. પણ કૃષ્ણદેવ સવાર સુધીમાં ત્યાં પણ ન મળે તો? તો શું કરવું?

વહેલી પ્રભાતે પોતાને તો છાવણી તરફ જવું જોઇએ. એ વખતે કુમારપાલને સાથે લેવામાં હવે જોખમ હતું. ન લેવામાં પણ જોખમ હતું. મંદિરની શોધમાં બન્ને

નીકળ્યા ત્યારે ઉદયન પોતાના આ વિચારવમળમાં પડચો હતો.

સૈનિકોના શબ્દનો પૂરો મર્મ એના ધ્યાનમાં આવ્યો ન હતો. પણ મહારાજનો એક પુત્ર છે એ વાક્યે તો એને ઊભો કરી દીધો! મહારાજનો પુત્ર? એ શું? કોનો પુત્ર? કોઇ રાણીને તો પુત્ર હતો નહિ!

'દંડ દાદાક! ભાવબૃહસ્પતિ! બધી જ ધર્મપત્ની!' એવા એવા સૈનિકબોલ્યા છૂટક શબ્દોના મર્મને સાંધવામાં એ આખે રસ્તે રોકાઇ ગયો. એનું મન હવે સોલંકીની છાવણીમાં જવા માટે તલપાપડ થઈ રહ્યું હતું. પોતાની શક્તિનું કોઈક કામ ત્યાં છે એ વિચારે એ ઉત્સાહિત થઈ ગયો હતો. જીવનમાં પહેલેથી જ એણે કામ વિના ક્યાંય રસ માણ્યો ન હતો. કામ અને ધર્મ અને કંચન એ ત્રણ એનાં જીવનબળ હતાં. અને આંહીં આ ધારાગઢના મોરચે તો કામના ઢગલા હતા! એ પળે પળે કૃષ્ણદેવને મનમાં ને મનમાં ઝંખી રહ્યો. કુમારપાલને હવે સોલંકી સૈન્ય તરફ હમણાં તો ન જ લઈ જવો. અને આ મંદિરમાં રહેવાય એવું હશે તો તો કૃષ્ણદેવજીને મળ્યા પછી બીજું શું કરવું તે નક્કી કરવું. પણ કોઈ રીતે એની સાથે છાવણીમાં જવાનું સાહસ ન જ કરવું એટલો એણે તત્કાળ નિર્ણય કરી લીધો.

એટલામાં આગળ જઈ રહેલો કુમારપાલ જરાક અટક્યો: 'આ પગદંડી આંહીંથી નીચે જતી લાગે છે, મંત્રીશ્વરજી! જુઓ, એની પગવાટ કેટલી વપરાયેલી જણાય છે. અંધારું છે તો ય લાગે છે કે આ મારગ છે. અને

શંખધ્વનિ પણ વધારે પાસે થાય છે, સાંભળો!'

ઉદયને એક ક્ષણભર ઘોડો થોભાવ્યો. શંખધ્વનિ નીચેની જંગલઝાડીમાંથી આવી રહ્યો હતો. દેખીતી રીતે આ સ્થાન કોઈ જાણીતું મંદિર લાગ્યું. કદાચ પેલા ભોમિયાએ કહ્યું હતું તે જ. પણ છાવણી આંહીંથી બહુ દૂર ન હોય તો આંહીં કોઇ ને કોઈની અવરજવર હોવી જોઇએ. તેણે તરત જવાબ વાળ્યો: ' કુમારપાલજી! રસ્તો તો ચોક્કસ આ જ લાગે છે. પણ આપણે હમણાંથી જ એક વાતમાં સાવધ થઈ જવું પડશે. વખતે અત્યારે આપણને કોઈ મળી ગયું તો? સનિકોની વાત ઉપરથી લાગે છે કે કોઈ ને કોઈ બીજા પણ તપાસમાં નીકળ્યા હશે!'

' એ બરાબર . . . તમને લાગતું હોય . . .' કુમારપાલનો અવાજ જરાક ઘેરો શોકભર્યો હતો. પોતાના પડછાયામાં રહેનાર પણ અત્યારે જાતજોખમે જ રહી શકે તેમ છે એ વિચારથી એને સહેજ ગ્લાનિ થઈ આવી. સ્તંભતીર્થમાં રાજા જેવો હતો એ આ મંત્રીશ્વર પણ આંહીં તો જાત સાચવવાની ચિંતામાં હતો.

' કુમારપાલજી! જે માણસ સમો સાચવી લે છે એ તો એક હજાર ને એક દુશ્મનમાંથી પણ સોંસરવો માર્ગ કાઢે છે. આપણું આંહીં અત્યારે કોઈ દુશ્મન નથી. આપણે તો મહારાજને ચરણે આપણું ગજકૌશલ્ય બતાવવા જઈ રહ્યા હતા. પણ કહ્યું છે નાં, તેલ જો, તેલની ધાર જો, એમ આપણે પહેલાં આંહીં શી પરિસ્થિતિ છે એ જોઈને જ હવે પગલું ભરવું. વળી ઊતાવળપાણી ક્યાં કરીએ? ઠીક જણાય તો તમે આ મંદિરમાં રહી જાજો ને હું આગળ વધીશ!'

'અત્યારે ? અને એકલાં ?'

'મને કોણ ખાઈ જવાનું હતું ? એમ ન કરીએ તો પ્રભાતમાં કોઇ ને કોઇ આ બાજુ ફરકે ત્યારે આપણે એમની સાથે ભેટો થઈ જાય. વાંધો એમાં કાંઇ નથી, પણ આપણે પાણીનું ઊંડાણ જોઈને જ પગ મૂકવો. ભોણમાં હાથ નાંખ્યા પછી પાછો ક્યાં ખેંચીએ ? પહેલાં એકાદ ગડગડિયો તો જવા દો, હું જ તમારો ગડગડિયો, મહારાજ!'

'અરે! મંત્રીજી...!'

'કેમ એમ જરાક મોળપ દેખાડો છો ? મેં તો ત્રિભુવનપાલજીને એકલે હાથે ચાલીસ ચાલીસ જણા સાથે લડતા જોયા છે! આજ એ હોય તો આ કિલ્લો ક્યારનો ભોંભેગો થઈ ગયો હોય!'

'મોળપની વાત નથી, પણ તમારા વાગ્ભટ્ટે એક શ્લોક કહ્યો હતો એ મને સાંભરી આવ્યો!'

'શો ?'

'પેલો મુસાફર ઝાડ નીચે સૂતો, તો ઝાડ ઉપરથી એની માથે ફળ પડ્યું. ભાગ્યરેખાની એવી વાત છે...'

'જૂઓ મહારાજ, અમારા એ જે સાધુ છે, હેમચંદ્રાચાર્યજી એ ત્રિકાલજ્ઞ છે. એમણે કહ્યું છે એમ થાશે જ. પણ એ પછી. આંહીં હવે ઝાડને પણ કાન છે. તો આપણે એમ કરો. મંદિર તરફ તો ચાલો, પેલા સૈનિકો તો હવે ગયા નહિ હોય ? વખત તો ઠીક આપણે જવા દીધો છે!'

'હા, એ પણ વિચારવા જેવું!'

'તો પહેલાં હું જરાક આગળ વધું ? તમે પાછળ રહો. રસ્તામાં એવું લાગશે કે તમને ચેતવવા જેવું છે તો હું

મોટેથી બોલીશ. 'દાદીડા સામરજી!' અને તમે તરત આઘાપાછા થઈ જાજો. એ શબ્દની શંકા પણ કોઈને નહિ આવે. સાથેના ભોમિયાને સાદ કર્યો છે એમ સૌ માનશે. એવો વખત તો નહિ આવે, પણ ચેતવણી સારી. અને . . . . . ત્યાં મંદિરમાં જ કાંઈ વાંધા જેવું લાગશે તો પછી વળી નવો રસ્તો શોધવો પડશે. હવે હું આગળ વધું છું . . .'

ઉદયન થોડીવારમાં આગળ વધી ગયો. એના ઘોડાના દાબડા સંભળાતા બંધ થયા, એટલે કુમારપાલ વિચાર કરતો એની પાછળ ચાલ્યો. એણે ભાગ્યના એટલા રંગ આટલી વયમાં જોઈ લીધા હતા કે એ હવે દરેક વસ્તુને માટે જાણે તૈયાર જ બેઠો હતો! એ અરધુંપરધું સમજી ગયો કે પોતાને સોલંકી સેનમાં સ્થાન નથી! મહારાજ એની હાજરી સહી શકે તેમ નથી.

થોડેક આઘા જતાં એક નાનું સરખું શિવાલય ઉદયનની નજરે ચડ્યું. ત્યાં મંદિરના અંદરના દ્વારમાં એક ઝાંખો દીપક પ્રકાશી રહ્યો હતો. મંદિરના શિખર ઉપર ધજા ફરફરતી હતી. ધ્વજદંડને લગાડેલી મધુર ટોકરીઓના અવાજથી જંગલમાં પણ મંગલ જેવું જણાતું હતું.

શિવાલયના બહારના દ્વાર ઉપર બેઠો બેઠો એક બાવો શંખનાદ કરી રહ્યો હતો. ઉદયનને એમાં કાંઈક વધારે ગર્ભિત અર્થ જણાયો. કદાચ કૃષ્ણદેવે જ એને બેસાર્યો હોય.

ઉદયને પોતાનો ઘોડો એક ઝાડ પાસે ઊભો રાખ્યો. પોતે નીચે ઊતરી ગયો. ધીમે પગલે આગળ વધ્યો. શિવાલયમાં કોણ છે ને કોણ નથી એની માહિતી મેળવવાની એને પહેલી જરૂર લાગી.

દ્વારથી થોડે દૂર એક ઝાડના આધારે ઊભા રહીને એણે અંદર નજર કરવા માંડી. આ એક બાવાજી સિવાય બીજું કોઈ અંદર હોય એમ લાગ્યું નહિ. છતાં ઉદયનને થયું કે થોડી વાર હજી શું થાય છે તે જોવું જોઈએ.

એટલામાં બાવાજીએ ધીમો શંખનાદ કર્યો. એ શંખનાદ કાંઈક સાંકેતિક હોય તેમ એ શંખનાદ થતાં જ શિવાલયના અંદરના ભાગમાંથી એક આધેડ વયનો ઠીંગણા સરખો, પણ મજબૂત બાંધાનો આદમી બહાર આવતો દેખાયો.

ઉદયન ધારી ધારીને જોવા લાગ્યો. તે મનમાં ને મનમાં ઉલ્લાસી ઊઠ્યો: 'કૃષ્ણદેવ તો ન હોય? લાગે છે તો એવો જ કોઈક!'

તે ધીમેથી બહુ જ નજીક જઈને દૃષ્ટિ સ્થિર કરીને જોવા લાગ્યો.

'કોઈ આવ્યું નથી?' પેલા માણસે બાવાજીને પૂછ્યું.

'ના. કોઈ કહેતાં કોઈ, શંખનાદ કરી કરીને ય થાકી ગયો!'

'પણ રસ્તો તો આ જ લેશે એમ હઠીલાએ કહ્યું હતું, ભૂલા તો નહિ પડ્યા હોય?'

'ઓ હો! આ તો કૃષ્ણદેવજી પોતે જ!' હઠીલાની વાત હતી એટલે ઉદયને અવાજ તરત ઓળખી કાઢ્યો. પોતાના વિષે જ પૃચ્છા થઈ રહી હતી.

સંતાયો હતો ત્યાંથી તેણે મોટેથી કહ્યું: 'કૃષ્ણદેવજી!'

કૃષ્ણદેવ ચોંકી ઊઠ્યો. તેણે અવાજ તરફ નજર કરી. ઉદયન એટલી વારમાં એની પાસે મંદિરના દ્વાર તરફ આવી પહોંચ્યો.

'આ રહ્યા !' કૃષ્ણદેવે એને ખભે હાથ મૂકી સત્કાર આપતાં કહ્યું : 'આ રહ્યા ! નથી ? એ સ્તમ્ભતીર્થના રાજા છે હો, બાવાજી ! કયારેક એ બાજુ જાત્રા કરવા જાવ તો મળજો. લ્યો,' તેણે બાવાજીના હાથમાં કાંઈક આપતાં કહ્યું : 'અને હઠીલાને તરત મોકલજો !'

બાવાજી, શિવાય નમઃ કરતો તરત ઊપડી ગયો. કૃષ્ણદેવ એને જતો જોઈ રહ્યો, એનાં પગલાંનો અવાજ બંધ થયો કે તરત એ ઉદયન તરફ ફર્યો.

'એકલા જ આવ્યા છો ?'

'ના છે ને ! કુમારપાલજી સાથે છે. આવતા હશે. સોલંકી સૈનિકો રસ્તે મળેલા . .'

'મળેલા? ત્યારે તો તમને ઓળખી કાઢયા હશે ?'

કૃષ્ણદેવના અવાજમાં જરાક ચિંતાનો રણકો હતો. ઉદયને એ પકડી લીધો. તેણે ઉતાવળે કહ્યું :

'ના, ના, એમ તો કાંઈ મળ્યા નથી. અમે એમને જતા જોયા, પણ એ આ બાજુ શિવાલયમાં આવવાની કાંઈક વાત કરી રહ્યા હતા, એટલે આંહીં આવતાં અમે સંભાળ લીધી. એક પછી એક આવ્યા. હું પહેલો તપાસ કરવા આવ્યો છું. કુમારપાલજી . . આ આવ્યા લ્યો !'

કુમારપાલ ધીમે પગલે આ બાજુ આવતો દેખાયો. એણે પણ પોતાનો ઘોડો દૂર ઊભો રાખ્યો હતો. એ પાસે આવ્યો, ને કૃષ્ણદેવ એને પ્રેમથી ભેટી પડયો.

'સારું થયું, તમે આવ્યા, કુમારપાલજી ! અમારે તમને આંહીંથી જ દેશવટે મોકલી દેવા છે !' મશ્કરીમાં હોય તેમ કૃષ્ણદેવ બોલ્યો. પણ બોલીને ગંભીર થઈ ગયો.

'એવું જ કરજો!' કુમારપાલે જવાબ આપ્યો. એ પણ ગંભીર બની ગયો હતો.

કૃષ્ણદેવે ધીમા અવાજે શાંત ગંભીરશબ્દમાં કહ્યું : 'આપણે વાત કરવાનો વખત થોડો છે. આપણે ત્યાં મંદિરના દીપ પાસે અંદર જ જઈએ. પણ તે પહેલાં એક વખત હું જરાક જોઈ લઉં! સૈનિકો આ બાજુ નીકળ્યા છે એ સાંભળ્યું એટલે હું અંદર રહ્યો હતો. જોઇ લીધું સારું!'

કૃષ્ણદેવ એમને એમ ને એમ ઊભા રાખીને મંદિરની ચારે તરફ એક આંટો મારી આવ્યો. પછી તે મંદિરના દીપ તરફ ચાલ્યો. ઉદયન ને કુમારપાલ તેની પાછળ પાછળ ગયા. મહાદેવને નમીને એ ત્યાં દીવાની સમક્ષ બેઠા.

દીવાનો ઝાંખો પ્રકાશ પડતાં જ સૌએ એક બીજા તરફ જોયું. એમ ને એમ બે ક્ષણ બોલ્યા વિના જ ચાલી ગઈ. અંતે કૃષ્ણદેવે બહુ જ ધીમા શબ્દમાં કહ્યું : 'કુમારપાલજી! મારે તમને એ કહેવાનું હતું. તમે સિંહાસને આવો એ મહારાજ સાંખે તેમ નથી. દૈવજ્ઞો વારંવાર મહારાજને એ જ કહે છે! હમણાં તમે આઘાપાછા થઈ જાઓ!'

કુમારપાલ સાંભળી રહ્યો. ઉદયન પણ આ જ કહેતો હતો. તેને જરાક માનભંગ પણ લાગ્યું. તે બોલ્યો : 'કેમ? મારે રાજવંશનો લાભ નથી જોઇતો. પણ મારો રજપૂતી વારસો પણ હું ન જાળવું? આ તે શી વાત છે કૃષ્ણદેવજી?'

'કુમારપાલજી! તમારી બહેનનો પણ એ જ મત છે. અત્યારે આઘાપાછા થઈ જાવું! આમાં તમારું કામ નથી. અમે પોતે પણ માંડમાંડ ટકી રહ્યા છીએ ને!'

કૃષ્ણદેવના શબ્દમાં સ્પષ્ટ સંભળાતા અભિમાનના

રણકાથી ઉદયન ચોંકી ઊઠ્યો. પણ જાણે જાણતો ન હોય તેમ એ શાંત રહ્યો. પણ કુમારપાલે તરત દૃઢ વિશ્વાસભર્યે પ્રત્યુત્તર વાળ્યો :

'હવા તો આંહીની શી છે ને શી નથી એ જાણે તમે અમારા કરતાં વધુ જાણો. પણ સાંભળ્યું છે તેમ, જો ધારાગઢના પતન માટે યોજના ને યુદ્ધરચના જોઈતાં હોય તો હું એ માટે આવ્યો છું. ધારાગઢ પડે જ એવી હું પ્રતિજ્ઞા કરું પછી? પરાજય મળે તો મા નર્મદાનાં જળ મને સંઘરે. બસ?'

'જુઓ, કુમારપાલજી! તમે જાણે બહાદુર નર છો. પણ આ દુર્ગ ધારાગઢનો એ જેવા તેવાની રચના નથી. ભોજરાજ જેવાએ એ બંધાવ્યો છે. એમાં જ્યાં પવન પણ સંચરે તેમ નથી ત્યાં માણસનું શું ગજું? ઉજ્જૈનગઢ મહારાજે લીધો, પણ આ નરવર્માં યશોવર્માની જોડલીએ ત્વરિત પગલે, આ ધારાગઢનો આધાર પકડી લીધો, તો આજ સોલંકી સેનને પગે પાણી ઊતરે છે! હજી એક કાંકરી ખરી નથી! એમ તો અમે પણ ખેંગારનો ગઢ ક્યાં જોયો નથી? પણ તમે ધારો છો તેમ આ દુર્ગ કાંઈ મલોખાંનો માળો નથી!'

'એ તો મલોખાંનો માળો છે કે શું છે, એક વખત કામગીરી મહારાજ સોંપે, તો પછી ખબર પડે નાં?'

'પણ કુમારપાલજી! આંહીં પણ કૈક સુભટ્ટ પડ્યા છે. આંહીં મુંજાલ મહેતા છે, મહાદેવ છે, કેશવ સેનાપતિ છે. વયોવૃદ્ધ દંડ દાદાક છે. અમારા જેવા મર્યા છે. . .'

ઉદયન વચ્ચે જ બોલ્યો : 'કૃષ્ણદેવજી! હઠીલાને

તમે બોલાવ્યો છે તે હમણાં આવશે. આપણે અત્યારે જે પરણે છે એનું જ ગાવને. મહારાજનું મનદુઃખ છે એમ તમે કહ્યું એનું શું છે? એ વાત આગળ વધારીને શું કરવું તે નક્કી કરો!'

એટલામાં તો હડીલાનો પગરવ સંભળાયો. કૃષ્ણદેવ સાવધ થઈ ગયો. 'આ આવ્યો લાગે છે. આપણે એકદમ એને કુમારપાલજીનો પરિચય આપવો નથી. તમે કુમારપાલજી! જરાક મંદિરની ભીંત પાછળ ચાલ્યા જાવ ને! ઉતાવળ કરજો. આ આવ્યો!'

કુમારપાલ ત્વરાથી બેઠો થઈ પાછળ ચાલ્યો ગયો. એની પીઠ ફરી કે કૃષ્ણદેવે ધીમેથી કહ્યું: 'ઉદયનજી! આના મગજમાં રાઈનાં ખેતર ઊભાં લાગે છે. ને આંહીં મહારાજ જયસિંહદેવ જેવા સાથે કામ છે. તમે એને આશાનો ડુંગરો તો બળાવ્યો નથી નાં? પાછો એ છે લોભનો કટકો! આ તો અમારા જેવા આંહીં પડ્યા છે તો કાંક દોરીસંચાર ચાલતો રહે છે. બાકી, તમને ખબર છે, આંહીં તો મહારાજની સમક્ષ એક બીજો પણ જબરજસ્ત પ્રશ્ન આવ્યો છે!'

કૃષ્ણદેવના શબ્દે શબ્દમાં પોતાનું મહત્ત્વ સ્થાપનાર હુંકારનો ઘણો મોટો પડઘો ઊઠતો હતો. પણ ઉદયનને અત્યારે એ પડઘા સાથે કામ ન હતું. એને કૃષ્ણદેવની અજબ જેવી કરામતનો ખ્યાલ હતો. એને એનું કામ હતું. ગમે તેવાને કૃષ્ણદેવની સાથે વાત કરતાં જ લાગી જાતું કે સાચનો કટકો તો આ કૃષ્ણદેવ જ છે! પણ અત્યારે આ બે જણા ક્ષત્રિયવટના કાંટા ઊભા કરે એમાં ઉદયનને

જોખમ જણાતું હતું. એણે બહુ જ ધીમેથી કહ્યું : ' કૃષ્ણ-દેવજી ! અત્યારે હવા જોઈને આપણે વાત કરોને ! બીજી આડીઅવળી જાવા દો ! મેં પણ કુમારપાલજીને એ જ કહ્યું છે. હમણાં આડાઅવળા થઈ જાઓ ! '

' કોયડો ઊભો થયો ન હોત તો જુદી વાત હતી. પણ હવે તો મહારાજ આને સાંખી જ નહિ શકે ! આંહી તો મહારાજને કોઈ પુત્ર છે એવી વાત ચાલી રહી છે ! '

' હેં ? '

' ત્યારે હું એ હિસાબે વાત કરી રહ્યો છું. આને એ વાતની ખબર છે ? '

' ના, ના. ' ઉદયનને સાંભર્યું કે સૈનિકો પણ એ જ વાત કરતા હતા. પણ કુમારપાલે એ જાણી હોય તેમ જણાયું ન હતું.

' થયું ત્યારે. એને એમ છે કે એ ધારાગઢ જીતી દેશે એટલે મહારાજ એના ઉપર વારી જાશે. પણ આ છે મહા-રાજ જયસિંહદેવ ! એને તો આનું એક જરાક જેટલું વાણીનું અશુદ્ધ ઉચ્ચારણ હશે તો પણ પોતાની વિક્રમી પરંપરામાં એ નાલાયકી જણાશે ! મેં તમને સંદેશો મોકલ્યો ત્યારે જુદી વાત હતી. અત્યારે જુદી વાત છે. આંહીં તો ઘડી-ઘડીના રંગ છે. એ તો અમારા જેવા આંહી કેમ ટકે છે એ એક અમારું મન જાણે છે ! તમે આવશો એટલે બધું જાણશો જ નાં ? '

ઉદયનનું મન આના હુંકારી રણકા સામે અંદર ને અંદર હસી પડયું. એણે મોટેથી કહ્યું : ' કૃષ્ણદેવજી ! તમે છો તો કોક દિવસ કુમારપાલજીનો દી પાછો વળશે ! '

'પાછો વાળવો જ છે ને ! અમે આંહી શું કરવા બેઠા છીએ ? પણ હમણાં એમને અદૃશ્ય થઈ જવું પડશે ! આંહીં કુમારપાલજીનું અત્યારે સ્થાન નથી ! એમનો મદાર એમના પરાક્રમ ઉપર છે. પણ એ ખીલા વિના કૂદશે તો ઘડીના છઠ્ઠા ભાગમાં હતા ન હતા થઈ જાશે. પછી તમે ભલે સ્તંભતીર્થમાં રાજા રહ્યા—પણ આ જયસિંહદેવ સામે હરફ નહિ કાઢી શકો. ને હું—હું પણ શું કરવાનો હતો એકલો ?'

'આ હઠીલો આવ્યો લાગે છે !' ઉદયન બોલ્યો : 'મેં કુમારપાલજીને એ જ પ્રમાણે કહ્યું છે. તમે પણ એમ જ કહેજો. બીજી વાત જવા દો. હમણાં મનદુઃખની વાત જ રાખો !'

હઠીલો મંદિર બહાર હાથ જોડીને ઊભો હતો તેના તરફ દૃષ્ટિ કરતાં કૃષ્ણદેવે કહ્યું:

'એ બરાબર છે. હઠીલો આ જંગલનું જાણે પંખી છે. આંખમાંથી કણું કાઢે એટલી વારમાં એ જંગલ પાર કરાવી દેશે, ને વેશ તો આંહીંથી જ બદલી કાઢે. અમારા બાવાજીનાં ભગવાં, હઠીલો આમ લઈ આવશે. ને પાછા બન્નેને મેં તાવી જોયા છે, એટલે એ વાત આંહીં ભોંમાં જ ભંડારાઈ જાશે. નહિતર સવાર ઊગ્યે તમે ત્યાં કુમારપાલ સાથે ફરતા દેખાશો એમાં તમારી સલામતી નથી. ને મારી પણ સલામતી નથી.'

કૃષ્ણદેવ ધીમે બોલી રહ્યો હતો, પણ હજી વધુ ધીમે બોલવાની જરૂરિયાત હોય તેમ તેણે છેક ઉદયનના કાનમાં કહ્યું: 'તમે જોશો ને તમે છક્ક થઈ જશો !'

'કોને ?'

'એ જે હોય તે. મહારાજનો પુત્ર કહેવાય છે. શો સુંદર કિશોર છે! જાણે ઇંદ્રરાજનો જયંત હો! મન ને આંખ ભરાઈ જાય!'

'પણ એ છે કોણ?'

'એ જ તો નવી નવાઇની વાત છે. ઉજ્જેનથી કોક આંહીં આવી ત્યાર પછી આ વાત ચાલી છે!'

'કોક આવી? કોણ છે એ! કોઈ સ્ત્રીની વાત છે?' ઉદયનને ભુવનેશ્વરીનો આખો પ્રસંગ નજર સમક્ષ આવી ગયો. પોતાને હાથતાળી દઇને છટકી ગયેલી એ જ આ હશે, એમ એણે અનુમાન કર્યું. પણ પોતાનું અજ્ઞાન જ અત્યારે તો એણે ચાલુ રાખ્યું.

'કોણ એ તો કોને ખબર?' કૃષ્ણદેવે કહ્યું.

'નામ શું છે?'

'પ્રતાપદેવી કહે છે, પણ એ નારી કાંઈ નારી જેવી નથી. તમે જોજો ને! જાણે સાક્ષાત્ સરસ્વતી!'

'પ્રતાપદેવી? ભુવનેશ્વરીએ આ નામ તો ધાર્યું નહિ હોય?' ઉદયન વિચારમાં પડી ગયો.

કૃષ્ણદેવે હડીલાને બોલાવવા ધીમેથી તાળી પડી.

હડીલો તરત ત્યાં આવી ચડ્યો. કૃષ્ણદેવે એને એક બાજુ ઉપર લીધો. ત્યાં એના કાનમાં કાંઈક વાત કરી. અને થોડીવારમાં જ એ પાછો અદશ્ય થઇ ગયો.

'કુમારપાલજી!' હડીલો ગયો કે તરત ઉદયને ધીમેથી કુમારપાલને બોલાવ્યો. એને આ વાતનો જલદી અંત લાવવાનો હતો.'

કુમારપાલ આવ્યો. ઉદયન એની સામે જોઈ જ રહ્યો. કોઇ જબરજસ્ત મનોમંથન કુમારપાલના દિલમાં ચાલી રહ્યું હતું. યોદ્ધાની એક લાક્ષણિકતા એનામાં વસી રહી હતી. એ થોડું બોલવામાં માનતો. તેણે બેસતાં વેંત, નીચે નેણે, પૃથ્વી ઉપર જોઇને કહ્યું: ‘ ઉદયનજી ! મેં નક્કી કરી નાખ્યું છે ! ’

‘ શું ? ’

‘ મારી ‘ઔપમ્યા’ ભાગ્યહીન સાથે છે. મારે પડછાયે તમે દુઃખી થાશો ! ’

કૃષ્ણદેવ એના ઉચ્ચાર ઉપર હસી પડવાની તૈયારીમાં હતો, પણ ઉદયને એના હાથ ઉપર પોતાનો હાથ મૂક્યો. કૃષ્ણદેવ ગંભીર મૌન જાળવી રહ્યો.

‘ અમારા દુઃખની વાત નથી, મહારાજ ! ’ ઉદયને કહ્યું: ‘ પણ તમારા હિતની વાત છે. અત્યારે પરાક્રમ કરીને જયસિંહદેવને રાજી કરી શકાય તેમ નથી. એમના મનદુઃખની કોઇ સીમા નથી. એટલે આપણે હમણાં ખસીને મારગ કરી દેવો ! દુઃખનું ઓસડ દહાડા. પછી બધું સમુંસુતર થઈ રહેશે ! ’

‘ અને કુમારપાલજી ! અમારો મારગ ખુલ્લો હોય તો જ એ થાય ! ’

‘ હા, એ પણ બરાબર, ’ ઉદયને કહ્યું.

‘ હું આંહીંથી ક્યાં જાઉં ? ’

‘ દક્ષિણ પંથ ઠીક નહિ, કૃષ્ણદેવજી ! કોઈને પત્તો પણ ન લાગે. ને વળી ત્યાં રહ્યું કર્ણાટકમાં રાજ સોમેશ્વર*

* સોમેશ્વર ત્રીજો. ભૂલોકમલ્લ.

ચૌલુક્યનું. એટલે કોઈનો ગજ પણ વાગે નહિ. ભવિષ્યમાં નવેસરથી સંબંધની દોરી લંબાવવાની પણ એમાં તક રહે !'

'શી ?'

'ભૂલોકમલ્લ સોમેશ્વરનો સેનાપતિ આચ. એની મહત્ત્વાકાંક્ષા હજી ગૂજરાત ઉપર આવવાની છે. આપણો આંહીં પરાજય થાય એની એ રાહ જુએ છે. તમે એ બાજુ ઉપર ભોમિયા હો તો ફરી મહારાજને કાને વાત નાખી, તમારી ઉપયોગિતા સમજાવાય !' ઉદયનને મનમાં એ પણ ભય હતો કે આટલામાં જ કુમારપાલ રહે તો પોતા ઉપર વહેલુંમોડું વાદળ આવે. માટે દક્ષિણપથ ઠીક છે. દૂરનું દૂર !'

'મને તો એ બરાબર લાગે છે !' કૃષ્ણદેવે કહ્યું.

'ત્યારે મને પણ તે જ ગમે છે !' કુમારપાલ બોલ્યો.

'આંહીંની તમે ચિંતા કરતા જ નહિ,' કૃષ્ણદેવે કહ્યું. 'અમે પણ આ હડીલા જેવા થોડાક સાધી રાખ્યા છે ! વખત આવ્યો કે તૈયાર !'

એટલામાં હડીલો પાછો આવી ચડયો. એના હાથમાં એક પોટકું હતું. એમાં ભગવાધારીનાં વસ્ત્રો હતાં. 'તમારો ઘોડો, કુમારપાલજી ! જંગલરસ્તે હડીલો ક્યાંક બદલાવી દેશે—કોક ભીલાડ ગામમાં. આ ઘોડો તમને પ્રગટ કરી દે !' કૃષ્ણદેવજીએ કહ્યું: 'અને હમણાં તો અમે તમને ભગવાં પહેરાવીએ છીએ, પણ ભગવાન સોમનાથની સામે આટલું નોંધી રાખજો કે સ્તંભતીર્થના આ ઉદયનજી ને બીજો આ કૃષ્ણદેવજી એ તમને કોઇ કાળે ભૂલે તેમ નથી. મારું તો મનોમન સાક્ષી પૂરે છે કે પાસા નાખવાવાળા ભલે નાખી જુએ, પણ રાજ તો અંતે તમારું જ છે ! ઠીક ત્યારે, કરો

કંકુનાં ને બોલો જય સોમનાથની !'

'જે સોમનાથ !' કુમારપાલ પોતાના બનેવીને ભેટી પડ્યો. એક ક્ષણભર બન્નેનાં મન ભરાઈ આવ્યાં.

'જય અરહંત ! ભગવાન જયજિનેંદ્ર સૌ સારાં વાનાં કરશે, કુમારપાલજી ! ચાલો ત્યારે—'

કૃષ્ણદેવે થોડીવાર સુધી હઠીલાને કાંઈક આઘે લઇ જઈને કહ્યું. એ બે ક્ષણ ઉદયન કુમારપાલની સામે જોઇ રહ્યોઃ એણે પ્રેમથી એને ખભે હાથ મૂકયોઃ અને પછી ધીમેથી બોલ્યોઃ 'કુમારપાલજી ! હમણાં આ બાજુ ફરકતા નહિ હો. બાકી છેવટે પાટણનું સિંહાસન તમારું છે. મુનીંદ્ર હેમચંદ્રાચાર્યનાં વચનને યાદ કરો ! જયજિનેંદ્ર !'

કુમારપાલે હાથ જોડી બન્નેને મસ્તક નમાવ્યું. અને પછી તરત એ હઠીલા સાથે અંધારામાં અદશ્ય થઈ ગયો.

## ૩. ઉદયનને કાંઈ સમજાતું નથી !

કુમારપાલ અદૃશ્ય થયો કે તરત જ કૃષ્ણદેવે ઉદયનને કહ્યું, 'ઉદયનજી ! તમને કેમ લાગે છે ? આના નસીબમાં આ રખડપટ્ટી જ રહેશે કે શું ? શાકંભરીશ્વર આનકરાજનો સોમેશ્વર, મહારાજને પોતાના એ દૌહિત્ર ઉપર, નજર હતી. આનકરાજ પણ આઘીપાછી કાંકરી કરતા હતા, ત્યાં હવે આ પાછું નવું ધતિંગ જાગ્યું ! આને રખડવાનું જ મળશે !'

'તો તમને લાંછન લાગશે, અને આપણને સૌને લાંછન લાગશે !'

'પણ આ નવો કોયડો આવ્યો છે એનું શું ? એણે તો તમામે તમામ મહારથીઓને પણ મૂંઝવી દીધા છે. પેલી નારી—એણે વિદ્યુત્વેગે મહારાજને મેળવી લીધા !'

'એનું નામ તમે શું કહ્યું ? પ્રતાપદેવી કે બીજું કાંઈ ?'

'પ્રતાપદેવી ! પણ એ પ્રતાપદેવી જ છે. તેજ તેજ અને તેજનો અંબાર ! એણે આ કિશોર વિષે મહારાજને કહ્યું કે તમારો પુત્ર છે, સંભાળો !'

'સંભાળો ? મહારાજે એ માન્યું ?'

'ના. માન્યું કાંઈ નથી. પણ હજી વાતચર્ચા થઈ

રહી છે. પણ અંદરઅંદર ધૂંધવાય છે. એમ તો હજી કોઈને રસ્તો સૂઝતો નથી. મહારાજને સ્પષ્ટતાથી કોઈ કહી શકતું નથી. અને મહારાજ પોતે હજી કાંઈ નિર્ણય કરી શક્યા નથી ! ત્યાં આ અપુત્રીનું બન્યું. એ પણ મને તો લાગે છે એણે જ ગોઠવેલું. એક આઠવાડિયામાં તો એણે ઊથલપાથલ કરી મૂકી છે !'

'પણ એમ તે કાંઈ હોય ? ગમે તે આવે ને કહે કે આ તમારું છોકરું છે—'

'એ તો એની કાંઈક ખાતરી તો થઈ હશે નાં ? પણ મેં તમને ન કહ્યું—? હજી બધું અંદરઅંદર જાણકારોમાં જ રહ્યું છે ! બીજા તો વાતો કરે એટલું જ. કાંઈ નક્કી નથી. પણ મતિ સૌની મૂંઝાઈ ગઈ છે ! કોઈ માનત નહિ. પણ કહે છે, કશોર પાસે અદ્ભુત ગજવિદ્યા છે !'

'હા—'

'એવી ગજવિદ્યા—ન પૂછો વાત. મોટા મોટા જાતવંત ગજરાજોને કૂતરાની પેઠે હેળવી દે ! એટલે વાત હવે રસિક બની છે. મહારાજ એને ગજાધિપતિ બનાવવા માગે છે !'

'એવડા છોકરાને ? કેવડોક છે ?'

'હશે સોળસત્તરનો. પણ કાઠું છે મોટું. વીશનો લાગે !'

'એમ ? ત્યારે તો . . . .' ઉદયન વિચારમાં પડી ગયો : 'ભુવનેશ્વરીનો છોકરો હોય તો બરાબર એવડો જ હોય ! પોતે એ હેતુથી જ એકઃવખત દોરાઈને ભુવનેશ્વરીને સોમનાથ ક્ષેત્રમાંથી સ્તંભતીર્થ સાથ અપાવવાની જુક્તિ

પણ ગોઠવી હતી. પણ કોણ જાણે કેમ એ હાથતાળી દઈ ગઈ. એ ઉજ્જેનની જ હતી. તો તો ચોક્કસ એનો જ આ છોકરો.'

'તોપણું આપણું કાંઈક કરીશું, કૃષ્ણદેવજી ?'

'અરે, મંત્રીશ્વર ! અમારે હમણાં ક્યાં માથે માથું છે તે આંહીં પગ વાળીને બેસવાનું મળે ? મારે તો હમણાં ને હમણાં છાવણીમાં પહોંચી જવું પડશે. મહારાજ તો રાતના રાજા છે, એ તમને ક્યાં ખબર નથી ? અરે ! પેલા વાણિયાએ મને વાત કરી હતી પાટણમાં—ને હું તો હસી હસીને ઢગલો જ થઈ ગયો હતો—એવી વાત છે જયસિંહ મહારાજની !'

'શી વાત હતી ?'

'મહારાજ ભવાઈ જોવા ગયેલા. પોતાનો રાત્રિવેશ કાઢેલો. મહારાજના એવા વેશને ઓળખવાવાળો તો કોક માનો પૂત હોય તો ભલે ! બાકી તો ભલભલા ભૂલ ખાઈ જાય. ત્યાં એક વાણિયો પણ જોવા આવેલો, મહારાજને ખભે હાથ મૂકીને એ પણ જોવામાં ભળ્યો. વાતો કરતો જાય, હસતો જાય, મહારાજને ટપલી મારતો જાય—ને ભજવવાવાળાની મશ્કરી કરતો જાય ! મહારાજ પણ રંગમાં. પાસેથી કાઢીને કપૂરકેસરિયું પાન આપ્યું ! પેલે તો લઈ લીધું—ને સોપારીનો કટકો સામો આપ્યો !'

ઉદયન હસી પડ્યો : 'મહારાજ—મહારાજ, મહારાજની તો રોનક !'

'રોનક તો હવે આવે છે, રાતે ક્યાં જાય છે એ જોઈ લીધું. સવારે બોલાવ્યો. કહે: 'શેઠજી ! ખભો બહુ

દુખે છે ! વાણિયો પણ ગજબનો નીકળ્યો. તરત વાત જાણી ગયો. કહે: મહારાજ ! ધરણીનો ભાર ઉપાડો છો ને ખભો દુખતો નથી તે મારા હલકા હાથનો ભાર પડતાં કાંઈ ખભો દુખે ? હવે આવું જેણે લોકમાં થાનક મેળવ્યું છે, એ તો ધારશે એને રાજા કરશે ! ઉદયનજી ! આ ભૂમિમાં તો જયસિંહદેવ મહારાજને જોશો–તે જુદા હશે. વિક્રમનું જ રાજ. એક રૂંવાડું બાકી નથી ! એ જ સાહસ, એ જ પરાક્રમ, એ જ પરદુઃખભંજન ! એટલે હું કહેતો'તો મહારાજ આને રખડાવશે તો ? આડા હાથ દેવા કોણ જાશે ?'

'તમે અને હું–કૃષ્ણદેવજી ! દુનિયામાં કેક વીરો થઈ ગયા છે. એક ગાંગલી ઘાંચણ પાસે પણ હાર કબૂલ કરવી પડી છે. સમો સમાનું કામ કરશે. અને તમે—તમે મહારાજના ક્યાં વિશ્વાસુ નથી ?'

'ઠીક ત્યારે લ્યો, અરધી રાત ભાંગે તે પહેલાં હું પહોંચી જાઉં ! તમે રાત ગાળીને—સવારે આવી પહોંચશો નાં ?'

ઉદયને વિચાર કર્યો: 'હા, એમ જ, કૃષ્ણદેવજી !'

'તમે કોને—મહારાજને મળશો ?'

'હાસ્તો. હવે તો આ લાટના સિંધુરાજની—ને ભૂલોકમલ્લના સેનાપતિ આચની—એમ બે વાત કરીશું ! જે માટે આવ્યા હતા–એમને તો મોકલી દેવા પડ્યા !'

'ત્યારે હું તો ઊપડું !'

કૃષ્ણદેવ મંદિરની પાછળ ગયો. ત્યાં એનો ઘોડો ઊભો હતો. થોડી વારમાં એ પણ અદશ્ય થઈ ગયો.

કૃષ્ણદેવ ગયો એટલે હવે ઉદયન એકલો પડ્યો. તેણે

આસપાસમાંથી થોડાંક કરગઠિયાં એકઠાં કર્યાં. મંદિરને ફરતો આંટો મારીને અડાયાં લાવ્યો. દીપમાંથી એક રાડું સળગાવીને મોટો ભડકો કર્યો. અને એમાં થોડાંક વધારે લાકડાં નાખ્યાં. ભડકો મોટો થયો એટલે જઈને ઘોડાને લાવીને મંદિરમાં જ બાંધ્યો. ચારે તરફ ફરીને મંદિરની કારીગરી જોવા માંડયો. પણ એમાં કાંઈ ખાસ આકર્ષણ લાગ્યું નહિ. ખડકી વાસે એટલે મંદિરનો ભાગ પટારા જેવો જનજનાવરની બીકથી મુક્ત થઇ રહેતો હતો. ઉદયને ખડકી વાસી. થોડું ઘાસ વેરાયેલું પડયું હતું. તે ઘોડાને નાખ્યું. તાપણી પાસે આવીને તાપવા માંડયો. પોતે કુમારપાલને, મહારાજના આ જય્યમાં રજૂ કરીને—માલવયુદ્ધનો યશ અપાવવા નીકળ્યો હતો, અને એને આ કરુણ અંત આવ્યો. હશે, એક રીતે એ સારું હતું. નહિતર સ્તંભતીર્થમાં અચાનક રાજાજ્ઞા આવીને ઊભી રહેત!

પણ સૌથી મૂંઝવનારો પ્રશ્ન તો આ પ્રતાપદેવીનો હતો. એ તે વળી કોણ નવી નીકળી છે?

એ બેઠો બેઠો વિચાર કરી રહ્યો. પોતાની યોજનાઓ ઘડી રહ્યો. એને લાગ્યું કે પોતાનો માલવાને મોરચે શી રીતે વધારે વખત નીકળે એવી કાંઈક યુક્તિ ગોઠવવી પડશે!

આયની—કે—લાટની વાત મૂકતાં તો તરત પાછા ફરવાની આજ્ઞા થશે.

કોઈ રીતે પોતાને આંહીં રહી જાવું હતું. પણ કોઈ કહેતાં કોઈ કારણ એને જડતું ન હતું. એને હજી કૃષ્ણદેવની વાતોનો સીધો પથ સમજાયો ન હતો. પણ કુમારપાલનો માર્ગ ઘણો જ વિકટ થયો છે એ એ સમજી ગયો હતો.

પોતાના ઉપર કુમારપાલને સહાય્ય કરવાની આશંકાનું એક નાનું સરખું વાદળ ઘૂમી રહ્યું હતું એ એની જાણમાં હતું. કૃષ્ણદેવની વાતમાંથી બીજી કાંઈ માહિતી મળતી ન હતી. દંડ દાદાક, મહાદેવ કે મુંજાલ, સેનાપતિ કેશવ, આનકરાજ કે અશ્વરાજ આ નવી પરિસ્થિતિમાં ક્યાં હતા—એ હજુ સ્પષ્ટ થતું ન હતું. પ્રતાપદેવી કોણ હતી, એ પણ સમજાતું ન હતું.

ઉદયનને છેવટે લાગ્યું કે એ વિષે અત્યારે અનુમાન કરવું નકામું છે. પોતે ત્યાં જશે ત્યારે જ આ વાત સમજાશે.

પણ એણે પહેલો તો એ નિશ્ચય કર્યો કે પોતે કુમારપાલના વિરોધી તરીકે આંહીં હવે ઊભું રહેવું પડશે !

## ૪ અર્જુન ભટ્ટનો વંશજ !

બીજે દિવસે વહેલી સવારમાં જ ઉદયન, સોલંકી છાવણીની નજીક આવી પહોંચ્યો. છાવણીની છેલ્લી ચોકીનું તાપણું ત્યાં સ્પષ્ટ એની નજર સામે દેખાતું હતું. જંગલને અર્ધચંદ્રાકારે વીંટળાઇને પડેલી છાવણીમાં અનેક તાપણીઓ અત્યારમાં પ્રગટી ગઇ હતી. શિયાળા જેવી ઋતુ હતી. અને ચોકીદારો ઠંડી ઉડાડવામાં પડી ગયા હતા.

જંગલમાર્ગ છોડીને મેદાને આવતાં પહેલાં એક ક્ષણભર થોભી ગયો. એ મનમાં ને મનમાં વિચારી રહ્યો: ' એક રીતે કૃષ્ણદેવે એને છેક છેલ્લી ઘડીએ ચેતવણી આપીને મુશ્કેલ પરિસ્થિતિમાં મૂકી દીધો હતો, તો બીજી રીતે એ પણ ઠીક થયું હતું. આ પ્રદેશ તજીને કુમારપાલ ચાલ્યો ગયો હતો. એટલે પોતાની સ્થિતિ હવે સ્પષ્ટ થઇ જતી હતી. અત્યાર સુધી તો એના ઉપર એક લટકતી તલવારહતી ! આ મોરચે પોતે આવી જ રહ્યો છે તો પોતાની અગત્ય એણે સ્થાપવાની રહી. એની સફળતા કે નિષ્ફળતા ઉપર પોતાનું મહત્ત્વ વધે કે ઘટે. આડકતરી રીતે કુમારપાલનો ભવિષ્ય માર્ગ એથી સરળ બનતો હતો. માત્ર એણે ઘણી જ સાવચેતી રાખવાની હતી.

અત્યારે તો હઠીલાએ કુમારપાલને ક્યારનું જંગલ પાર કરાવી દીધું હોવું જોઈએ. એટલે પોતે આંહીં હવે શી રીતે પોતાની હાજરીનું મહત્ત્વ સ્થાપવું એ જ એનો મોટો પ્રશ્ન રહેતો હતો.

પોતે પાછો ચાલ્યો ગયો હોત તો શંકાથી પર થવાની પળ ગુમાવી હોત.

એટલે પાછા જવા કરતાં તો સોલંકીસેન તરફ આગળ વધવામાં જ ફાયદો હતો.

એના સ્મરણમાં કુમારપાલની લાંબી રખડપટ્ટીની ભાવિ આગાહી એક પળભર આવી ગઈ.

એક દિવસ એને રાજસિંહાસન મળવાનું હતું. પણ ભવિષ્યના અંધકારમાં છુપાયેલી એ આશાની રેખા કેટલી સાચી છે એ કોને ખબર? ને એને આધારે કાંઈ રહેવાય ખરું?

આંહીં તો કૃષ્ણદેવે કહ્યું તેમ નવી વસ્તુસ્થિતિ જન્મ લઇ રહી હતી. અને સામે જયસિંહદેવ મહારાજ જેવાનો દૃઢ સ્વભાવ હતો! એક વખત મહારાજ નિર્ણય કરી બેસે તો પછી એને ફેરવતાં આંખો ઓડે જાય. એવે વખતે હવે પોતે પાછો ફરે એ તો આપઘાત જ ગણાય. રાજદ્વારી આપઘાત. એટલામાં એના આ વિચારમાં વિક્ષેપ પડચો. જંગલમાંથી ચાલી આવતી એક બીજી પગદંડીએથી, એના કાન ઉપર કોઈકનો અવાજ આવ્યો: 'અલ્યા! કોણ એ? અત્યારે આમ ખોડિયાર પેઠે ત્યાં ઊભું છે?'

બોલનારની જાડી પણ સચોટ વાણીએ ઉદયનને આશ્ચર્યમાં નાખ્યો. ઉચ્ચારભેદે કોઇક ખેટકપંથનો લાગ્યો.

જંગલનો ફરતો ચોકીદાર હોય તો એણે એને હમણાં જ જોયો હશે કે કાલ રાતનો પોતાની પ્રવૃત્તિ ઉપર એ ધ્યાન રાખતો હશે?

એક ક્ષણભર ઉદયનને ક્ષોભ થઈ આવ્યો. જયસિંહદેવ ગમે તે વાત મેળવી લે છે એ લોકોક્તિનો જાણે આ પ્રત્યક્ષ અનુભવ થતો જણાયો. તેણે બોલ્યા વિના જ પેલાને પાસે આવવાની નિશાની કરી.

બોલનાર પાસે આવ્યો. ઉદયન એના વેષ સામે જોઈ રહ્યો. ટૂંકું કચ્છ વાળેલું ધોતિયું, એના ઉપર કસકસીને બાંધેલ ભેટ અને કડિયા ઉપર લટકતી પિછોડી, કેડમાં ભયંકર તલવાર, ખભે ભરાવેલાં તીરભાથું, આખી, કડક, વીંધી નાખે એવી ઝીણી પણ તેજસ્વી આંખ.

ચોકીદાર કરતાં કોઈ સાહસ કરવા નીકળી પડેલો હોય એવો એ જણાયો. એના કાનમાં બે સોનેરી કુંડળ લટકતાં હતાં. એમાં લંકાના પાણીદાર મોતી ચમકી રહ્યાં હતાં. શરીર પણ બળવાન, આકર્ષક, અને કસાયેલું હતું. ખેટકપંથ તરફનો કોઈ રણજોદ્ધો જણાતો હતો.

'કેમ ક્યાંથી ખેટકપંથમાંથી આવ્યા છો?' ઉદયને એને પૂછ્યું.

'હોવે; તમે?' એની સીધી, જાડી, બેદરકાર રીતભાતથી ઉદયન આશ્ચર્ય પામ્યો. એણે આવીને બે હાથ પણ જોડ્યા ન હતા.

'હું પણ એ બાજુથી!'

'હોય નહિ; તમે તો સ્તંભતીર્થના લાગો છો!'

'એ બધું એ નું એ નાં?'

'સ્તંભતીર્થમાં તો પેલો મારવાડી જૈન છે, ઉદયન મહેતો. કહે છે, એણે મહારાજનો ગુનો કર્યો છે, કુમારપાલને આશ્રય આપવાનો. એનું શું થયું પછી ?'

ઉદયન વિચારમાં પડી ગયોઃ આ અકસ્માતી સવાલ હતો કે હેતુસર મૂકેલો પ્રશ્ન હતો ? તેણે પ્રત્યુત્તર વાળ્યોઃ 'એનું શું થાય ? મહારાજે તપાસ કરાવી, પણ કુમારપાલ ત્યાં હોય તો મળે નાં ?'

'પણ એમ તે કાંઈ મળે ? અમારા જેવાને સોંપે તો આતમે પાતાળથી ઊભો કરી દઈએ !'

ઉદયનને માણસ આખાબોલો, સાહસિક અને રસ લેવા જેવો લાગ્યો. તેણે એનું માપ કાઢવાનો નિશ્ચય કર્યો. પણ પહેલાં તો એ કોણ છે ને આંહીં ક્યાંથી આવેલ છે એ જાણી લેવાની જરૂર હતી.

'જુઓ મહારાજ ! તમે જાણે ખેટકપંથના છો. ત્રિપુંડ્ર છે, એટલે બ્રાહ્મણ લાગો છો. પણ તમને ખબર લાગતી નથી કે તમે ક્યાં ઊભા છો !'

'કેમ વળી ? ક્યાં તે આ જંગલમાં. એમાં શી મોટી ખબર રાખવાની હતી ?'

'પણ આમાં સેનાપતિની પરવાનગી વિના પંખી પણ સંચરે નહિ એવી રાજઆજ્ઞા છે એની તમને ખબર લાગતી નથી !'

'ખબર છે, હોવે, કેમ નો'ય ? એટલે તો આ વગડાઉ પંથ લીધો. તમારા જેવું ટારડું સાથે હતું તે કાઢી નાખ્યું; ને મૂકર્યાં આડેધડ વે'તાં, તે વહેલું આવે ધારાનું પાદર ! હવે તો કેટલુંક હશે ? બહુ તો ઢેફાવા !'

માણુસ પહેલવહેલો જ આ તરફ સાહસ કરવા આવતો હોય એવું જણાતાં ઉદયનને એનામાં વધારે રસ પડ્યો, અને જરાક શાંતિ પણ થઇ. પોતાને આવા થોડાક મેળવવા તો પડશે જ—તો આનાથી જ ગણેશાય નમઃ કરવા જેવું લાગ્યું.

'તમારું નામ શું?'

'ભટ્ટ મલ્હાર! નામ સાંભળ્યું છે અર્જુન ભટ્ટનું?'

'હા! મહારાજ ભીમદેવના વખતમાં. એ તમારે શું થાય?' પોતાને ભટ્ટ અર્જુનમાં સ્વજન જેવો રસ હોય એવા અવાજે ઉદયને પૂછ્યું. 'તમે એના વંશના?'

'એ તમારે શું થાય?'

'શું તે એ અમારા બાપદાદા! આ તો અમારો *ખેટક પંથ—અને ત્યાંના અમારા ખેટકપંથી બ્રાહ્મણો, જરાક રહ્યા પરમંધીલા, અમારે ત્યાં કેવડાનાં વન રહ્યાં નાં એટલે, બારકા સાદુ મરી છૂટે ને અંદરઅંદર નોખનોખાં હોરડાં ખેંચ્યા કરે. હું રહ્યો એકલો, પાછળ વેર કોઈ હવે દીવો કરે તેમ છે, નહિ એટલે કીધું, લાવને, ધારાગઢને રણુપંથે પાછું અર્જુન ભટ્ટનું નામ ઊભું કરીએ! એટલે આ બાજુ નીકળી આવ્યો. એક રીતે નચંત છું. જયદેવ મહારાજને'ય ભગવાન સોમનાથે નચંત રાખ્યા છે, તો એને વળી, ભલભલ પાણા પગ ઉપર, છોકરાનું ઘેલું લાગ્યું છે! અલ્યા નિસલ-મંત્રી જેવા કહેતા કે નિર્વંશ એ નિર્વંશ! એના જેવો કાંઈ મજો છે? કોક ઓટીવાર નીકળે તો ઘરવખરી ને ઘરેણાં-

---

*ખેટકનું મૂળ ખેટકપટ્ટન-કેતકપટ્ટનમાં રહ્યું છે. કેતક-કેવડો. એના ઉપરથી. એક વખત ત્યાં કેવડાનાં જંગલ હોવાં જોઈએ.

મોંઢાં તો ઠીક પણ બાપદાદાની પ્રતિમા હોય તો એને ય વેચી ખાય! આ જયસિંહ મહારાજને પોતાની પ્રતિમા વેચાવવાનું મન થયું છે, એટલે છોકરો, છોકરો, કરે છે. ભગવાને મારા જેવું નચંતિયું નિર્વંશિયું જીવન માંડ માંડ આપ્યું છે તે ગમતું નથી! મંડે નહિ સાચવાટીને લડવા તે મલક આખો ઘેર થાય!'

'અરે! પણ ભટ્ટ મલ્હાર! તમે વાત કરો છો પણ લડી લડીને રાજ ભેગું કરે એ કોને માટે?'

'અરે! એ તો વળી થાવાનું હશે એ થાશે. કોઈનાં રેઢાં રહ્યાં છે તે એમનું રેઢું રેશે? હાંકવાવાળો બીજો આવી જાશે! પણ પોતાની નામના તો રહી જાય! આ તો આમ કલંજર, ને ચેદિ, કાન્યકુબ્જ ને કર્ણાટક ને એવાં રાજને પાડવાને બદલે ઊંધે રવાડે ચડી ગયા! આ ધારાગઢ તો ત્રણ દીમાં પડે!'

'ત્રણ દિમાં પડે? શી રીતે?'

ઉદયન મનમાં ને મનમાં હસી રહ્યો. 'આ કોક નવો પલોટાયેલો જણાય છે!'

'આ એ કહેવા સાટુ તો છેક ખેટકપંથથી આંહીં આવ્યો છું. વચમાં વળી સાંભળ્યું કે ગજવિદ્યાનિપુણ લડવૈયા મહારાજ ભેગા કરે છે. રસ્તે આખે વિચાર આવ્યો કે આ'ય માળું એક રોનક જેવું છે! ધારાગઢ બાંધનારે પોતાનું કાંઈ ઠેકાણું જ નહિ રાખ્યું હોય ભાગવા સાટુ? એનો જ વિચાર કરો અટલે ગઢ પડે! એનું જે ભાગવાનું ઠેકાણું, આ એ આપણે પેસવાનું ઠેકાણું!'

ઉદયનને વાતમાં કાંઈક અર્થ લાગ્યો.

'તમારી પાસે કાંઈ એવી વાત છે, ભટ્ટ મલ્હાર! કે ફક્ત મોઢેથી હાંકો છો?'

'હોવે; વાત નહિ હોય? ધારાગઢ લેવા અર્જુન ભટ્ટ આવ્યા'તા એ ભૂલી ગયા? તો એ વખતનું એવું એક પાંદડું હાથ આવ્યું અટલે કીધું લાવને, મહારાજને કોઇ દી મળ્યા નથી, તે મળવા પણ થાશે ને આપણાં, આ નવરા બેઠાં, મફતનાં હથિયાર જૂનાં થાય છે, તે પાણી પીશે! રસ્તે કોકે કહ્યું કે, રસ્તે રજા વિના જોદ્ધા સિવાય બીજું કોઈ આવેજાય એવું રહ્યું નથી, અટલે પછી આ જંગલ સોંસરવો ચાલ્યો આવ્યો!'

'કોઈ મળ્યું નહિ? કોઈએ પડકાર્યો પણ નહિ?'

'અમારો રસ્તો તો આંહીના ભીલાડને ય ભારે પડે એવો. એમાં કોણ મળે? અને હવે તો આ રહ્યું!'

'તમારે આમ ક્યાં ઊતરવું છે?'

'જ્યાં સારું દેખાશે ત્યાં! આપણે તો માથે કોઈ છાપરું ન હોય તો વળી ઊલટાનું વધારે સારું!'

'તો પછી અમારી ભેગા જ ચાલો ને! મારે પણ સોલંકી સેનમાં જ જાવું છે!'

'પણ—તમે કોણ? તમારું તો નામ પૂછતાં જ હું ભૂલી ગયો!'

'એ ય તમે જાણશો. મારે પણ કાંઈક નામ તો હશે નાં? પણ હમણાં તો મારી ભેગા ચાલો. મારી સાથે હશો તો તમને કોઇ પડકારશે નહિ. એટલે આપણે છાવણી સોંસરવા નીકળી જઇશું! તમારે મહારાજને મળવું છે નાં?'

'પણ મારે કાંઇ એમ ઉઘાડે છોગ મળવું નથી.

મારી મળવાની રીત મારી જ છે. જયસિંહદેવ મહારાજ છાનામાના માણસની વાત જાણવા ઘેર આવે છે, એમ સાંભળ્યું છે, તો મારે એમ મળવું છે!'

'એમ ? એમ તો એમ—પણ તમારી વાત મહારાજને પહોંચાડવી તો પડશે નાં ? આંહીં તમે કોઇને ઓળખો છો ?'

'મુંજાલ મહેતાની થોડીક ઓળખાણ છે!'

'બીજા કોઇને ?'

'ના.'

આને હવે છુટ્ટો મૂકવામાં ઉદયને જોખમ જોયું. આંહીં આ એક યુદ્ધનો ને સાહસનો રસિયો જીવડો હતો. એને વળી કોઈની ય જાણ નહોતી. હજી કોઇનો પક્ષાગ્રહ ન હતો. એની પાસે કાંઈક ઉપયોગી માહિતી પણ લાગી. તેણે કહ્યું: 'મલ્હાર ભટ્ટ ! તમને તો ક્યાંથી ખબર હોય ? પણ તમારે અર્જુન ભટ્ટને ત્યાં, ઘી વેચી વેચીને અમારા બાપદાદાના પગ પણ ઘસાઈ ગયા'તા ! આજ તો આ જોગાનુજોગ જોગ મેળવ્યો છે ભગવાન સોમનાથે, તો હવે હું તમને એક વખત સત્કાર લીધા વિના જવા નહિ દઉં. મારું ઠેકાણું, ઘર પાવન કરીને પછી તમ તારે જવું હોય ત્યાં જાઓ—! તમે બ્રહ્મદેવ છો: વળી જૂની ઓળખાણ નીકળી પડી: એટલે હવે જવા તો નહિ દઉં!'

'પણ તમે—તમે કોણ ? એની માંડીને કહો તો કાંઈક ધડમાથું સૂજે નાં ?'

'આ બ્રાહ્મણ આખાબોલો, સ્વભાવનો આવો વિચિત્ર, પાછો તમના વિનાનો, કુમારપાલ વિષે હમણાં જ કાંઈનું કાંઈ બોલી ગયો હતો, એને અત્યારે પોતાનું ઓળખાણ આપતાં

તો નકામી માથાકૂટ વધશે,' ઉદયન મનમાં વિચારી રહ્યો. તે મોટેથી બોલ્યો : 'મોઢેરકના સ્વામી કૃષ્ણદેવને ઓળખો છો ? આપણે ત્યાં જવું છે. ત્યાં તમે નિરાંતે બે દી લાડુ-ભોજન કરો. પછી તમતારે જાવું હોય ત્યાં જાજો !'

'પણ આવા જમાનામાં જુદ્ધ ચાલે છે ત્યાં કાંઈ બે દી ભાંગ્યા પોસાય ? આજ કે' છે, ઘડીઘડીના ખેલ છે !'

'એ ય તમારું સાચું !' ઉદયને ત્વરાથી કહ્યું : 'કૃષ્ણદેવને મળીને તરત જ મહારાજને મળવાનું રાખજો પછી ? કે' છે, મહારાજ પાસે દુર્ગના કાંઈક સમાચાર આવ્યા પણ છે. એટલે તમારે ઉતાવળ કરવી પડશે. બસ ?'

'પણ તમે—તમારું નામ તો બતાવતા નથી ! તે વિના મને શી ખબર પડે કે હું કોને આધારે ચાલી રહ્યો છું !'

'આધાર એક ભગવાન સોમનાથનો. હું ય જેવા તમે છો તેવો છું. કોઈ રાજા બાજા નથી ! મેં 'ય ખેટકપંથ ખેડ્યો છે. પણ તમે પૂછ્યું, એટલે કહું છું કે અર્જુન ભટ્ટની વાત તમે કરી અને હવે તમને જાવા દઉં તો મને લોક કૂટ કહે ! લ્યો, ચાલો ભટ્ટજી ! આપણે પાછું મોડું થાય છે. ભગવાનકીરપા—તો આપણે પહોંચશું, ત્યાં કૃષ્ણદેવજી, કાં તો મહારાજને મળવા જ ઊપડતા હશે. તો તો આજ સાંજે જ તમારે ભેટો ! એ તમે મારે કહ્યું કે તમારે તમારી રીતે મહારાજને મળવું છે ! ખેટકપંથના બ્રાહ્મણ તે આનું નામ !' ઉદયનને તો અત્યારે હવે આને હાથ કરવાનો હતો, એટલે જે સૂઝયું તે વણી કાઢ્યું.

મલ્હાર ભટ્ટને જરાક આનંદોર્મિ થઈ : 'હું તો આવ્યો છું કેવળ જુદ્ધનો રસ માણવા. પછી તો માન માગું ને !

તે મહારાજે એવો શિરસ્તો પાડ્યો છે એટલે. મારી પાસે જે વસ્તુ છે એ તો ખુદ અર્જુન ભટ્ટ જેવાની જાતમાહિતીની—ને ધારાદુર્ગ ઊભો થયો તે વખતની છે! આજકાલની નથી. એ કોઈની પાસે નહિ હોય!'

'અરે! ભટ્ટજી! તમે મળતાં તો મહારાજનો જુદ્ધરંગ સુધરી ગયો એમ જ સમજોને! ચાલો ત્યારે, તમે જાણે મારી સાથે મારા સુભટ છો. ચાલો, કોઈ પૂછતું નથી!'

ઉદયન ને મલ્હાર ભટ્ટ સોલંકી સેનની છાવણી તરફ ચાલ્યા.

## ૫. કૃષ્ણદેવને ત્યાં !

ઉદયનને આખે રસ્તે પોતાની આ વિચિત્ર પણ મૂલ્યવાન સાથીના વિચાર આવતા હતાં એને હવે શી રીતે પોતાની પાસે કે કૃષ્ણદેવ પાસે જ રાખી લેવો, ને એની માહિતી સાચી હોય તો એનો પ્રથમ ઉપયોગ કરી લેવો, એ યોજના એ મનમાં ઘડી રહ્યો હતો. એક વખત સૈનિકોના ધામમાં પહોંચ્યા એટલે તો આ જુદ્ધરસિયો જીવ ઠરી ઠામ બેસે તેમ એને લાગ્યું નહિ. પણ એણે જે કુમારપાલ વિષે વાત કરી તે એને ફરીફરીને સાંભરી આવી. કૃષ્ણદેવ છેક સામે આવીને કુમારપાલને રવાના કર્યા પછી જ પાછો ફર્યો એ સૂચક હતું. એ કૃષ્ણદેવને લાગે કે મહારાજ જયસિંહદેવની નજર આ તરફ ઠીક નથી એટલે તરત એ બાજુ એ પૂંઠ જ ફેરવી જવાનો. કુમારપાલનો બનેવી છતાં કૃષ્ણદેવ શંકાથી પર હતો ! અને પોતાના ઉપર તો તલવાર લટકતી હતી ! કૃષ્ણદેવની, ત્વરિત પક્ષ ફેરવી નાખનારી બુદ્ધિ જોતાં, એ પોતાને પણ મિયાંઉં કરી નહિ બેસે એની કાંઈ જ ખાતરી ન હતી.

એટલે ઉદયન આ બ્રાહ્મણરાજનો ઉપયોગ કરીને

મહારાજ પાસે પોતાની જાતને પણ તાત્કાલિક શંકાથી પર કરી દેવા માગતો હતો !

એને અચાનક વાત સાંભરી. કુમારપાલ દક્ષિણ તરફ હોવાના સમાચાર આ બ્રહ્મદેવ આપે ! અને પછી ધારાગઢની વાત પણ કરે ! તો એ વાત બંધાઈ જાય ! અને પોતાના ઉપરની શંકા દૂર થાય. આંહીં પોતાનું સ્થાન પણ થાય.

એણે બ્રહ્મદેવનો ઉપયોગ કરવાનો નિશ્ચય કરી લીધો. અને તે આમ કે તેમ ડગલું માંડે તે પહેલાં જ. એ છાવણી તરફ ત્વરાથી આગળ વધ્યો. રસ્તે મલ્હાર ભટ્ટની સાથે અલકમલકની માંડી.

થોડીવાર થઇ અને સોલંકી સેનની રૂપરેખા સ્પષ્ટ દેખાવા માંડી. વહેલી પ્રભાતમાં પહોંચ્યા હતા છતાં એ વખતે પણ અસંખ્ય ઘોડેસવારોની હારની હાર આમતેમ મેદાનમાં ફરી રહેલી એણે દીઠી. શંખનાદ થઈ રહ્યા હતા. રણવાજિંત્ર વાગી રહ્યાં હતાં. પડઘમ અને ઢોલના અવાજથી મેદાન ગાજતું હતું. સૈનિકોનાં ટોળેટોળાં પોતપોતાના જુદાજુદા કાર્યક્રમમાં રોકાઈ ગયા હતા. કોઈ તલવારપટ્ટા ખેલતા હતા. ક્યાંક નિશાનબાજી ચાલી રહી હતી. એક ઠેકાણે ઘોડેસવારોનું કૃત્રિમ યુદ્ધ પણ થતું હતું. ઉદયન એ દૃશ્ય ઉપર દૃષ્ટિ ફેરવતો ફેરવતો, તુરંગાધ્યક્ષના મુખ્ય શિબિર તરફ આગળ વધ્યો. રસ્તામાં એને હવે કોઈ રોકટોક કરે તેમ ન હતું. ઘણાખરા સૈનિકોએ એને ઓળખી કાઢ્યો હોય તેમ જણાયું. આ તરફ સ્તંભતીર્થના સૈનિકો જણાયા. કૃષ્ણદેવની પટ્ટકુટી પાસે એ પહોંચ્યો, પણ પોતે જોયું તે

માનતો ન હોય તેમ એક ઘડીભર તો અવાક્‌ની જેમ એ જોઈ જ રહ્યો.

હઠીલો ત્યાં દ્વાર પાસે ઊભો ઊભો કોઈની સાથે વાત કરી રહ્યો હતો !

આ માણસ એટલીવારમાં કુમારપાલને જંગલ શી રીતે પાર કરાવી શક્યો અને પોતાના પહેલાં આંહીં શી રીતે આવી ચડ્યો એ એને મન એક કોયડો થઈ પડ્યો. એના મનને ચિંતા થઈ કે વખતે કાંઈક બન્યું ન હોય ! તુરંગ સેનાપતિના શિબિરની સમક્ષ સોલંકીઓનો કુક્કુટધ્વજ લહેરાઈ રહ્યો હતો. ઉદયન એ તરફ જ ગયો.

એને દૂરથી જોતાં જ હઠીલો કાંઈ પણ બોલ્યા વિના અંદર દોડ્યો ગયો. એણે પોતાને ઓળખી કાઢ્યો હોય એમ ઉદયનને લાગ્યું. ઘોડાને ત્યાં ઊભો રાખી તે નીચે ઊતર્યો.

બે ક્ષણમાં જ કૃષ્ણદેવ બહાર દેખાયો. તે ક્યાંક જવાની તૈયારીમાં જ હોય તેમ શસ્ત્રાસ્ત્ર સજીને જ આવી રહ્યો હતો. એનો ઘોડો ત્યાં અધીરો બનીને થનગની રહ્યો હતોઃ ‘આવો, આવો, મંત્રીશ્વર ! આવો !’ ઉદયનને હમણાં જ મળતો હોય તેમ કૃષ્ણદેવ બોલ્યો. ‘અમને કહેવરાવ્યું પણ નહિ કે તમે આવવાના છો ? અરે ! હઠીલા ! દોડ દોડ, તેજદેવને કહી દે મંત્રીરાજ માટે આ તરફની બે પટ્ટકુટી હમણાં ને હમણાં તૈયાર કરી દે ! ક્યાં છે તમારા સૈનિકો ? મહારાજ કાલે જ તમારી તરફના સમાચાર મેળવવા આતુર હતા !’

કૃષ્ણદેવની વાતનો મર્મ ઉદયન સમજી ગયોઃ એને મનમાં શંકા હતી તે દૃઢ થઈ. કુમારપાલ વિષે વધારે

પૃચ્છા થતી જણાય છે !

'અમારી તરફના ? અમારી તરફ હમણાં તો કાંઈ સમાચાર નથી. હમણાં તો લાટ કર્ણાટ બધાં શાંત છે !'

'મહારાજને કોઈકે સમાચાર આપ્યા છે કે કુમારપાલદેવજી ગજશાસ્ત્રમાં અતિ નિપુણ છે. મહારાજને ઇચ્છા થઈ કે આ મોરચે એમનો લાભ લેવાય! પણ કુમારપાલદેવજીનો પત્તો જ ક્યાં છે ? એમને મુસાફરીનો અનહદ શોખ ! એક ઠેકાણે થીર થાય તો એનું ઠેકાણું મળે નાં ? પણ મંત્રીશ્વર ! અંદર તો આવો, પછી મારે તો હમણાં જ મહારાજને મળવા જવાનું છે ! આ ભટ્ટજી કોણ ?' કૃષ્ણદેવે કહ્યું તેમાં કેટલું આ નવા માણસને જોઈને કૃષ્ણદેવ બોલી રહ્યો હતો અને કેટલું પરિસ્થિતિનું સૂચક હતું તે વિષે ઉદયન વિચાર કરી રહ્યો. કૃષ્ણદેવ આગળ ચાલ્યો.

ઉદયને મલ્હારભટ્ટના કાનમાં કહ્યું: 'ભટ્ટજી ! હમણાં જ મળવું છે મહારાજને ? તો આ તક જેવીતેવી નથી. કૃષ્ણદેવજી સાથે જ જવાય. કહો તો કહી દઉં કે આ જાણે છે કુમારપાલજી વિષે !'

'પણ હું ક્યાં જાણું છું ?' મલ્હાર ભટ્ટે કહ્યું.

'પણ તમે ધારાગઢ વિષે જાણો છો નાં—? કુમારપાલના મિષે તો તરત મળાશે એટલું જ. બાકી આપણે તો ધારાગઢની વાત ન કરીએ ? તમે કહ્યું તેમ મળવું હોય તોય ભલે ! પણ એમાં જાશે વખત. અને અત્યારે તો વહેલો તે પહેલો એવી વાત છે !'

મલ્હાર ભટ્ટને વાતમાં વજૂદ તો લાગ્યું: પણ તેનું મન ચિંતામાં પડ્યું હતું.

'બોલો, આ તો તમે કહેતા હતા, મળવું છે તો આ વખત છે..'

'હોવે, મળવાનું તો છે જ. ત્યારે—'

એના હોઠમાંથી શબ્દ બહાર નીકળ્યો ન નીકળ્યો તે પહેલાં તો ઉદયને મોટેથી કહ્યું:

'કૃષ્ણદેવજી! કુમારપાલજીનો પત્તો આ અમારા ભટ્ટરાજને —'

'હેં!' કૃષ્ણદેવ આગળ જતો અટકી પડ્યો. તે સમજી ગયો. મહારાજને કુમારપાલના કાંઈ ને કાંઈ સમાચાર પહોંચાડી દેવા માગતો હતો. કૃષ્ણદેવનું મન એ નિર્ણયમાં ડગુમગુ હતું. તે આગળ આવ્યો. ભટ્ટજી સામે ઊભો રહ્યો. 'કોણ આ ભટ્ટજી? એ ક્યાંના છે?'

'હું ખેટકપંથનો!'

'એ છે ખેટકપંથના,' ઉદયને વાત આગળ વધારી. 'આમ દક્ષિણાપથની જાત્રાએ ગયેલા, રસ્તામાં કોલ્હાપુર વતનમાં, એમને કુમારપાલ વિષે માહિતી મળી ગઈ!'

'હેં! જાતમાહિતી?'

'હા, હા, જાતમાહિતીની વાત છે! એટલે તો મેં કહ્યું, ભટ્ટજી મહારાજ! તમે આ મહારાજને સમાચાર આપતા જાઓ!'

'હાં, બરાબર છે. કુમારપાલજી છે, ગજશાસ્ત્રનિપુણ. અને આંહીં હમણાં એવા માણસનો ખપ પણ છે!'

મલ્હાર ભટ્ટ અત્યાર સુધી સાંભળી રહ્યો હતો. એને કહેવાનું મન થઈ આવ્યું કે કુમારપાલને આંહીં જોયો છે જ કયે કાકે, પણ ત્યાં તો ઉદયને પૂર્તિ કરી દીધી: 'આ કુમારપાલજીનું

તો ઠીક, પણ ભટ્ટજી એક વાત અમત્યની જાણે છે !'

'શી ?' કૃષ્ણદેવે ઉતાવળે પૂછ્યું.

'એ મહારાજને પોતાને આપવાની છે !' મલ્હાર ભટ્ટ બોલ્યો. અને પછી કૃષ્ણદેવ ન દેખે તેમ ઉદયનને બીજી કાંઈ વાત ન કહેવાની નિશાની કરી દીધી. પણ મલ્હાર ભટ્ટને હવે વાત આગળ ઉપાડ્યા વિના છૂટકો જ ન હતો.

'હું છું ખેટકપંથનો,' એણે કૃષ્ણદેવને કહ્યું, અને પછી ઉમેર્યું: 'અર્જુન ભટ્ટને ઓળખો ?'

કૃષ્ણદેવે ઉદયન સામે જોયું. ઉદયને જરાક નેણ નીચે ઢાળ્યું. કૃષ્ણદેવ સમજી ગયો. વાત જાણતા હોય તેમ વર્તન રાખવાનું હતું.

'વાહ ! અર્જુનભટ્ટને તો પાટણનું છોકરું ય ઓળખે છે ! કેમ એમ બોલ્યા, અર્જુન ભટ્ટને ઓળખો ?' કૃષ્ણદેવે ઝડપથી જવાબ વાળ્યો. એ સમજી ગયો કે આ ભટ્ટરાજની મારફત જ કુમારપાલની લોકવાર્તાનો મેળ મેળવવાની વેતરણમાં ઉદયન હતો. અને ભટ્ટરાજને મહારાજને મળવાની ઉતાવળ લાગી.

ઉદયન અને કૃષ્ણદેવે શિબિરનાં અંદરના ખંડમાં પ્રવેશ કર્યો: કૃષ્ણદેવે બેસતાં વેંત જ તાલી પાડી. તેજદેવ દેખાયો.

'તેજદેવ ! મંત્રીશ્વરની પટ્ટકુટી પાસે ભટ્ટરાજનો પણ મુકામ રાખવાનો છે. એમનો તુરંગ. . .'

'તુરંગ એ રાખતા નથી . .'

'હા . . પણ ત્યારે આપણે ત્યાંથી એ પસંદ કરે ! પણ એ તો પછી થઈ રહેશે. તમે ભટ્ટરાજ ! તૈયાર થાવું

હોય તો તેજદેવ તમારી સાથે આવે. જરાક સ્નાનસંધ્યા પરવારો, ત્યાં હું પણ મંત્રીશ્વરનો બંદોબસ્ત કરાવી દઉં! પછી આપણે જઈએ!'

મલ્હાર ભટ્ટ થોડીવાર પછી બહાર નીકળ્યો. તે સમજી તો ગયો હતો કે પોતે જેને એ ચોપડી હતી તે આ સ્તંભતીર્થનો ઉદયન જ છે. પણ હજી એ વિષે નક્કી કરવાનું રહી જતું હતું. ત્યાં તેજદેવ જ બોલ્યો: 'તમે ઉદયન મંત્રીશ્વરજીની સાથે કેટલુંક થયાં છો?'

મલ્હાર ભટ્ટ વિચાર કરી રહ્યો. પણ એણે એક વાતમાં પ્રવેશ કરી લીધો હતો. હવે અત્યારે તો એ તંતુને આમળ જ વધારી શકે, તોડી ન શકે. એને પ્રત્યુત્તર આપવો પડ્યો: 'સારો વખત થયો!'

મલ્હાર ભટ્ટ ગયો કે તરત ઉદયને કૃષ્ણદેવને કહ્યું: 'કૃષ્ણદેવજી! આ ભટ્ટજી છે પેટકપંથનો. આપણને તો આપણા ઉપરનું વાદળ દૂર કરવા એ મળી ગયો એમ સમજવું. એની પાસે મહારાજને આપવા જેવી ધારાગઢ વિષેની અગત્યની વાત છે, ને એ મહારાજને તત્કાલ મળવા માગે છે. ભેગાભેગું આ કુમારપાલનું હમણાં પૂરતું પતી જાય તેવું છે!'

'એ તો હું સમજ્યો. પણ એ તમને મળ્યો ક્યાં, મંત્રીશ્વર? આપણી વાત તો એણે જાણી નહિ હોય? આ જંગલનું પંખીએ પંખી હઠીલાની જાણમાં છે. તમે જોયું નાં—કુમારપાલજીને એણે જંગલ પસાર કરાવી દીધું ને પાછો આંહીં આવી પણ ગયો. હઠીલા ઉપર સોએ સો ટકાનો વિશ્વાસ ન હોય તો હું આ સાહસ કરું નહિ. આંહી તો મહારાજ

જયસિંહદેવ છે! ને શિરસ્તારેની આ વાત છે! તમે ઓળખો છો આને કે પછી આ રસ્તાનું જ ઓળખાણ છે?'

ઉદયન વિચાર કરી રહ્યો. પોતે જે ભૂમિકા આંહીં હવે તૈયાર કરવા માટે બેસી જવાનો હતો તેમાં કૃષ્ણદેવની મુખ્ય સહાય્ય લેવાની હતી. કૃષ્ણદેવની વાત સાચી હતી.

'આમાં જરાક જ ભૂલ થાય તો થઈ રહ્યું!' કૃષ્ણદેવે કહ્યું: 'એ તો અમારા જેવાને ખબર છે, આંહીં શું વીતે છે!'

'પણ આપણે આને નાણી તો જોઈએ. ઉપયોગમાં આવે તેમ હોય તો!' ઉદયન બોલ્યો: અને પછી તરત ઉમેર્યું: 'તમારે જવું થાય ત્યારે જ એને સાથે લઈ જવો!'

'પણ મહારાજને પોતાને જે માહિતી આપવાની છે એ શાની છે? મને તો બીજો ડર છે. એણે આપણને જોયા તો નહિ હોય નાં? એ તમને ક્યાં મળ્યો? આ મહારાજ, આંહીં બેઠા રુદ્રમહાકાલના સ્તમ્ભે સ્તમ્ભનું શિલ્પ જાણે પોતે જ સરજાવી રહ્યા હોય તેટલો રસ એમાં લે છે, ને ધારા ઉપરની વ્યૂહરચના પણ એટલી જ ઝીણવટથી પોતે સંભાળી રહે છે! આવી એની શક્તિ છે. ઉદયનજી! પગલું એક જરાક પણ ઉતાવળું લીધું કે સામે જયસિંહદેવ છે હો!'

મહારાજ વિષે કૃષ્ણદેવે કહ્યું તે તો બરાબર હતું, પણ કૃષ્ણદેવના અભિમાનનો ટંકારવ એણે ક્યાં અનુભવ્યો ન હતો? આ પ્રસ્તાવમાં પણ, પોતે જ આવા મહારાજનો વિશ્વાસ સંપાદન કરી શકે, એ જ પ્રધાન શબ્દ હતો. ઉદયનને અત્યારે તો પોતાના ઉપર ફરતું વાદળ દૂર કરવાનું હતું. એક

વખત એ થાય એટલે પછી એ રાજા હતો. આટલી વાતમાં જ કૃષ્ણદેવનો ખપ હતો. પછી જોઈ લેવાશે.

'કૃષ્ણદેવજી!' તે બોલ્યોઃ 'તમે આંહીં હો નહિ ને હું આમ આવું નહિ. આ ભટ્ટજી પાસે જે માહિતી છે તે ધારાભટ્ટની છે. એ જંગલનો પણ રાજા છે. હઠીલાના જેટલી જ એને જંગલરસ્તાની માહિતી હોય તેમ જણાય છે. પણ આપણે એને પહેલાં નાણી જોઈએ. એનો ઉપયોગ તમે કરી શકો માટે આ કુમારપાલજીની વાત આણી છે. હવે તમને ઠીક લાગે તેમ કરો!'

'જુઓ, મંત્રીશ્વર! આંહીં જેવાતેવાનો ગજ વાગે તેમ નથી!'

'એ મારાથી ક્યાં અજાણ્યું છે, કૃષ્ણદેવજી? પણ તમે જાણો છો, તમારે શું કરવું છે? તમને ખબર છે, મારે શું કરવાનું છે. આપણે હમણાં તો કેવળ રાહ જોવાની છે. પણ તૈયારી એવી રાખવાની છે કે ગમે તે પળે ગમે તે થાય—વિજય કુમારપાલજીનો જ હોય! હઠીલો તો વિશ્વાસુ છે નાં?'

'હઠીલો? કૃષ્ણદેવને બહુ વીતી છે, ઉદયનજી! કુમારપાલજીને તમે તો આશ્રય દીધો એટલું જ. પણ મારો તો એ સગો. મારો સ્વાર્થ દેખીતો. જયસિંહદેવ મહારાજ જેવાના મનમાં જરાક પણ શંકા થાય તો આ તુરંગાધ્યક્ષ જેવું જોખમભર્યું કામ એક પળ પણ મારી પાસે રહે ખરું કે? તમે વિચારો, મંત્રીરાજ! આ પદ સાચવવું—ને કુમારપાલની વાત સાચવવી . . . એ તો એક મારું મન જાણે છે! મારે એક પાંદડું હલે તો પણ સંભાળવાનું છે. આને

આપણે મહારાજ પાસે લઈ જઈએ, અને ન કરે નારાયણ, ને કુમારપાલની બીજી જ માહિતી મહારાજ પાસે હોય તો? તો શું થાય?'

ઉદયને એક ક્ષણમાં વાત પકડી લીધી. કૃષ્ણદેવનું આ ગજું ન હતું. આ કૃષ્ણદેવ તો અમુક કૂંડાળામાં ફરવાની જ શક્તિ ધરાવનારો!

'પણ તો.. એમ કરીએ...' ઉદયને વાત ફેરવી નાખીઃ 'એને હમણાં તો આપણી પાસે રાખીએ. પછી જોઈ લેવાશે!'

'તે બરાબર છે!'

'તો તમે જઈ આવો મહારાજ પાસે. હું ત્યાં પરવારી લઉં! હઠીલાએ તો બરાબર ઉતાર્યું નાં?'

'અરે! ભૈ.. એ તો અમે જાણીએ, એટલે આ પાર પડ્યું બાકી..'

'બાકી તો કોઈ હિમ્મત પણ કરે નહિ, કૃષ્ણદેવજી!' ઉદયને પૂરું કર્યું ને એ મનમાં ને મનમાં એના અભિમાન ઉપર અને અશક્તિ ઉપર હસી રહ્યો!

પણ અભિમાની હતો—છતાં એ તલવારી વારસો ધરાવતો હતો. અત્યારે તો પોતે ધાર્યું હતું તેમ જ બન્યું હતું. આ કૃષ્ણદેવ પવન પ્રમાણે જ ચાલનાર હતો. મહારાજ પાસે કુમારપાલની જાણે વાત જ કાઢવા માગતો ન હતો. કદાચ પોતાને આંહીં એણે આમંત્ર્યો છે એમાં પણ સમજાવટ તો ન હોય કે કુમારપાલના એક પક્ષકારને એ કબજામાં રાખી રહ્યો છે!

એ ગમે તે હોય, ઉદયનને તો હવે અત્યારે એ વાત

દાટી દેવા જેવી લાગી. પછી જોઈ લેવાશે, કહીને તે ઊઠ્યા.

'ત્યારે તમે જઈ આવો, કૃષ્ણદેવજી! હું પણ મહા-અમાત્યજીને જ મળી આવું. આવ્યા પછી ન મળવામાં તો હજાર ટકાની હાણ છે!'

'બરાબર. પણ જો જો, ઉદયનજી..!'

'તમે નિશ્ચિંત રહેજો, કૃષ્ણદેવજી! મને ખબર છે. તમારા આધાર વિના આંહીં કૂદકા મારું એવો હું મૂરખ નથી!'

'હાં.. બસ, મારું કહેવાનું હવે તમે સમજી ગયા. અરે ભૈ! અમારું મન જાણે છે. જુઓ, આ પેલો કૃપાણ આવ્યો. અત્યારમાં જ મહારાજને શો ખપ પડ્યો હશે? તમે ઉદયનજી! હું આવું ત્યાં સુધી રોકાજો. પરવારો ત્યાં હું આવ્યો. પછી પેલા ભટ્ટજીની વાત. શું એનું નામ કીધું?'

'મલ્હાર ભટ્ટ!'

કૃષ્ણદેવ બહાર જવા માટે નીકળ્યો.

## ૬. મલ્હાર ભટ્ટે ઘોડું તો મેળવ્યું !

મલ્હાર ભટ્ટને તેજદેવ સાથે ઠીક ચાલવું પડ્યું. એમાંથી એણે અનેક વાત જાણી લીધી.

મહારાજ જયસિંહદેવે નિશ્ચય કર્યો હતો કે હવે ધારાગઢનો ઘેરો તોડવો જ જોઈએ. એમણે ઉત્તમોત્તમ ગજસૈન્ય તૈયાર કરવા માંડ્યું હતું. પણ હજી જોઈએ એટલી તૈયારી થઈ ન હતી, એટલે ઉપરટપકે હમણાં છુટા-છવાયાં યુદ્ધ ચાલતાં હતાં.

પણ મહારાજે તમામ મંત્રીશ્વરોને ને સેનાપતિઓને જણાવી દીધું હતું કે એ પાટણની ગાદીનો વારસ પણ સ્થાપી દેવા માગે છે!

એ વારસ કોણ હશે—એનું સૌ અનુમાન કરી રહ્યા હતા.

કેટલાક, મહારાજની પુત્રી કાંચનદેવી, જેને શાકંભરી-શ્વર આનકરાજ સાથે પરણાવી હતી, એનો પુત્ર સોમેશ્વર ચૌહાણ, એ વારસો લેશે એમ માનતા હતા.

બીજા કેટલાક હવામાં નવી જ વાત દેખતા હતા.

મહારાજ જયસિંહદેવે પોતે હજી કાંઈ પ્રગટ કર્યું

ન હતું. પણ એ વિષે બધામાં ખાસ મતભેદ પ્રવર્તતો હતો. મહારાજની અદ્દ્ભુત શક્તિને લીધે એ ભેદ દેખાતો ન હતો. પણ દેખીતી રીતે તો, માલવા પડે એટલી જ વાર, આ મતભેદને ઉગ્રરૂપે પ્રગટ થવાને હતી !

તેજદેવની વાતમાંથી આ સઘળું જાણીને ભટ્ટ મલ્હારનો અંતરાત્મા તો જાણે થનગની ઊઠ્યો. એને કાંઈનું કાંઈ કરી નાખવાનું મન થઈ આવ્યું. એણે પણ સાંભળ્યું હતું કે મહારાજનો એક પુત્ર છે. કોણ છે, ક્યાં છે, એ તો કોઈ જાણતું નહોતું. મલ્હાર ભટ્ટને એ અજ્ઞાત કુમાર માટે પોતાની જાત નોંધાવવાનું મન થઈ આવ્યું. એના સ્વભાવ પ્રમાણે એ વાતની જ એને અસર થવી જોઈએ ને એ પ્રમાણે જ એ થઈ. એને આ ઉદયન ને કૃષ્ણદેવનો સંગ તરત તજવા જેવો લાગ્યો. પોતે ચાલી રહ્યો હતો એ સોલંકીની તુરંગ-છાવણીનો છેવાડાનો ભાગ હોય એમ એને લાગ્યું. એટલામાં તો એની પટ્ટકુટી આવી. એના પટ્ટકુટીથી થોડે જ દૂર ડુંગરાઓ જેવડા હાથીઓની મોટી કતાર ઊભી ઊભી ઝૂલી રહી હતી. મહાવતો, પરિચારકો, યોદ્ધાઓ ને અરચૂરણિયા પરચૂરણિયા આમથી તેમ કામમાં મશગૂલ હોય તેમ ઘૂમી રહ્યા હતા. થોડેક આઘે એક નાની સરખી નદી વહી રહી હતી. કેટલાક સૈનિકો ત્યાં અત્યારમાં જ ઘોડાઓને ધમારવા આવ્યા હતા. મલ્હાર ભટ્ટે ઉતારેપાણી જોઈ, હાથમાં લોટો લઈ નદી ભણી જવાનો વિચાર કર્યો.

'તેજદેવ ! તમે આંહીં બેઠા છો ? તો હું બે'ક પાણીના છાંટાબાંઠા નાખી આવું. ઉદયનજી મંત્રીશ્વર આવશે ત્યાં તો હું આવી જઈશ !'

મલ્લાર ભટ્ટ નદી તરફ ઊપડ્યો. એના મનમાં એક વાતની ગાંઠ બંધાઈ ગઈ હતી. આ બન્ને જણા મળીને મહારાજની પાસે એને રજૂ કરવાના હતા. પણ કુમારપાલજીની વાત વિષે એણે જે જે અત્યાર સુધી સાંભળ્યું હતું તે વાતની સાથે એમણે કહેવરાવવા ધારેલી વાતનો ક્યાંક મેળ મળતો ન હતો. કુમારપાલ હજી ભૃગુકચ્છમાં હતો, એમ એણે સાંભળ્યું હતું. એ લાટમાં રખડતા હતા, એમ પણ માહિતી હતી. એ એક વખત મંત્રીને ત્યાં સ્તંભતીર્થમાં હતો, એવા પણ સમાચાર ચાલ્યા હતા. ગમે તેમ મહારાજ જયસિંહદેવને પોતાની વિક્રમી પરંપરા તૂટે એ પસંદ ન હતું, અને એમાં પણ આ અર્ધશિક્ષિત જેવો ત્રિભુવનપાલનો પુત્ર ગાદી ઉપર આવે એ એમને ગમતું ન હતું. અને મલ્લાર ભટ્ટ તો પોતાને પેલા મહારાજના હવાઈ પુત્રનો સૈનિક માનતો થઈ ગયો હતો! એટલે એક રીતે તો એને ઉદયનના નામથી જ અરધી ઝાંઝ ચડી ગઈ હતી. એકલો પડતાં એ પોતાની રીતિના વિચારે ચડી ગયો. એને લાગ્યું કે આ મારવાડો, ઘી વેચવા વાળો, એના જેવા અર્જુન ભટ્ટના વંશજને, મહારાજ પાસે રજૂ કરે, એ તે વળી કઈ વાડીનો મૂળો? એની પાસે એવી કઈ પરંપરા હતી? એના જેવો અયાચી બ્રાહ્મણોત્તમ આ પીળા ચાંદલાનો આધાર લ્યે એમ? એનું સ્થાન તો એ પોતે મેળવી લેશે. એનું ખરું સ્થાન તો મહારાજ જયસિંહદેવના જમણા હાથે હતું! એને ઉદયનનું પણ કામ નથી ને મોઢેરકના સ્વામીનું પણ કામ નથી! મહાઅમાત્ય દંડ દાદાક જેવા કે મુંજાલમહેતા જેવા એને કાંઈક ઓળખી શકે. કેશવ સેનાપતિ

એને જાણી શકે. મહારાજ જેવા એની પરંપરાને પિછાની શકે. પોતે જુદા જળમાં આવી પડ્યો હોય એમ એને લાગવા માંડ્યું. એના લોહીમાં રહેલી અર્જુન ભટ્ટ જેવાની વિચિત્ર શૈલીએ એને આ બન્ને પ્રત્યે ઠંડી ઉપેક્ષા અપાવી.

અને એક વખત એ આવી, એટલે તો પછી એનો ખેટકપંથી વિનોદી, જાડો સ્વભાવ એમાંથી રસ્તો શોધવા માંડ્યો!

એને લાગ્યું કે એ ઉદયન મહેતાને જો ઘોડા વિનાનો કરે તો એને જાણ પડે કે ખેટકપંથી કેવો હોય! નાહી પરવારીને એ આવ્યો ત્યાં સુધીમાં હજી તેજદેવ પટ્ટકુટીને ઠીક ઠીક કરાવી રહ્યો હતો. 'તેજદેવજી! રાખો, રાખો, હવે. અમારે બ્રાહ્મણભાઈને તો ત્રણ પથરાનો બહાર મંગાળો હોય ને પડખે ખાખરાનાં પાન હોય એટલે બધું પતી ગયું! અને તો મંત્રીશ્વરના ઘોડાનું લાગી આવે છે. કેવો જાતવાન ઘોડો છે. તમે ઉપાડી આવો તો ભેગા ભેગો ધમારી કાઢીએ! બિચારે આખી રાત માથે લીધી છે! મને ખબર નહિ, આંહીં નદી છે! મંત્રીશ્વરને કહીને લાવો તો એનું પણ કામ થઈ જાય! એ બચારું મૂંગું પ્રાણી એ થોડી આપણને આપદા કહેવા આવશે? પણ એને'ય અશાતા તો થાતી હશે નાં? ભગવાન! ભગવાન! તેજદેવજી! આટલું કરો. બીજી બધી ઉપાધિ કરો માં!'

તેજદેવને મલ્હાર ભટ્ટની વાત કરવામાં કાંઈ વાંધો ન હતો. થોડીવારમાં જ એ તો ઉદયનના ઘોડાને દોરતો આવ્યો.

એ જેવો આવ્યો તેવો જ સરસામાન ઘણોખરો

નીચે ઉતરાવ્યો. સાદી ગાદી જ રહેવા દીધી. પછી મલ્હાર ભટ્ટે કહ્યું : 'તેજદેવજી! એક ચક્કર મરાવી લાવું! તમે જરાક આ સામાન સાચવજો. મહારાજનો રાજમાર્ગ તો આટલામાં નથી નાં ?'

'આટલામાં નથી, પણ આ હાથીખાના પછવાડે ડુંગરડાઓની હાર છે. પછી મંત્રીશ્વરોનાં થાનક આવે છે. વચ્ચે મોટું મેદાન છે. મેદાનને છેડે મહારાજનો મુકામ છે. એ કાંઈ અસ્તું રહેશે ? સૂરજ છાબડે ઢંકાય એવી વાત છે! અત્યારમાં હાથીઘોડા પાલખીની ત્યાં તો કતાર જામી પડી હશે !'

'થયું ત્યારે. આપણે એ માર્ગે ન ચડવું પછી?'

'તો તો ચાલ્યા જાવને આમ પછવાડે, નદીને કાંઠે કાંઠે, મોટું એક મંદિર આવે છે! ત્યાં કોઈની અવરજવર પણ નહિ!'

'કઈ બાજુ ?'

'આ સીધે સીધું, નાકની લીટીએ. ત્યાં નદીમાં પાણી પણ ઠીકઠીક છે!'

'તો તમે થોડોક લોટ મંગાવી લેજો. હું આવીને એ બાટી કરી નાખીશ. આ ઘોડાને એક ચક્કર લગાવી ને ધમારીને આ આવ્યો!'

મલ્હાર ભટ્ટે ઘોડો ઉપાડી મૂક્યો.

તેજદેવ જોઈ રહ્યો : એ જાય!

અને પછી એ જોતો જ રહ્યો. હઠીલો મોડેથી એને બોલાવવા આવ્યો પણ ત્યાં સુધી હજી એ જોતો જ બેઠો હતો!

એ મનમાં ને મનમાં સમસમી ગયો. જ્યારે હઠીલો

એકલો પાછો આવ્યો, ત્યારે ઉદયન સમજી ગયો, કે બ્રાહ્મણે હાથતાળી દીધી છે! પણ વાત એવી બની ગઈ કે કોઈને કહેવાય તેવી જ ન હતી. તેણે કહ્યું: 'હઠીલા ! એ તો એના સમાચાર આંહીં આવી ગયા છે!'

સાંજ પડવા આવી પણ ભટ્ટનો પત્તો લાગ્યો નહિ. ત્યારે કૃષ્ણદેવ પાસેથી બીજા ઘોડાનો બંદોબસ્ત કરી ઉદયન મહારાજ જયસિંહદેવને મળવા માટે ઊપડયો.

કૃષ્ણદેવે એને ચેતાવ્યો હતો કે મહારાજ જયસિંહદેવ અત્યારે માલવાના રણયજ્ઞના, મહાન રૂદ્રમહાલયના, અવંતીનાથને નિર્મૂળ કરવાના, અને પોતાની એક સર્વોત્કૃષ્ટ પ્રણાલિકા સ્થાપવાનાં—એમ તમામ સ્વપ્નો એકીસાથે એટલી એકાગ્રતાથી જોઈ રહ્યા છે કે કોઈ બીજીત્રીજી વાતને એમાં સ્થાન નથી!

'સૌથી વધારેમાં વધારે ઉત્કૃષ્ટ ઇચ્છા છે એમની, પોતાની એક અદ્ભુત પ્રણાલિકા સ્થાપી જવાની.' કૃષ્ણદેવે કહ્યું:

'અને એ ઇચ્છાને મહાઅમાત્ય દંડ દાદાક પોષી રહ્યા છે. ભાવબૃહસ્પતિ ભાવનામયતાથી રંગી રહ્યા છે. પેલી *પ્રતાપદેવી, તેજથી દીપ્તિ આપી રહી છે. એમાં હમણાં મારો તમારો ગજ વાગે તેમ નથી. જોજો, ભૂલે ચૂકે કુમારપાલનું કાંઈ બોલતા નહિ કે સાંભળતા પણ નહિ.'

'ત્યાં કોણ અત્યારે હોય છે દ્વાર ઉપર?'

'દ્વાર ઉપર તો ઘણુંખરું કૃપાણ, પણ કોઈ કોઈ

* આ પ્રતાપદેવી એ ભાવબૃહસ્પતિની પુત્રી થાય. 'કર્ણાવતી'માં આવી ગયેલો પ્રતાપદેવી સાથે આને સંબંધ નથી.

વખત પેલો, લાટનો યુદ્ધપતિ ઊભો હોય છે! એ જરાક વિચિક્ષણ છે!'

'કોણ? કાક ભટ્ટરાજ?'

'હા. એ પણ ક્યારેક ઊભો રહે છે. એ તો આવ-નારજનારની નજર રાખવા. એમ તો કેશવ સેનાપતિ ત્યાં હોય. બાકી પેલો અચૂક ત્યાં હોવાનો!'

'કોણ?'

'એ તમને દેખાશે નહિ. આપોપાછો કોઈક અંધાર-ખૂણે જડમૂર્તિ જેવો, એક સ્થિર હાલતમાં ક્યાં ઊભો હશે, ક્યાં બેઠો હશે—બર્બરક. તમારા આ બધા રસ્તાની રચના એણે જ કરેલી છે. એ એક અક્ષર બોલતો નથી. માત્ર જાણે, મહારાજના અંતરના બોલ વાંચી લેતો હોય તેમ, પડછાયા પેઠે ત્યાં હશે, હશે ને હશે! એ અબોલ માનવી કે અમાનવી સૌથી ભયંકર છે. એને મન મહારાજનો દરેકે દરેક શબ્દ ઈશ્વરાજ્ઞા છે! એની હડફટે ચડવા જેવું નથી!

કુમારપાલજી દક્ષિણપંથમાં ગયા છે એ ખબર છે મહારાજને હો!'

ઉદયન તો સડક થઈ ગયો: કૃષ્ણદેવ પોતાને ભડકાવતો હતો કે સાચું બોલી રહ્યો હતો એ એને સમજાયું નહિ. તેણે ધીમેથી કહ્યું:

'પણ હજી તો..'

'હઠીલો માંડ જંગલ વટાવી આવ્યો છે એ ખરું. પણ એ ખબર આંહીં આવી ગયા!'

'તમને કેમ ખબર પડી?'

'મહારાજે પોતે જ કહ્યું ને! કુમારપાલ દક્ષિણમાં છે.

એને આપણે આંહીં એનો ખપ છે! એ ગજશાસ્ત્રનિપુણ છે! મને બોલાવ્યો હતો જ એટલા માટે!'

ઉદયન વિચારમાં પડી ગયો. જે વાતને એ અત્યંત ગુપ્ત માનતો હતો એ તો આંહીં આવી ગઈ હતી. પણ એણે હરેક પ્રકારની મુશ્કેલીઓ જોઈ હતી. એ વધારે સાવચેત થઈ ગયો.

'પછી તમે શું કહ્યું?'

'મારે શું કહેવાનું હતું? હડીલો તૈયાર થાય છે, મંત્રીશ્વર! જવા માટે. તમે જ કહ્યું નથી કે આપણે તો રાહ જ જોવાની છે!'

'હા, છે તો એવું જ!'

પણ કૃષ્ણદેવની આ વાતમાં ને વાતમાં જ ઉદયને પોતાની તક જોઈ લીધી. મહારાજને દક્ષિણપંથના સમાચાર મેળવવા હતા. પેલો ભામણો મલ્હાર ભટ્ટ એને હાથતાળી આપી ગયો હતો, પણ કેવળ વિદ્વેષથી પ્રેરાઈને પણ એ રહેવાનો તો આંહીં જ હતો, આંહીં રહેવા માટે જ આવ્યો હતો, એને જો દક્ષિણના ડુંગરાઓમાં રખડાવ્યો હોય નાં—તો એખો ભૂલી જાય—ઘોડાં ઉપાડી જવાની!

મહારાજ જયસિંહદેવને મળવા માટે એ ઊપડ્યો.

## ૭. મેળવ્યું કે ખોયું ?

મલ્હાર ભટ્ટે તો કચકચાવીને ઉદયનનો ઘોડો ઉપાડી મૂક્યો હતો. પોતે ક્યાં જઈ રહ્યો છે એનું એને કામ ન હતું. ઉદયન ટાંટિયા ઠોકતો એને શોધતો હશે એટલો જ સંતોષ એને માટે બસ હતો. પાટણના રાજતંત્રમાં એને જ્યાંત્યાં જૈન મંત્રીઓનો જ ભેટો થતો રહ્યો હતો. પોતે હતો બ્રાહ્મ-ણોત્તમ. એટલે આજે એવા એકને છક્કાપંચા રમાડયાનો આત્મસંતોષ એને આગળ ને આગળ ધકેલી રહ્યો હતો. વેગમાં ને વેગમાં એણે કેટલો રસ્તો કાપી નાખ્યો એનું એને કાંઈ ધ્યાન ન રહ્યું. પણ રણભૂમિના સૈનિકોનાં શિબિર તો ક્યારનાં દેખાતાં બંધ થઈ ગયાં હતાં ને હવે તો રણ-વાજિંત્રોના સ્વર પણ કાન ઉપર આવતા ન હતા. થોડીવારમાં તો ભૂમિ વધારે સજીવ લાગવા માંડી. પશુ, પંખી, માનવ દેખાવા માંડયા. કોઈ કોઈ ઠેકાણે તો લીલાંછમ ખેતરમાં ખેડૂતો કામ કરી રહ્યા હતા. રણભૂમિથી એ ઠીક દૂર નીકળી ગયો હોય એવું એને લાગ્યું.

મલ્હાર ભટ્ટને હવે વિચાર આવ્યો કે આમ ને આમ તો એ પોતે ઉજ્જેન જાતો ઊભો રહેશે. ને મહારાજને

મળવાનું તો બાકી જ રહી જાશે.

પોતે ક્યાં છે એ જોવા એણે જરાક ઘોડાને થોભાવ્યો. તો એની બરાબર સામે જ, એક નાની સરખી ટેકરી ઉપર, કોઈ સુંદર શિવમંદિરની ધજા હવામાં લહેરાતી એણે જોઇ. મલ્હાર ભટ્ટે બે હથ જોડીને એ બાજુ પ્રણામ કર્યા. તેજદેવ ભુવનેશ્વરીનું મંદિર કહેતો હતો તે આ હોવું જોઇએ એમ એણે અનુમાન કર્યું. એવામાં રસ્તા ઉપર કોઇ કુંભાર ગધેડાં ઉપર માટી લઈને એ બાજુ જતો દેખાયો. મલ્હાર ભટ્ટે તેને પડકાર્યો.

'અલ્યા એ! આ કોનું મંદિર છે?'

'તારી કાકીનું!' કુંભારે આડાઇમાં ને આડાઇમાં જવાબ આપ્યો. પછી ગધેડાંને એકબે ડફણાં માર્યાં.

મલ્હાર ભટ્ટને ખાઈ ગઇ. એણે તો ધબ દઇને તરત ઘોડા ઉપરથી પડતું જ મૂક્યું. રસ્તા ઉપરથી ખજૂરીનું લીલુંછમ એક સોટું કાપ્યું. અને સીધો કુંભારની ઉપર જ દોડતો ગયો. પણ કુંભાર માથાનો હતો. થડકયા વિના જ એણે કોદાળી સામે ધરી. મલ્હાર ભટ્ટે જબ દઇને તલવાર ખેંચી: 'બોલે છે કે પૂરો કરી નાખું? મંદિર કોનું છે બોલ, નહિતર પૂરો—'

'હવે કર્યાં કર્યાં પૂરો! આ નોય તારું પે'લાનું માળવું? કે જેમાં બોજિયો ય ધણી નહિ! આ ગઢ ધારાની બા'ર હવે કોની આણ વર્તે છે એની ખબર છે? આંહીં હવે મહારાજ સધરા જેસંગની આણ છે! આ ભવનેશરીના મંદિર દીમનો ગ્યો હશે કાકો, ને જો હમણાં આવી ચડયો તો, ભાગતાં ભોં ભારે પડશે! ઉપાડી જોને સોટો! આવતી કાલે સાતમા

પાતાળમાંથી તને ખોદી કાઢે મહારાજ જેસંગ પોતે! હું તો જૂનોગઢનો મર્યો છું ને આંહીં કામવા આવ્યો છું. પણ તારું બાપા! ક્યાંક આઘેનું મથાળ હશે તો આંઇ અંતરિયાળ કોઈ પાવળું પાણી પણ નહિ પાય! રાજ મહારાજ સધરા જેસંગનું છે. અન્યા કરતાં વિચાર કરજે!'

'પણ તો આ મંદિર ભુવનેશ્વરીનું છે કે કોનું છે, એમ બોલતાં તને શું ભાર પડે છે?'

'પણ આ ડુંગરડો દેખાય ત્યાંથી આગળ વધ્યો, તો તારો મફતનો ફજેતો થાશે. બાકી લે ને, જવાબ આપ્યો. ભવનેશરીનું મંદિર છે. પણ ત્યાં ચકલુંય ફરકતું નથી! એનું શું?'

'કેમ?'

'ઇ જાણે મારો માલિયો! આંઇ તો આ માટી પહોંચાડવાની છે! મહારાજની વાતુંનો તું કોણ હિસાબ લેનારો?'

હવે તો કુંભાર પાસેથી વાત કઢાવવાની મલ્હાર ભટ્ટને ચટીપટી થઈ. તેણે ધીમેથી પૂછ્યું, 'પણ તું ત્યાં જાય છે તે ખબર તો હશે નાં? ત્યાં કોણ કોણ રહે છે?'

કુંભાર તો જવાબ આપવાને બદલે મોટેથી હસી પડ્યો. ધડબડ ધડબડ અવાજ થતો જોઈને મલ્હાર ભટ્ટે ચમકીને જ્યાં પાછળ જોયું ત્યાં તો ઘોડો પાણીવેગે પાછો ઊપડી જતો દેખાયો! દૃષ્ટિ ગઈ ન ગઈ ત્યાં તો એ નજર બહાર નીકળી ગયો.

'ઓ ત્ તારીની!' મલ્હાર ભટ્ટ તો દિઙ્મૂઢ જેવો બની ગયો: 'માંડું બેઠું!'

'હવે આંના ઉપર સવારી કરજો. આ મારા માણેકડા ઉપર! આમ આવ! એલા માણેકડા! આમ આવ!' કુંભારે મલ્હાર ભટ્ટને રસાસ્વાદની વાનગી આપવા માંડી! 'ક્યાંના છો બાપ! ભટ્ટરાજજી! ટારડું કોક ચોરાવ હતું કે શું?'

પણ એટલામાં જ મંદિરની દિશામાંથી કોઇ ઘોડેસવાર આવતો હોવાના પડઘા સાંભળતા કુંભાર શિયાંવિયાં થઇ ગયો. તેણે કહ્યું, 'ભાગો, ભાગો, આંહીં તમે જો દેખાણા તો તમારું આવી બન્યું સમજજો. મને ખબર નથી, પણ મંદિરમાં કાંક જેસંગ માં'રાજના છોકરાવાળી વાત છે!'

એટલામાં તો આઘેના ડુંગરડાની ટોચ ઉપર એક ઘોડેસવાર દેખાયો.

અધેડાંને એકદમ ડફણાં મારતો કુંભાર ત્યાંથી ભાગ્યો.

પણ મલ્હાર ભટ્ટને તો હવે બીજો કોઇ રસ્તો ન હતો. કોણ આવી રહ્યું છે એ નિહાળવા એણે ઝીણી દૃષ્ટિથી રસ્તા ઉપર નજર માંડીને જોવા માંડ્યું. થોડીવારમાં તો ઘોડેસવાર એની વધારે પાસે આવી ગયો.

મલ્હાર ભટ્ટે દૂરથી પણ સવારને ઓળખી કાઢ્યો. કેશવ સેનાપતિ હતો. એને એણે પાટણમાં રાજસવારીમાં સાથે નીકળતો ઘણી વખત જોયો હતો. એની તીક્ષ્ણ આંખ એના પોતાના ઉપર જ વીજળીની રેખાની જેમ મંડાયેલી એણે દીઠી. એનો શ્યામ ઉત્તુંગ, જાતવંત ઘોડો તો ગુજરાત-પ્રસિદ્ધ હતો. એણે એની ચાલને ત્વરિત કરી મૂકી હતી. મલ્હાર ભટ્ટને લાગ્યું કે હમણાં જ એની પડખે આવીને એ ઊભો રહેશે. એના વજ્જર જેવા કડક સ્વભાવ વિષે તો એણે પાટણમાં જ ઘણી વખત સાંભળ્યું હતું. આ બાજુ એના

નામની હાક વાગે છે એ વાત પણ એને કાને આવી ગઇ હતી. એણે ભીલોને જાણે મિત્રો બનાવી દીધા હતા. ખેટકમંડલમાં તો ઘેર ઘેર એની પ્રશંસા થતી મલ્હાર ભટ્ટે સાંભળી હતી. નાનાં નાનાં તમામ મંડલેશ્વરોને ધારામઢને રણમોરચે એણે જ ઊભા કરી દીધા હતા. આંહી તો એનું નામ હરકોઇ સૈનિકના હોઠ ઉપર રમતું હતું. એટલે એને આંહીં મળવાની આમ તક મળી ગઇ એ જોઇને, મલ્હાર ભટ્ટનો, ઘોડો ખોયાનો અસંતોષ કાંઇક મોળો પડચો. એટલામાં તો કેશવે રસ્તા ઉપર પોતાનો ઘોડો ઊભો રાખ્યો. એની સામે ગરુડ જેવી દૃષ્ટિ કરી દૃઢ અવાજે પૂછ્યું: 'કોણ છો તમે, ભટ્ટજી ? પેલું ઘોડું તમારું દોડ્યું ગયું ? સૈન્યમાં છો ? લાટના કાકભટ્ટના પડાવમાં છો કે કચ્છના પડાવમાં ? કયા પડાવમાં છો ?'

મલ્હાર ભટ્ટને તો પ્રશ્નોની પરંપરા જોઇને જ કુંભારે કહ્યું હતું તે યાદ આવ્યું. આટલામાં કાંઇક અગત્યની વાત લાગે છે. તે હાથ જોડીને આગળ વધ્યો.

'હું તો કોઇ પડાવમાં નથી, પ્રભુ !'

'ત્યારે તમે આંહીં ક્યાંથી ?'

'હું તો પ્રભુ ! ખેટકપંથમાંથી ચાલ્યો આવું છું. અર્જુન ભટ્ટનું નામ તો તમે સાંભળ્યું હશે !'

'પણ એ નામને અત્યારે આ વાત સાથે કાંઇ સંબંધ ન હોય તેમ પોતાની દૃષ્ટિ એના ઉપરથી લેશ પણ ઢીલી કર્યા વિના જ ઉપેક્ષાથી કેશવે કહ્યું: 'હા. સાંભળ્યું છે. તમે ખેટકપંથમાંથી આવ્યા છો ?'

'હા, પ્રભુ !'

'ત્યારે પેલું ઘોડું તમારું હતું ? આંહીં ક્યાં આવ્યા

છો ? ક્યાં ઊતર્યા છો ? કયે રસ્તેથી આવ્યા ? તમારું નામ શું ?'

મલ્હાર ભટ્ટને આ પ્રશ્નાવલિ આકરી થઇ પડી.

'સેનાપતિજી !' મલ્હારભટ્ટે જરાક સાદ ઊંચો કર્યો: 'જેના બાપદાદાએ પાટણના સિંહાસન પાસે મહારાજ ભીમદેવના સમયથી જાન-ન્યોછાવરી . . . .'

કેશવે હાથ લાંબો કરીને એને બોલતાં અટકાવી દીધો; 'તમારું નામ ?'

'મારું નામ મલ્હારભટ્ટ!'

'ત્યારે જુઓ, મલ્હારભટ્ટજી ! એ વાત તમારી તમે પછી કરજો, અત્યારે તો તમે આંહીં ક્યાં આવ્યા છો એ કહો.'

'કૃષ્ણદેવજીને ત્યાં !'

'કેમ ?'

'મારે મહારાજને મળવું છે !'

'એટલા માટે આ બાજુ આવ્યા હતા ? ઘોડો દોડ્યો ગયો તે તમારો હતો ? કેમ દોડ્યો ગયો ? કેળવ્યો નથી ? પેલા કુંભાર સાથે શી વાત થઇ તમારે ? ઘોડો ઠેકાણે જ જાશે કે બીજે ?'

મલ્હાર ભટ્ટને પ્રશ્નોનો માર વસમો પડવા માંડ્યો. પણ તેણે ટૂંકાણમાં પતાવી દેવામાં સાર જોયો.

'ઘોડો તો હતો મંત્રીશ્વર ઉદયનજીનો !'

'ઉદયનજીનો ? એ આવ્યા છે સ્તંભતીર્થથી ? તમે એની સાથે છો ?'

'હા. આંહીં કૃષ્ણદેવજીને ત્યાં અત્યારે એ છે, હું પણ ત્યાં છું.'

આ બાજુ નીકળ્યો એટલે એના ઘોડાને ધમારવા લાગ્યો. થોડુંક ફરવા નીકળ્યો તો મંદિર જોઈને મન થયું દર્શન કરવાનું. પણ કુંભાર જરા વાંકાબોલો નીકળ્યો. એને સીધો કરવા ગયો—ત્યાં ઘોડું ભાગી ગયું !'

કેશવ હસી પડ્યો. પણ એણે વાતનો દોરેદોર ધ્યાનમાં રાખી લીધો હતો.

'પણ તમે તો કહ્યું, તમારે તો મહારાજને મળવું હતું ને ?'

'જુઓ, પ્રભુ ! હું તો અર્જુન ભટ્ટનો વંશજ છું. આંહીં આ રણમોરચે આવ્યો છું. મહારાજની નામના સાંભળી છે. જિંદગીના દી ગણ્યાગાંઠ્યા છે. હમણાં ત્યાં કાંઈ જુદ્ધ બુદ્ધ છે નહિ, એટલે આંહીં નીકળી આવ્યો છું !'

'તો તમને ક્યાં—કૃષ્ણદેવજીને ત્યાં શોધવા ?'

'ના, મને . . . ક્યાં . . . આ પેલું ઝાડ દેખાય છે એની નીચે !' મલ્હાર ભટ્ટે જવાબ વાળ્યો.

કેશવને લાગ્યું કે કાં બ્રાહ્મણ વિચિત્ર છે કાં મશ્કરી કરે છે. તેણે પૂછ્યું:

'કેમ એમ બોલ્યા ? કૃષ્ણદેવજીને ત્યાં . . .'

'ત્યાં મને બ્રાહ્મણભાઈને નહિ ફાવે. ત્યાં મંત્રીશ્વર ઉદયનજી પણ છે . . .'

કેશવ વિચાર કરી રહ્યો. અત્યારે બરાબર જે વખતે મહારાજનો કોઈ પુત્ર હોવાની વાત થતી હતી ત્યારે આ ઉદયનજી સાથે આવી રહ્યો હતો.

'તમારો સરસામાન . . .'

'આ શરીર ઉપર બધો આવી ગયો. અમારે સર-સામાન હોય નહિ. પણ મારી પાસે મહારાજને ખુદને આપવાની એક વાત છે. મહારાજ મને ક્યાં મળશે ?'

કેશવ સાંભળી રહ્યો, વાતમાં બ્રાહ્મણે કાંઈ કૃત્રિમતા કરી હોય તેમ લાગ્યું નહિ એટલે એને લાગ્યું કે હવે આને રેઢો મૂકવો ઠીક નથી. પણ એ આ બાજુ રખડતો હતો. ભુવનેશ્વરીના મંદિરની જ તપાસમાં હતો. ઉદયનજી સાથે આવ્યો છે. જે હોય તે, એને નજરમાં તો રાખવો જ જોઈએ.

'તો તમે એમ કરો, મલ્હાર ભટ્ટજી ! અમારા શિબિરમાં ચાલો. ત્યાં મંત્રીશ્વર મુંજાલ પાસેથી વાત મળશે. તમને ઓળખે છે મુંજાલ મહેતા ?'

'વખતે ઓળખે. અર્જુનભટ્ટનો મહિમા તો મંત્રીશ્વરથી ક્યાં અજાણ્યો છે ?'

'તો તમે ચાલો, મલ્હાર ભટ્ટજી ! તમે જૂનાગઢના જુદ્ધમાં ખરા કે ?'

'હા. ત્યાં ખરો, ને મહારાજ બર્બરકને વશ કરવા ગયા ત્યાં પણ ખરો. પણ તે'દી અમે શિખાઉ !'

'ત્યારે તો જુદ્ધનો રસ !'

'આ—એ રસમાં ને રસમાં તો હમણાં પણ આ પંથ ખેડ્યા!'

'કયે રસ્તે થઈને આવ્યા ?'

'કેમ કયે રસ્તે ?'

'રસ્તો ગોધ્રકપંથનો તો ફક્ત સેનામાં હોય તેવા જોદ્ધા માટે છે. ને તમે તો સેનમાં નથી !'

'હું તો આવ્યો, પ્રભુ ! જંગલરસ્તે !'

'હેં ? ખરેખર ? કોઈ મળ્યું નહિ ? ઉદયનજી ત્યારે તમારી સાથે નહિ ?'

'ના, ના, એ તો મને જાતા મળ્યા છેક છાવણીમાં !'

કેશવ વિચારમાં પડી ગયો. આંહીં આ ભટ્ટ હતો. એની પાસે કંઈક મહત્ત્વની વાત હતી. થોડીવાર રહીને તેણે કહ્યું: 'એમ કરો મલ્હાર ભટ્ટજી! તમારો રહેવા કારવવાનો બંદોબસ્ત થઈ જાશે. અને મહારાજને પણ મળવાનું થાશે. એક સારો ઘોડો તમારે માટે મેળવવો પડશે. આ મોરચે અમારે અત્યારે દરેકે દરેક માણસનો ખપ છે !'

'પણ મારે તો મહારાજને મળવું છે. જ્યાં રહેવાથી એ વહેલું પને ત્યાં મારે જાવું છે !'

'તો તો તમે મારી સાથે જ ચાલો ! તમારે મહારાજને કાંઈ તાત્કાલિક અગત્યના સમાચાર દેવાના છે ?'

'હાસ્તો. તે વિના મારા ટાંટિયા કયાં વધારાના છે !'

'શું સમાચાર છે ?'

'ઘણા જ ઉપયોગી !'

'તો પણ ?'

'યુદ્ધને લગતા છે !'

'તો તો મલ્હાર ભટ્ટ ! આપણે તરત જ મળવું રહ્યું. પણ ત્યારે તમે જે રસ્તે આવ્યા તે રસ્તે તમને કોઈએ પડકાર્યો જ નહિ ?'

'પડકારે કયાંથી ? અમારો રસ્તો એ અમારો રસ્તો છે સેનાપતિજી !'

કેશવ સેનાપતિને માણસ જંગલનો ભારે જાણકાર લાગ્યો. પોતે ઝાડે ઝાડને ઓળખતો, છતાં આ માણસ જે

રસ્તે આવ્યો હોય, એ રસ્તાનો એને કાંઈ ખ્યાલ આવ્યો નહિ. પણ ઉદયન સાથે એ આવ્યો હતો એમાં હજી એને ભેદ જણાતો હતો.

'મંત્રીજી તો આંહીં આવતાં છાવણીમાં મળ્યા કેમ ?'

'હા'

'કહ્યા એણે કાંઇ સમાચાર સ્તંભનતીર્થના ? આંહીં અમારે અત્યારે તો ગજનિષ્ણાતોનો ખપ જાગ્યો છે. કુમાર-પાલજી પણ ટાંકણે અદશ્ય થઇ ગયા છે ' કેશવ બોલીને મલ્હાર ભટ્ટ સામે જોઇ રહ્યો. મલ્હારભટ્ટને શંકા પડી. પણ એણે જવાબ ન વાળવામાં અત્યારે પોતાની વાત સચવાતી જોઇ. કેશવ આગળ વધ્યો. મલ્હારભટ્ટ તેની પાછળ પાછળ ચાલ્યો. રસ્તે ચાલતાં કેશવ સેનાપતિએ ભટ્ટને વિશ્વાસમાં લેવા પ્રયત્ન કરી જોયો. પણ મલ્હારભટ્ટને તો મહારાજ સિવાય બીજા કોઇનો ભરોંસો ન હોય તેમ એણે વાતને આગળ ન વધારી.

શિબિર આવ્યું ત્યાં કેશવે એને એક સારો ઘોડો કઢાવી દીધો. રહેવા કારવવાનો બંદોબસ્ત કરી દીધો. પોતે પછી મળશે કહીને રવાના થયો. ત્યાં રસ્તામાં એક સૈનિક મળતાં એને બોલાવ્યો.

'ત્યાં પેલી પટ્ટકુટિમાં ખેટકપંથનો એક બ્રાહ્મણ ભટ્ટરાજ છે. એની દરેક દરેક હિલચાલ જોતો રહેજે. સાંજે એને મહારાજ પાસે રજુ કરવાનો છે !'

કેશવના ગયા પછી મલ્હાર ભટ્ટે પોતાની પેટપીડાનું પાનું પડેલું ઉઘાડવામાં હવે સલામતી જોઈ.

## ૮. કાક અને ઉદયન

જયસિંહ સિદ્ધરાજને મળવા જતાં ઉદયનને આજે જેવો ભય જણાતો હતો તેવો એણે પોતાના જીવનમાં પહેલાં ક્યારેય અનુભવ્યો ન હતો. કૃષ્ણદેવે એને કહ્યું તે સાચું હતું. માથા સાટે રમ્મત કર્યા વિના કોઈ પણ માણસ આંહીં કુમારપાલનો પક્ષ લઈ શકે તેમ હતું જ નહિ.

એ વિચાર કરતો કરતો આગળ વધ્યો. જેમ જેમ મહારાજનો મુકામ નજીક આવતો ગયો તેમ તેમ માણસોની ને વાહનોની ભીડ વધતી ગઈ. શિબિરની પાસે એ આવી પહોંચ્યો. ચારે તરફની નાની ટેકરીઓમાં પ્રગટાવેલી દીપિકાઓના પ્રકાશમાં ત્યાં સઘળું ઝળાંઝળાં થઈ રહ્યું હતું. હાથીઓની, રથોની, પાલખીઓની, ઘોડાઓની અને સુખાસનોની હારની હાર ચારે તરફ ઊભી હતી. થોડે થોડે આંતરે નજર રાખતા હોય તેમ કેટલાક સૈનિકો ઊભેલા એણે દીઠા. ઘોડેસવારોનું જૂથ ગમે તે સ્થળે ઊપડવા માટે જાણે તૈયાર જ હોય તેમ એક તરફ ખડું હતું. મોટી ઉત્તુંગ પર્વતશિખરાવલિ ડોલે તેમ પોતાના તાનમાં મસ્ત કેટલાક ગજરાજો ત્યાં ઊભા ઊભા ડોલી રહ્યા હતા. એના મહાવતો

વાતોનાં ગપ્પાં મારવા માટે એક ઠેકાણે ટોળે વળ્યા હતા.

મહાન ગજનિષ્ણાતોની સેવા મહારાજ અત્યારે માગી રહ્યા હતા તે માટે આ ગજરાજો આવ્યા જણાયા. આવડા મોટા ગજરાજોને આજ પહેલાં એણે ક્યાંય દીઠા હોય એવું એને સાંભરતું ન હતું. કોઈ પણ રીતે માલવવિજય મહારાજ કરવા માગતા હતા એ એને સ્પષ્ટ થયું.

પણ એ સ્પષ્ટ થતાંની સાથે જ એના મનમાં, એક ભવ્ય, તેજસ્વી, સમર્થ પણ ઉગ્ર, એવી પ્રતાપી વ્યક્તિ પણ આવી ચડી. એનાં એવાં દર્શને એ ક્ષણ બે ક્ષણ વ્યગ્ર જેવો બની ગયો. नाज्ञाभंगसहन्ते એ શક્તિશાળી નૃપતિઓની વ્યાખ્યા, જેટલી મહારાજ સિદ્ધરાજ જયસિંહ પરત્વે સાચી હતી, તેટલી ભાગ્યે જ બીજા કોઈ વિષે એને સાચી જણાઈ. પોતે કુમારપાલને ઘણા વખત સુધી આશ્રય આપ્યો હતો. કુમારપાલ સાથે જ એ આંહીં આવી રહ્યો હતો. કૃષ્ણદેવ મળ્યો ન હોત તો આંહીં અત્યારે કદાચ કુમારપાલ એની સાથે પણ હોત.

એટલે મહારાજની પાસે જતાં આજ એના મનમાં ખરેખરી ગડભાંગ થઈ રહી હતી. એટલામાં એને સાંભર્યું કે કૃષ્ણદેવે એને કાક વિષે કાંઈક કહ્યું હતું. લાટનો યુદ્ધપતિ કાક પણ ત્યાં ક્યાંક ઊભો હશે! એ ઇચ્છી રહ્યો કે જો એ ભટ્ટરાજ કાક અત્યારે એને મળી જાય તો એની પાસેથી પોતે આંહીંની થોડીઘણી હવા તો પહેલાં મેળવી લે! કૃષ્ણદેવે વાતો કહી હતી—પણ કૃષ્ણદેવની ક્યારેક પ્રગટતી જાડી બુદ્ધિ વિષે એને બહુ માન ન હતું!

એટલે લાટનો યુદ્ધપતિ કાક જો મળે તો એ એને

ઓળખાતો હતો. બન્ને જણા ઘણા જુદ્ધમાં એકી સાથે રહ્યા હતા. કુમારપાલ પ્રત્યેની એની મૈત્રી વિષે એને જાણ હતી. અને પોતાની પેઠે જ એના ઉપર પણ કુમારપાલને આશ્રય આપવાની શંકાડાંગ લટકતી હતી! એ આંહીં આ જુદ્ધમાં હતો, છતાં એ દોષની છાયામાંથી હજી તદ્દન મુક્ત થઈ શક્યો ન હતો. એટલે એને લાગ્યું કે કાક વિના બીજો કોઈ આંહીંની વાતને મન મૂકીને નહિ કરે! આ પ્રતાપદેવી ને ત્યાગભટ્ટ એ બન્ને આમ અચાનક આંહીં વચ્ચે ક્યાંથી ફૂટી નીકળ્યાં હતાં એ એને મન એક મોટો કોયડો હતો. પાટણના ભવિષ્યના રાજસિંહાસનને ડોલાવી મૂકનાર આવી પરિસ્થિતિ આવીને ઊભી હતી છતાં, પાટણમાંથી કોઈના પેટનું પાણી પણ હાલતું ન હતું, તો એવું શું જાદુ એમાં હતું? એનું ચાલે તો એ આખી નગરીને આ વિષે તૈયાર કરે! અને અત્યારે જ એ પોતાના મનોમયસ્વપ્નમાં તો આખી પાટણ નગરીને હાલકડોલક થતી જોઈ રહ્યો હતો. અને ઊંડે ઊંડે તો પોતે, મહામંત્રી વિમલની પેઠે, પાટણપતિને એના જ પગલામાં મહાત કરવાની મહત્ત્વાકાંક્ષા પણ સેવી રહ્યો હતો!

જયસિંહ સિદ્ધરાજને વશ કરવાની આશાથી એની નસેનસમાં નવું લોહી વહેતું એ અનુભવી રહ્યો હતો. એ ઉત્સાહમાં પળ બે પળ તો એની વ્યગ્રતા પણ જાણે કે ઊડી ગઈ!

પણ એ અનુભવથી જાણતો હતો. મુંજાલ એમાં વિજય નહોતો પામ્યો. સાંતૂ એમ કરવા જતાં ઉથલી પડ્યો હતો. આશુક મંત્રીએ પણ એ વાતમાં માથું માર્યું ન હતું. આ દંડ દાદાક ને મહાદેવ એ પણ સંભાળીને જ પગલું ભરતા હતા.

પણ ઉદયનના અંતરમાં તો કોઈ નવી મહાન શક્તિ બેઠી હતી. આ રાજા, જે જૈનશાસન જેવા શાસનની ધર્મધ્વજાને, એક પળ માટે પણ નીચે નમાવવાની તાકાત બતાવવા જેટલો ધૃષ્ટ થઈ શકયો હતો, એને જો પોતે વશ કરે, તો પોતાના નામનો યશડંકો આખા ભારતવર્ષમાં ચારે તરફ ગાજી ઉઠે! અત્યારે એ વાત એના મનમાં આવી ગઈ હતી. એને લાગ્યું કે એણે એને વશ કરવો જ જોઈએ. આ તો મહાન એવો ધર્મનો પ્રશ્ન હતો. અને એને મન ધર્મ કરતાં કોઇ વધારે મહાન ન હતું.

એક બે ક્ષણ, મહાન તીર્થ આબુની શિખરધ્વજાવલિ નીરખતો હોય તેમ એ આંખો મીંચી ગયો!

જે વખતે એણે આંખો ઉઘાડી ત્યારે જે જોયું તે માનતો ન હોય તેમ ફરી ફરીને એ નિહાળવાનો યત્ન કરી રહ્યો! એની સગી આંખો, એની સામે ઊભેલા, એક સશક્ત ઘોડેસવારને બતાવી રહી હતી!

આ ઘોડેસવારે હમણાં એને જોયો કે પહેલેથી જોયો હતો એ ઉદયનને કાંઈ ખબર પડી નહિ! જાણે એ એક ક્ષણમાં આકાશમાંથી ઉડીને આવ્યો હોય તેમ એની સામે ઊભો રહી ગયો હતો! એનો અવાજ પણ થયો ન હતો કે પછી પોતે એવો તલ્લીન થઈ ગયો હતો! ગમે તેમ, પણ એ આવ્યો હતો ચુપચુપ.

એની પૂરી પિછાન થાય તે પહેલાં ઉદયને એના ઉપર એક જરાક આવતી જતી દૃષ્ટિ નાખી. લીધી. કસાયલો, તાલીમબદ્ધ, કોઈ બળવાન જુદ્ધવીર ત્યાં ઊભેલો હોય એમ લાગ્યું. પોતે કાંઈ ઓછાં દ્વંદ્વયુદ્ધ ખેલ્યાં ન હતાં. એનો

એ એક શોખ હતો. પણ આવનારની ખડતલ પ્રમાણબદ્ધ શરીરની રચના જોઈને એક પળભર એને પણ શંકા થઈ કે દુશ્મન તરીકે ઊભો હોય તો આને હઠાવતાં ભોં ભારે પડે! એને નવાઈ લાગી કે પોતે ઓળખતો ન હોય એવો, આ મહત્ત્વનો અધિકારી કોણ હશે?

આછું અજવાળું હતું એટલે એની આંખમાંથી જે સ્ફુલિંગ નીકળતો હતો, તે સ્પષ્ટ અનુભવી શકાતો હતો. ભલભલાને ઘડીભર થથરાવી દે એટલી એમાં શક્તિ જણાતી હતી. એની સામે ઉદયન એક ક્ષણભર જોઈ રહ્યો. એનું અણિશુદ્ધ નાનકડું તીખું નાક, જ્યારે વિફરે કે વિરોધ કરે, ત્યારે એ શું ના શું ઉપાય કામે ન લગાડે એ કહી શકાય નહિ, એનો જાણે કે, એ નાનો સરખો તામ્રલેખી પુરાવો જ હતો! વિશ્વાસ, નીતિ, પ્રીતિ ભક્તિ તમામની એક ક્ષણમાં હરરાજી બોલાવી શકે એટલી એનામાં તત્પરતા બેઠેલી દેખાતી હતી. જરાક આગળ પડતો ઝોક લેનારી એની શરીર–રચના પણ, જાણે એ જ વસ્તુ સૂચવતી હતી. મધ્યમ કદનો, નહિ ઊંચો કે નહિ નીચો, પણ એકદમ આકર્ષક ને ધ્યાન ખેંચી રાખે તેવો એ દુપાળો આદમી હોય તેમ જણાતું હતું. એની ઘોડેસવારી પણ એને સર્વોત્તમ રણયોદ્ધાઓની હરોળમાં બેસારે તેવી સ્ફુર્તિભરી ને કલાત્મક દેખાતી હતી.

ઉદયન એને એકદમ ઓળખી શક્યો નહિ. પણ એને લાગ્યું કે આવો કોઇક એના પરિચયમાં આવ્યો! એ કોણ છે ને કેમ આવ્યો છે એ જાણવા માટે એણે જરાક પોતાની દિશા ફેરવી. એટલે સામેનાનો ચહેરો પ્રકાશમાં આવ્યો. એ ચમકી ગયો! પોતે જે જુએ છે તે સત્ય છે કે સ્વપ્ન છે

એની શંકામાં પડી ગયો!

કોઈ નહિ ને જેનું એ હમણાં સ્મરણ કરી રહ્યો હતો, તે લાટનો યુદ્ધપતિ ભદ્દરાજ કાક પોતે ત્યાં ઊભો હતો!

ઉદયન હવે એને પગથી માથા સુધી ફરી ફરીને નીરખી રહ્યો. એના ખભા ઉપર પ્રેમથી હાથ લગાવીને બોલ્યો: 'માનશો ભદ્દરાજ? ચાતકની જેમ તમને જ હું હમણાં ઝંખી રહ્યો હતો ને ત્યાં તમે જ દેખાયા! ઓ હો હો! શી જિનશાસનની પ્રભાવના છે! નહિતર અત્યારે બરાબર તમે ક્યાંથી આવી ચડો?'

'પણ ચાતક જેમ ઝંખતા હતા, એટલે જ મંત્રીશ્વર આવ્યા પછી અત્યારે ન છૂટકે દેખાયા એમ નાં?' કાકે કહ્યું.

'એમ નથી, એમ નથી, ભદ્દરાજ! તમારાથી ક્યાં અજાણ્યું છે?'

'ત્યાં સૌ . . . મજામાં?' કાકે ઉદયન સામે જોયું.

'તમને વાત તો કરી હશે નાં કૃષ્ણદેવે?'

'વાત તો કરી છે. પણ આંહીં આપણા ઉપર હજાર આંખો મંડાણી હશે મંત્રીરાજ! વળી હમણાં તો આંહીં બધી વાત એક સાથે ઉપડી છે!'

'એમ? શું શું? હું જતો'તો મહારાજને મળવા, પણ મનમાં થાતું'તું કે, તમે મળી જાવ તો સારું. ત્યાં તમે જ મળ્યા. કેટલે વરસે, આપણે મળ્યા? લાટના યુદ્ધ પછી આજ પહેલવહેલા કાં?'

'હા . . એમ જ' કાકે કહ્યું. 'તમને પણ હવે અવસ્થા જણાય છે!'

'હવે વાંક છે કાંઈ? કેમ આંહીં તો . . .' ઉદયન

એની વધુ પાસે સર્યો: 'તમે કુમારપાલજીને ભૃગુકચ્છમાં આશ્રય આપ્યો એનાં પોતે હજાર જીભે વખાણ . .' .

કાકે એક દૃષ્ટિ ઉતાવળે આસપાસ ફેરવી: ધીમેથી કહ્યું :

'ઉદયનજી! જે જમીન ઉપર તમારો ઘોડો ઊભો છે એ જમીનને આંખો એક સો છે. પણ કાન એક હજાર છે! જૂઓ, પેલી છેટેની ટેકરી ઉપર, ત્યાં શું દેખાય છે?'

કાકે બતાવ્યું હતું ત્યાં ઉદયને દૃષ્ટિ કરી. મહારાજનું પોતાનું વિશાળ શિબિર, ત્યાં સેંકડો ને હજારો દીપિકાઓના પ્રકાશમાં નાહી રહ્યું હતું. ત્યાં વળી સશસ્ત્ર સૈનિકો આમ તેમ ફરતા દેખાતા હતા. પાછળની એક નાનકડી ધાર ઉપર, હવામાં લેરખી લેતો, સોલંકીઓનો ચૌલુક્યધ્વજ ફરકી રહ્યો હતો. એની પડખેની એક વિશાળ શિલા ઉપર મોટી પથ્થર આકૃતિ કોતરીને બેસારી હોય એવી કોઈ આકૃતિ હતી. ઉદયનને આશ્ચર્ય થયું. આ કોઈ પ્રતિમાનું નવું સ્થાપન થયું છે કે શું? તેણે કહ્યું: 'કાક ભટ્ટજી! પેલી પ્રતિમા કોની છે?'

'એ પ્રતિમા બેઠી છે ત્યાં, પણ એની દૃષ્ટિ આંહીં હશે. આ રસ્તેથી કોઈ અજાણ્યો પ્રવેશ પામે એમ રહ્યું નથી! મંત્રીશ્વર! એ બર્બરક છે! મહારાજથી જો એનો પડછાયો છૂટો પડે તો બર્બરક છૂટો પડે! એ મહારાજનો એવો વિશ્વાસુ છાયાદેહ રૂપ બની ગયેલો છે કે ન પૂછો વાત! કોઈ દિ એ એમાંથી ચળે તેમ નથી! એ બર્બરક!'

ઘડી પહેલાં પોતે જે સ્વપ્ન ઘડયું હતું તે કેટલું

વ્યર્થ હતું એનું જાણે ભાન થતું હોય તેમ ઉદયન જરાક નમ્ર બની ગયો. આ બર્બરક જેવો જબ્બર એ મહારાજનો તો પડછાયો! તેકાકની છેક પાસે સર્યો: 'ભટ્ટરાજજી! આ પ્રતાપદેવી કોણ છે? અને આ ત્યાગભટ્ટ એનું શું? અને તો પછી કુમારપાલજીનું શું? આ . . . તો . . નવું . .'

'મંત્રીરાજ! આપણે પેલા વડના અંધારા ભાગ તરફ જરા જઈએ. એ યોગિનીનો વડ છે!' કાકે પાસેનો એક વડ બતાવ્યો.

કાક આગળ ચાલ્યો. એની પાછળ પાછળ ઉદયને પોતાનો ઘોડો લીધો.

વડ વિશાળ હતો ને એનો ઘેરો અંધકાર જાણે પોતાનું મોટું *પટ્ટઘર રચી રહ્યો હોય તેમ ચારે તરફ કાળી અંધારઘેરી સૃષ્ટિ પાથરી રહ્યો હતો. કાકે તેમાં પ્રવેશ કરતાં જ, ઉદયનને કાનમાં કહ્યું: 'મંત્રીશ્વર! ઘોડાં આંહીં જ રહેવા દો!'

ઉદયન નીચે ઉતરી પડ્યો. બન્ને ઘોડાંને ત્યાં છુટ્ટાં મૂકી તે અંધારામાં આગળ વધ્યા. પોતે પોતાને ન દેખે એવી કજ્જલઘેરી કાળાશ આવી ગઈ.

'તમે કહ્યું ભટ્ટરાજ! આ યોગિનીનો વડ છે, એ શું?'

કાકે અંધારામાં કાંઈક સળવળતું સાંભળ્યું. તેણે ઉદયનના હાથ ઉપર હાથ મૂક્યો. એ પળ બંને શાંત થઈ ગયા. આભાસ જણાયો. છતાં કાક ભટ્ટરાજ સાવધ હતો. ધીમે પગલે અંધારા તરફની વડવાઈઓમાં એક વખત એ

---

* તંબુ

આંટા મારી આવ્યો. થડ પાસે આવીને ઉપર દૃષ્ટિ કરી. ઉંચે ચડયો. પછી એક લંબાયલી ડાળીને આધારે આધારે જ્યાં ઉદયન ઊભો હતો ત્યાં આવીને ધીમેથી નીચે ઉતર્યો.

'કોઈ લાગતું નથી. એવું છે કે ધારાનગરીમાં એક યોગિની રહે છે. મહારાજની પરંપરા ચલાવવાની અભિલાષાની વાત એને કાને આવી. એણે આવીને મહારાજને કહ્યું : 'તમે માલવવિજય ન કરતાં જો પાછા ફરો તો ભગવાન મહાકાલ પાસે તમને વચન અપાવું . . .'

'કે ?'

'પાટણની ગાદી સાચવનારો પુત્ર થાય !'

'પછી ? પછી ? મહારાજે શું ઉત્તર આપ્યો ?'

'મહારાજે કહ્યું કે માલવવિજય કર્યા વિના પાછો ફરું ત્યારે તું મહાકાલને પ્રસન્ન કરીને મને એક જ પુત્ર અપાવે. પણ હું માલવવિજય સિદ્ધ કરું તો મને સો પુત્ર મળે, તેનું શું ?'

'સો પુત્ર ?'

'મહારાજ કહે, પુત્ર દ્વારા સત્કાર્યો ચાલુ રહે છે. કાવ્યો પણ સત્કાર્યો ચાલુ રખાવે છે. માટે કાવ્યો એ જ પુત્રો ! માલવવિજય અનેક કાવ્ય પ્રગટાવશે ! ગુજરાતમાં જ્યાં સુધી કવિઓ છે અને કાવ્યો છે ત્યાં સુધી તો ગુજરાતભરમાં કોઈ અપુત્ર નથી !'

'એ તો મહારાજે કહ્યું . . .'

'મહારાજે તો એ પ્રમાણે માલવરાજની એક જુક્તિ અફળ કરી. બાકી મહારાજના અંતરમાં એ વાત એક શલ્ય જેમ બેઠી છે એ સૌ કોઈ જાણે છે. આ યોગિની

મહારાજને આંહીં મળેલી, ત્યારથી આ યોગિનીનો વડ કહેવાય છે.'

'મહારાજે ત્યારે હજી કાંઈ નિર્ણય . .'

'ઉદયનજી ! તમે અત્યારે સમયસર આવી ગયા છો. તમે જે વાત કરી નાં, કુમારપાલજીની, મેં તો એના જેવો દુ:ખને ઘોળીને પી જનારો બીજો કોઈ જોયો નથી. ગુજરાતની ગાદી ઉપર એ આવે તો સોનાનો સૂરજ ઊગે. જે દુ:ખ સહન કરે છે, એ જાણે છે કે દુ:ખ શું છે. પણ મંત્રીશ્વર ! મારો કે તમારો કોઈનો પ્રયત્ન નહિ ફળે. આ પ્રતાપદેવી–તમે એને જોઈ છે ? જોશો ત્યારે ખબર પડશે. અને ત્યાગભટ્ટ—મહારાજને એ ખાત્રી કરાવી દેવાની છે કે ત્યાગભટ્ટ એ મહારાજનો જ પુત્ર છે. એવો અદ્‌ભુત સુંદર તેજસ્વી જુવાન છે. બોલો પછી ?'

'પણ મંત્રીમંડળ એમ માનશે ? અને પાટણ માનશે ? અને પ્રજા ગુજરાતની એ માનશે ?'

'આ જમાનો વિમલ મંત્રીનો નથી. આ જમાનો વાચિનીદેવીનો, ચામુંડરાજને પણ ગાદીત્યાગ કરવો પડ્યો, એ પણ નથી. રાણી ઉદયમતીએ રાજા કર્ણદેવને ઊભા રાખીને, મીનલદેવીનો સ્વીકાર કરાવરાવ્યો એ સમો પણ આ નથી. મહારાજ જયસિંહ સિદ્ધરાજ પોતાનું ધાર્યું જ કરશે ! એ દરેકના હૃદયમાં બેસી ગયેલ છે ! એની એટલી લોકપ્રીતિ છે ! આ રાજાની વાત જુદી છે !'

'અને આપણે ઊભા ઊભા જોઈશું એમ ?'

'જોઈશું નહિ, જોવું પડશે !' કાકે કહ્યું : 'ને આ રાજા સામે ઊભો રહેશે કોણ ? તમે કહ્યું, આપણે, આપણે

એટલે કોણ? હું, તમે, કૃષ્ણદેવ . . . . ચોથો? . . . . છે કોઈ ચોથો?'

ઉદયન વિચાર કરી રહ્યો. વાત તો કાકૅ ભટ્ટરાજની સાચી હતી. સિદ્ધરાજની લોકપ્રિયતા સિદ્ધરાજની જ હતી. તે ધીમેથી બોલ્યોઃ 'પ્રતાપદેવી, મહારાજને ખાત્રી કરાવવાની છે?'

'કહે છે'

'ક્યારે?'

'આ માલવયુદ્ધનું કાંઈક થાળે પડે એટલી વાર.'

'પણ ત્યારે અત્યારે ગગનમાં શું ગાજે છે કાકભટ્ટજી? મારે એ જાણવું છે!'

'એ જ. પેલો કોઈ મલ્હાર ભટ્ટ હતો, ખેટકપંથનો, બહુ બારેમથ્થો, તમારી સાથે?'

'હા, એક હતો. એનું શું છે?'

'એ સેનાપતિ કેશવને મળ્યો હશે. દક્ષિણ દરવાજાની કાંઈક વાત એની પાસે છે.'

'કે?'

'કે તો કોણ જાણે. પણ ગગનમાં અત્યારે આ ગાજે છે. તમે રસ્તામાં જોયા નહિ હોય પ હાડ જેવડા?'

'હાથી?'

'હાસ્તો. અત્યારે મહારાજ ગજનિષ્ણાતોની શોધમાં છે. અને ગજની પણ. હજી જે ગજ જોઈએ છીએ તે મળ્યો નથી.'

ઉદયન ઉત્સાહથી બોલ્યો: 'કાક ભટ્ટરાજ! ગજ-વિદ્યા તો એકને વરી છે!'

'કોને?'

'કુમારપાલજીને.'

'એ તો હું પણ જાણું છું ને તમે પણ જાણો છો. પણ મહારાજ તો કદાચ તમને જ કાઢશે, કુમારપાલજીની શોધમાં. માટે એ વાત તો હવે દાટી જ દેજો. અને આ મગનમાં ગાજે છે વાત, એમાં પેલી પ્રતાપદેવીએ પણ, ત્યાગભટ્ટની અદ્‌ભુત ગજવિદ્યાની વાત પણ ચલાવી છે. એ ક્યાં ઓછી છે? આમ છે આંહીંનું!'

ઉદયન વિચાર કરી રહ્યો. પછી એણે ધીમેથી કહ્યું: 'ભટ્ટજી! એ ભલે ગમે તેમ હોય પણ તમારા માથા ઉપર હું તો ભવિષ્યના સેનાપતિપદનો યશોધ્વજ જોઈ રહ્યો છું. પરાપૂર્વથી રાજગાદી ચૌલુક્યના કુળમાં જ રહી છે ને ચૌલુક્યના કુળમાં જ રહેવાની છે. એમાં ત્યાગભટ્ટનું પણ કામ નહિ આવે ને તમારા સોમેશ્વરનું પણ કામ નહિ આવે. પાટણમાં જ્યાં સુધી અમે છીએ ત્યાં સુધી તો આમ રહેવાનું છે. અને અમારા ખંભાતના સૂરિજીની પણ એ જ વાણી છે! પણ બોલો, રાત થોડી છે. વેષ જાજા છે. ભગવાન સોમનાથને નામે કહો, તમને અમારામાં વિશ્વાસ છે?'

'વિશ્વાસ અવિશ્વાસનો સવાલ નથી, ઉદયનજી! તમે ગૂર્જરેશ્વરને જોયા હશે. અમે જાણ્યા છે. એને નામે સમુદ્રમાં પથ્થર તરે તેમ છે! જો ત્યાગભટ્ટ એનો કુમાર નીકળશે, તો રાજ એનું જ છે!'

'કાકભટ્ટજી! મેં જે વેઠ્યું છે એ તમે જોયું પણ નથી. રાજ તો જેનાં નસીબનું હશે એનું થાશે. પણ

તમારું શું છે એ વાત કરો ને!'

'અમારું? અમે તો સુરજચંદની સાખે કુમારપાલજીના, ઓશો!'

'થયું ત્યારે. આપણી પાસે બે વસ્તુ જોઈએ.'

'કઈ કઈ?'

'એક અચળતા. બીજી કલા. એટલે રાજકલા. દાવ ખેલવાની શક્તિ. પહેલી તમારી પાસે હશે તો બીજી હું સંભાળી લઈશ.'

'અચળતા મારી? તમે ભૈરવખડક જોયું છે? મેં તો તમારી પહેલાં પણ કુમારપાલજીને વચન આપ્યું છે. તમે તો એને દક્ષિણમાં પણ મોકલ્યા. મેં તો લાટમાં જ જાળવ્યા હતા.'

'તમારી ઉપર તો મારો મદાર છે ભટ્ટરાજ! અને કૃષ્ણદેવને તો મોસાળ જમણ ને મા પીરસણે છે. પણ આપણે સાવચેતી બહુ રાખવી પડશે. કૃષ્ણદેવ તો....'

'એની વાત ન્યારી છે. મહારાજનો એ જમણો હાથ છે. ને નહિતર કુમારપાલનો સગો બનેવી છે. એને તો લાગશે કે તમને હોમવાથી વિશ્વાસ જન્મે તેમ છે, તો તમને પણ હોમી દેશે. ભલું હશે તો મહારાજને સૂચના જ કરી રહ્યો હશે!'

'શાની?'

'કુમારપાલજીના શોધમાં તમને મોકલવાની!'

'એ પણ ખોટું નથી...એમાં શું ખોટું છે?' ઉદયન ધીમેથી હસ્યો: 'પછી તો મારે મારું ગોઠવવું રહ્યું. પણ હમણાં તો આપણે સાવચેત રહેવું પડશે!'

'મમતે ચડયે જાડી બુદ્ધિ બતાવે, બાકી નહિતર, આવી ઝીણવટભરી જુક્તિમાં કૃષ્ણદેવજીનો કોઈ જોટા ન મળે! એક વાત તમારા ધ્યાનમાં આવી? મારા તમારા ઉપર મહારાજને કાંઈક આશંકા છે. પણ એ આશંકાથી પર રહ્યા છે! છે નાં નવી નવાઈની વાત?'

'આપણે આનકરાજને તો હજી ગણ્યા નથી!'

'હા, આનકરાજ ખરા!'

'એ ત્યાગભટ્ટ સામેની આપણી એક સબળ ચાલ છે. ધ્યાનમાં આવ્યું?'

'હા... બરાબર... એ ચોક્કસ મેળમાં છે. આનકરાજનો સોમેશ્વર. એ દૌહિત્ર. એટલે એને તો પાટણની ગાદીનો મોહ થાય!'

'મોહ થાય નહિ, મહારાજની એ ઇચ્છા હોવાની વાત પણ ચાલે છે. એટલે આપણે ત્રણના ચાર થયા?'

'એ બરાબર.' કાક વિચાર કરી રહ્યો.

ઉદયનને વિચાર આવ્યો. 'મલ્હારભટ્ટે બીજું તો કાંઈ બાફયું નહિ હોય?' એ જાણવાની એને જરૂર હતી.

'મલ્હારભટ્ટની વાત તમને કોણે–કેશવે કરી?'

'ના ના, મેં સાંભળ્યું કે દક્ષિણ દરવાજાની કોઈ હકીકત મહારાજ પાસે આવી છે. ને મલ્હારભટ્ટ કોઈ નવો ભટ્ટરાજ આવ્યો છે. મહારાજ એની સાથે દક્ષિણ દરવાજે જવાના હતા. એથી વિશેષ કાંઈ આવ્યું નથી!'

ઉદયન સમજ્યો કે મલ્હાર ભટ્ટે એને કહ્યું હતું એ જ આ વાત હતી.



'આ પ્રતાપદેવી ક્યાંની આંહીંની છે?'

'હાસ્તો. ઉજ્જૈનની. પણ કાલિદાસ ભવભૂતિ જેવા કવિઓની વાણી જેમના સાન્નિધ્યમાં જન્મ લેતી કહેવાય છે, એ આ નારી છે!'

'ઉજ્જૈનમાં ક્યાં હતી?'

'કુલસદ્‌ગુરુ ભાવબૃહસ્પતિનું નામ સાંભળ્યું છે? માલવરાજ નરવર્મદેવ એનાં ચરણની રજ માથે લેતા. એ ભાવબૃહસ્પતિ આજે સિદ્ધરાજ મહારાજના જમણા હાથ થઈ પડયા છે. ભગવાન શંકરનાં તમામ રૂપ કુલસદ્‌ગુરુને પ્રત્યક્ષ દર્શન આપે છે એમ કહેવાય છે. સોમનાથ એના સ્વપ્નમાં આવ્યા છે. મહાકાલની એમને આજ્ઞા થઈ છે. ભગવાન ધૂર્જટિને એમણે જીવનભર આરાધ્યા છે. આજ હવે એ પોતાનું આસનીયું આંહીંથી ઉપાડીને, સોમનાથ સમુદ્રના તટે એક મહાન સંસ્કારધામ રચવા ઉપડવાના છે. એ ભાવબૃહસ્પતિની પુત્રી તે આ પ્રતાપદેવી!'

'હેં!'

'હા. એ નારીમાં તેજસ્વિતા, રાજા દુષ્યન્તને પ્રશ્ન કરતી શકુન્તલાની છે. યુદ્ધપ્રિયતા મહાભારતી દ્રૌપદીની છે. કર્ણને ન્યાય અપાવવા નીકળનાર કુંતીનું વાત્સલ્ય એનામાં છે. એ પણ આ ત્યાગભટ્ટને ન્યાય અપાવવા નીકળી છે. મહારાજને સોરઠી જુદ્ધ સમે કોઈ ભુવનેશ્વરી નામની અદ્‌ભુત સ્ત્રી મળી હતી? ખબર તમને કાંઈ? તમે એ જુદ્ધમાં સાથે હતા!'

'હા . . . એક. . હતી. એ મ? ત્યારે તો મેં ધાર્યું હતું તે જ નીકળ્યું. એ ભુવનેશ્વરીનો આ છોકરો લાગે છે!'

'કહેવાય છે!'

'પણ ખાત્રી ?'

'એ ન્યાય અપાવવા તો આ પ્રતાપદેવી પોતે ઉજ્જે-નથી આંહીં આવી છે !'

'પણ આપણામાં ફાટફૂટ કરાવવા એ આવી હોય એમ કેમ ન બને ? નરવર્મદેવ સ્વર્ગવાસી થયા છે. ઇંદ્રવર્મા એનો પાટવી નવી જુક્તિ ન અજમાવે ? તમે આંહીં ક્યારના પડ્યા છો. કાંકરી એક ધારાગઢની ખરી છે ?'

'અને ખરવાની પણ નથી....'

'તો ? અત્યારે પરણે છે એનાં ગીત ગાવને ! અત્યારે વચ્ચે ક્યાં આ નાચકણામાં કુદકણા જેવું પ્રતાપદેવીનું કાઢ્યું છે ? આપણે એ વાત આવી રીતે સમજવી. મહારાજ ક્યારે તરતમાં આ સવાલ ઉપાડવાના છે ?'

'તરતમાં ? એ સવાલ ઉપડેલો જ એમ સમજો ને !'

'કેમ એટલી ઉતાવળ ?'

'કારણ કે મહારાજને આ વિજય મેળવીને સોમનાથ જવું છે. ભાવબૃહસ્પતિનું સંસ્કારધામ ત્યાં રચવાનું છે. અને રૂદ્ર અગિયાર છે, એ આ બારમા રૂદ્ર સિદ્ધરાજ મહારાજને, પ્રત્યક્ષ મળવાના છે !'

'એમ ? પણ નરવર્મ ગયા. ઇંદ્રવર્મા કાંઈ ડગે તેમ છે ?'

'જ્યાં સુધી એની મા ચેદીની મોમલાદેવી જીવે છે ત્યાં સુધી તો નહિ. એ હૈહય રાજકુમારી છે એ કેમ ભૂલો છો ? એને કાં જંગ જીતવો છે, ને ગુજરાતીઓને ધૂળ ચાટતા પાછા પાટણ મોકલવા છે; અથવા તો ધારાદુર્ગની કેવળ રખ્યા રહેવા દેવી છે ! આ હવે જંગ નથી રહ્યો.

હવે એ સિદ્ધાંત થઈ ગયો છે. આમાં હવે કાં હીનપાર ને કાં હીનપાર જ છે. ત્રીજો કોઈ રસ્તો રહ્યો નથી. ઉદયનજી! દુર્ગંધારાનો પડે તેમ નથી, તમે બીજાં ગમે તેટલાં કાઢો!'

ઉદયન જવાબ આપવા જતો હતો પણ એકી સાથે ચારે તરફથી થઈ રહેલા શંખનાદે એમને બન્નેને ચમકાવી દીધા: 'અરે! આ શું?' ઉદયનને એકદમ પહેલો વિચાર એ આવ્યો કે ત્યાગભટ્ટને રાજકુમારતિલક કર્યાની આ જય-ઘોષણા છે કે શું? કાક મનમાં ને મનમાં થંભી ગયો: 'ઉદ્રવમાં પણ પડચો કે શું?'

બન્ને એકદમ રાજમંડપ તરફ જવા માટે ઊપડચા.

## ૯. પ્રતિજ્ઞા

સેંકડો શંખનાદોના ધ્વનિથી રણક્ષેત્ર જાગી ઊઠ્યું હતું. ઉદયનને અને કાકને પ્રથમ તો ખબર પડી નહિ કે આ શંખનાદ શા માટે થઈ રહ્યા છે. કોઈ નવા રણક્ષેત્રનો મોરચો શરુ થાય છે કે નવો વિજય મળ્યો છે કે કોઈ નવી વાત આવી છે કે છે શું ? એકદમ તો કાંઈ સમજમાં આવ્યું નહિ.

જેમ જેમ એ આગળ ગયા તેમ તેમ ઉત્સાહનાં પુર એમણે વધતાં જોયાં.

પણ હજી કોઈને કાંઈ ખબર હોય તેમ લાગ્યું નહિ !

એટલામાં રસ્તા ઉપરથી આજ્ઞા આપતો સેનાપતિ કેશવનો અવાજ સંભળાયો : 'મલ્હારભટ્ટ ! દક્ષિણ મોરચે તમે હમણાં ને હમણાં ઉપડો ને ત્યાં પણ શંખનાદ કરીને સૌને જાહેર કરી દો !'

ઉદયન ચોંકી ઉઠ્યો. મલ્હારભટ્ટે પોતાનું સ્થાન એટલી ટૂંકી મુદતમાં જમાવી દીધું લાગ્યું !

ચોક્કસ કાંઈક અગત્યની બીના બની ગઈ હતી. કાક અને ઉદયન વેગ વધારી રહ્યા.

રસ્તામાં જ મહાઅમાત્ય દંડદ્દાદાકનો હાથી ઉતાવળે રાજપટ્ટકૂટિ તરફ જતો એમની નજરે પડયો. મહાદેવ, મુંજાલ, આનકરાજ સૌ જુદી જુદી દિશાએથી ઉતાવળા ઉતાવળા એ તરફ જ જઈ રહ્યા હતા. કોઈને કાંઈ ખબર ન હોય તેમ લાગ્યું.

એટલામાં કૃષ્ણદેવને પણ એ બાજુ જતો ઉદયને જોયો. એણે એને જવા દીધો. સેનાપતિ કેશવનો આજ્ઞાવાહી સ્વર હજી સંભળાતો હતો. રણક્ષેત્રના તમામે તમામ મોરચે, એક પળના પણ વિલંબ વિના, મહારાજની ઇચ્છા પ્રગટ કરી દેવાની એમાં વાત હતી !

'ભટ્ટરાજ ! જરાક આગળ વધીને તપાસ તો કરો. આમાં તો ભારે થઈ લાગે છે. તમે કહ્યું હતું તે જ થયું કે શું ?'

'એવું જ કાંઈક લાગે છે !'

કાક જુદો પડીને આગળ વધી ગયો. ઉદયન ધ્યાનપૂર્વક આસપાસનાં સૈનિકોની વાત સાંભળવા લાગ્યો. પણ એમાં એને કાંઈ સમજ પડી નહિ. સૌ હજી આ શંખધ્વનિની પરંપરાનો મર્મ પકડવામાં રોકાઈ ગયા હતા.

એટલામાં આગળ જતાં એણે એક તરફ સેનાપતિ કેશવને ને બીજા કોઈને ગંભીર ચર્ચામાં હોય તેમ, પોતપોતાના ઘોડાની લગામ પકડી રાખીને, વાતોમાં પડેલા જોયા. એની ઇચ્છા તો રાજસભા સિવાય બીજે એને મળવાની ન હતી. પણ ત્યાં કેશવની ચપળ દૃષ્ટિએ એને પકડી પાડયો હતો.

'પણ કરે શું મહારાજ ? જેમની સલાહ લેવી જોઈએ

એવા આ અનુભવી જોદ્ધાઓ તો જાતા દેખાય છે જ હમણાં. જુઓ, આ કોણ આવે છે ?' કેશવે ઉદયન તરફ પેલા જોદ્ધાની નજર ખેંચતાં કહ્યું. ઉદયન એને ઓળખી શક્યો નહિ. એણે તરત હાથ જોડ્યા: 'સેનાપતિજી ! જય સોમનાથ !'

'ઓ હો હો ! મહેતા ? તમે ક્યારે આવ્યા ? આજે ?

'તમારાથી ક્યાં અજાણ્યું છે સેનાપતિરાજ ! તમે દેખ્યો ત્યારે. આ શું છે બધું ? શાની આજ્ઞા આપો છો ? કોઈ નવો મોરચો ઉઘાડવાનો છે કે શું ?'

કેશવે પેલા સૈનિકને હાથની નિશાનીથી જવાનું કહ્યું: 'તમે પણ ત્યાં જ હો ભટ્ટરાજ ! દક્ષિણ મોરચે. પહેલાં તો ખૂણે ખૂણે મહારાજની ઇચ્છા પ્રગટ કરી દ્યો !'

'શાની વાત છે. સેનાપતિજી ?'

'અમારી તો આ કામગીરી, મંત્રીશ્વર !' કેશવે વાત ઉડાડી: 'હું તો કહું છું સાત જનમારે ય સેનાપતિપદ ન મળજો. મેં તો કાકભટ્ટને કહ્યું પણ ખરું ! જો'તું હોય તો લે ને બાપલ્યા ! આ લક્કડના લાડુનો સ્વાદ છે લેવા જેવો !'

ઉદયન વિચાર કરી રહ્યો: મારો બેટો આ નાગર સેનાપતિ ! આંહીં થઈ પડ્યો છે મહારાજનો જમણો હાથ ને પાછો સૌને ભળાવે છે. જે કોઈ આવે એના તરત સોના સાઠ કરે તેમ છે !

'મહારાજ ક્યાં દક્ષિણ મોરચે છે ?'

'ભૈ ! આ દક્ષિણ મોરચે તો બધું સળગાવ્યું ! હવે મહાઅમાત્યજી ને મહાદેવ મંત્રીરાજ ને મુંજાલ મહેતા ને સૌ કહી રહ્યા છે, તમે કેમ ધ્યાન ન આપ્યું ? તમે ભેગા હતા ને આવી આકરી પ્રતિજ્ઞા કેમ લેવા દીધી ?'

ઉદયનના પેટમાં ધ્રાસ્કો પડ્યો. એણે અત્યંત શાંતિથી કહ્યું: 'પ્રતિજ્ઞા? મહારાજે લીધી છે? શાની પ્રતિજ્ઞા?'

'આજે મહારાજ દક્ષિણ મોરચે, પેલા મલ્હારભટ્ટે કાંઈ સમાચાર આપેલા, તે ગયા હતા. એ તમારી સાથે જ આવ્યો છે ને? કહેતો હતો!' કેશવે એક તીક્ષ્ણ દૃષ્ટિ ઉદયન તરફ કરી. ઉદયને એની નજર ચૂકાવી.

'શું કહેતો હતો?'

'એ પણ મારો વાલીડો જબરો છે. જંગલમાં જ્યાં પશુઓએ કેડી પાડી હોય એ રસ્તે ચાલ્યો આવ્યો! હાસ્તો. એ વિના છાનું રહેવાય પણ કેમ?'

ઉદયન એક ક્ષણભર ચમકી ગયો. પણ તેણે તરત પોતાની સ્વસ્થતા મેળવી લીધી. કૃષ્ણદેવે કહ્યું હતું, કુમારપાલ વિષે, એ એને યાદ આવી ગયું. આ નાગરો પણ કાંઈક જાણતો લાગે છે. એ તો પછી દેખી લેવાશે કરીને એણે પોતાનો અવાજ જરાક બદલાવ્યો. જાણે એક મુખ્ય રાજકર્મચારી તરીકે મહારાજની ઇચ્છા જાણવાનો એને અધિકાર હોય તેમ એણે કહ્યું: 'સેનાપતિજી! મહારાજની શી ઇચ્છા તમે અત્યારે ખૂણે ખૂણે તરત પ્રગટ કરવા માગો છો?'

પ્રત્યુત્તર આપવાને બદલે સેનાપતિ કેશવે જરાક ઘોડો આઘો ફેરવ્યો. એણે અવાજનો ફરેલો રણકો તરત પકડી લીધો હતો. એ પણ નાગર બચ્ચો હતો. એમ જેવા તેવાને ગાંઠે તો સેનાપતિ શાનો?

'એ તો મંત્રીરાજ! તમે ત્યાં આવો છો નાં? મહારાજ પોતે જ પોતાની ઇચ્છા આજ પ્રગટ કરવાના છે! ચાલો

ત્યારે....ત્યાં જ આવો છો નાં? મારે પણ તમને મળવું હતું. મલ્હાર ભટ્ટે કેટલીક વાત કરી હતી!'

એક ત્વરિત નિશાની ને કેશવનો ઘોડો અદૃશ્ય થઈ ગયો!

ઉદયન તો ત્યાં એમ ને એમ ઊભો રહ્યો!

'મારું બેટું! આંહીં.. આંહીં તો કાંઈ વાજું જ જુદું લાગે છે!' એ શોચી રહ્યો. સ્તંભતીર્થમાં એની આટલી ઉપેક્ષા કરનાર બીજે દિવસે ક્યાં હોય? કચ્છના રણમાં. પણ આંહીં, આંહીં પોતે પાંજરાનો સિંહ હતો. ઠીક છે, એણે એક પળમાં ભવિષ્યની પોતાની નીતિ વિષે કાંઈક નિશ્ચય કર્યો હોય તેમ એ આગળ વધ્યો. એણે એ નીતિરેખા એક પળમાં ઘડી કાઢી. અને પછી પોતે જ મનમાં મોટેથી હસી પડ્યો: 'બસ! એ જ બરાબર છે. તમામ સૂઈ જાય તો જ તમે જાગો એ કામનું!' એ પૂરાં પચાસ ડગલાં પણ ગયો નહિ હોય, ત્યાં કાક સામેથી આવતો જણાયો.

'કેમ ભટ્ટજી! શા સમાચાર છે?'

'ભારે થઈ છે!'

'હેં શું થયું?'

'માલવાનો પાટવી ઇંદ્રવર્મા પણ રણમાં પડ્યો!'

'આજે?'

'આજે મહારાજ દક્ષિણ મોરચે ગયા ત્યારે ખબર પડી કે ધારાદુર્ગમાં રણમહોત્સવ મંડાયો છે. ને આનંદ વિનોદ થાય છે. મોમલાદેવીની આજ્ઞા થઈ હતી. બહુ ઝીણવટથી જોતાં ગુપ્તચરોને ખબર મળ્યા કે

પાટવી પડ્યો છે એ સમાચારને ઢાંકી દેવા માટે, આવો જબરજસ્ત, તમામ આઘાતોને ઘોળી પીનારો, મહા રણ-મહોત્સવ માલવીઓએ શરુ કર્યો હતો! અને મોમલાદેવી પોતે એમાં અગ્રસ્થાને હતી!'

'અરે! એ ડોશી..'

'ડોસા તો તમે છો. ને બીજો હું છું. એને તો હજી જુદ્ધ ચલાવવાના કોડ છે. મહારાજે આ જાણ્યું ને એક ક્ષણભર તો થંભી ગયા!'

'પણ ત્યારે આ આપણે ત્યાં શંખનાદ એના છે?'

'ના ના, કહું છું. મહારાજે ત્યાં ને ત્યાં ગંગાજળ લઈને પ્રતિજ્ઞા મૂકી કે આજથી બરાબર એક મહિને, આ જ દિવસે ને આ જ ઘડીએ, આ જ પળે, જો ધારાદુર્ગમાં, ગૂર્જરોનું સૈન્ય પ્રવેશ ન કરે તો હું જલસમાધિ લઉં!'

'અરે? કાક ભટ્ટ! ખરેખર?'

'આ શંખનાદ એના થાય છે.'

'અરે! પણ...'

'ઉદયનજી! હવે હું કે તમે આસવ મોરચે કાં દેહ છોડીશું ને કાં વિજય મેળવીશું! આ મહારાજ સિદ્ધરાજ! એની પાસે એની જ અનોખી રીત છે!'

'ભટ્ટરાજ! ત્યારે હમણાં તો આ માલવયુદ્ધ મુખ્ય બની રહેશે!'

'આ શંખનાદથી આજનું આકાશ તો એ કહે છે! એ તો તમે રાજમંડપમાં જશો ત્યાં આ જ વાત હશે! હું હમણાં આવ્યો. કાકે જવા માટે ઉતાવળ માંડી: 'કૃષ્ણ-દેવજીનું એક કામ છે જરા!'

ઉદયન સમજી ગયો. કૃષ્ણદેવે આને ચેતાવ્યો લાગતો હતો કે જરા સંભાળીને રહેજે!

ઉદયનને લાગ્યું કે કૃષ્ણદેવની પાસે પળપળની જાણકારી હતી. અને એની આંહીં અત્યારે જરુર પણ હતી. તે સાવધ થઈ ગયો. રાજમંડપ તરફ જવા માટે આગળ વધ્યો. મહારાજની પ્રતિજ્ઞાથી ફેરવાયેલ પરિસ્થિતિમાં અત્યારે યુદ્ધ એ મુખ્ય વિષય બની ગયો હતો. રસ્તે પણ સૈનિકોમાં એ જ ચર્ચા થતી એણે સાંભળી. 'હવે તો પરમારો જીવ સટોસટ ધારાદુર્ગને રક્ષશે, અને હરેક હરેક વીરની આ મોરચે જરૂર પડશે!'

દેખીતી રીતે તમામના અંતઃકરણમાં યુદ્ધ જીત્યે છૂટકો છે એ વસ્તુ આવી ગઇ હતી. રાજમંડપ પહોંચ્યો તો ત્યાં પણ એ જ વાત ચાલતી હતી.

આવી પહોંચેલા ને આવી રહેલા અમાત્યો, મંત્રીઓ સેનાપતિઓ અને માંડલિકોથી એ આખું હરિયાળું મેદાન ઉભરાઈ ગયું હતું. હવે તો મહારાજની પ્રતિજ્ઞાની જાણ થઇ જતાં બધા ગંભીર બની ગયા હતા. સેંકડો સૈનિકો હજી ચારે તરફથી આ બાજુ આવી રહ્યા હતા. ઉદયન સીધો મહારાજને એકલો પહેલાં મળી લેવા માટે આવ્યો હતો.

પોતાનો અશ્વ ત્યાં રાખીને ધીમે પગલે એ મુખ્ય મંત્રણાગૃહ તરફ, પાછળને રસ્તેથી પ્રવેશ મેળવવા માટે ચાલ્યો.

નાની નાની અસંખ્ય ટેકરીઓથી આ સઘળે પ્રદેશ જાણે સેંકડો પર્ણકૂટિઓમાં વહેંચાયલો લાગતો હતો. વચ્ચે વચ્ચે એમાં ઝાડનાં ઝુંડ આવી રહ્યાં હતાં. ઠેર ઠેર રાત્રના

પહેરેગીરો પોતપોતાની ચોકી ઉપર ગોઠવાઇ ગયા હતા. ટેકરીઓ ઉપર પ્રગટેલી સેંકડો દીપિકાઓના પ્રકાશથી જાણે મેદાનમાં ચાંદની રેલાઇ રહી હોય એવો ભાસ થતો હતો.

ઉદયન મહારાજને મળવાની તક લઈ લેવા પાછળના ભાગ તરફ ગયો, પણ એનો પગરવ સંભળાયો ન સંભળાયો ત્યાં પાસેની પાછળની ટેકરી ઉપરથી એક આકાર ઊભો થતો એણે જોયો.

કોઈ કહેલો બર્બરક હોવો જોઇએ એણે અનુમાન કર્યું. બે ડગલાં આગળ ગયો ત્યાં તો પટ્ટકૂટિના દ્વાર ઉપર ઊભેલું નારીદળ દેખાયું.

ઉદયન દ્વાર તરફ ચાલ્યો. તરત જ પ્રશ્ન આવ્યો 'કોણ છે એ ?'

'સ્તંભતીર્થથી મહામંત્રી મળવા માગે છે. મહારાજને જરા ખબર કરો !'

નારીદળની સેનાની આગળ આવી. તેણે આવીને બે હાથ જોડયા : 'પ્રભુ ! અત્યારે મહારાજ મંત્રણામાં છે !

'કોણ છે ?'

'એ જાણવાનો અધિકાર કેવળ સેનાપતિ કેશવનો છે, પ્રભુ ! આંહીં એ પ્રણાલિકા છે !' તેણે વિનમ્ર મક્કમતાથી કહ્યું. અને નમીને પાછા જવા માટે પગ ઉપાડયો.

'પણ મારું કામ ઘણું અગત્યનું છે.' ઉદયને કહ્યું: 'મહારાજને ખબર કરો ! મારે અત્યારે જ પાછું ફરવું જોઇએ !' સેનાનિની તરત અદશ્ય થઈ ગઈ. બે પળ ઉદયન ત્યાં વિચાર કરતો થોભ્યો. પરિસ્થિતિએ એક પળમાં નવું રૂપ લીધું હતું. પોતાની જાતને એમાં મહત્ત્વને સ્થાને

રોકી લેવાની જરૂર હતી. કુમારપાલજીનું પણ, સમો આવે અંગોપાંગ એ રીતે જ પાર ઉતરે. બીજો ઉપાય ન હતો. તે ત્યાં ઊભો ઊભો મનમાં એક પછી એક પગથિયાં ગોઠવવા માંડ્યો.

એટલામાં પેલી સ્ત્રી સૈનિકા પાછી આવતી જણાઈ. તેણે આવીને માથું નમાવ્યું : 'પ્રભુ ! કાલે સવારે—' અને એ તરત પાછી વળી ગઈ.

ઉદયને જવા માટે પગ ઉપાડ્યો. તેને એક હજાર વિચાર આવી ગયા. તે કોઈ મહાન સિંહરાજની ગુફામાંથી પાછો ફરી જતો હોય એમ ઘડીભર વ્યગ્ર થઈ ગયો. ગમે તેમ પણ આંહીં એનું મૂલ્યાંકન શું થયું હતું એનું તીવ્ર ભાન આ સંદેશાએ એને કરાવ્યું. આ રાજવીને એણે જુવાનીમાં જોયો હતો. તે વખતે પણ આ જ તેજસ્વિતા હતી. આજ એમાં એક હજાર ગણો વધારો થયો હતો. માતા મીનલદેવી ને મુંજાલની ત્યારે બોલબોલા હતી. એણે આવીને તમામને પોતપોતાને સ્થાને મૂકી દીધા. પોતે જ તંત્રનાયક થઈ રહ્યો. એણે આખા ગુજરાતમાં પોતાના નામની કંડોપકંડ વહેતી લોકકથાઓ સરજી. એણે એવું અનોખું સ્થાન મેળવ્યું કે જે કોઈ દિ ડગે જ નહિ ! એ દેવ મનાતો. દેવની જેમ એ આજ્ઞા આપતો. દેવની જેમ એનો શબ્દ અનિવાર્ય બની રહેતો. દેવની જેમ જ એ રૂઠતો. ગર્વીલા, કોઈને ન ગાંઠે તેવા શ્રીમંત ગૌરવશાળી ધર્મઘેલા જૈનોને પણ એમનાં સ્થાનની મહત્તાનાં સીમાચિહ્ન જાણે એણે દર્શાવી દીધાં હતાં. વગર આજ્ઞાએ સમજાવ્યું હોય કે તમે પણ આટલે સુધી, આથી આગળ નહિ ! ચૌલુ-

કયોમાં જે કરવાની કોઈએ હિમ્મત કરી ન હતી એ એણે કરી બતાવ્યું હતું. એણે રૂદ્રમાળ અને સોમનાથને લોકયુદ્ધના રણદેવ બનાવી, તમામ ધર્મ ધ્વજોમાં એમની એકની સર્વોપરિતા સરજાવી હતી. આવા વિચિક્ષણ, દેવાંશીમાં ખપતા, પ્રતાપી નૃપતિ પાસે હવેના પોતાના મેળાપ વિષે ઉદયનના પગ પાછા પડી રહ્યા હોય એમ એને લાગવા માંડયું! સ્તંભતીર્થ રહેશે કે જાશે—એનો જ પોતે દાવ ખેલવા જાણે આંહીં આવ્યો હોય એમ એને એક ઘડીભર થઈ ગયું! અત્યારે તો પાછું ફરવાનું હતું! આવી રીતે પાછા ફરવાનો પણ નવો જ અનુભવ એને માટે હતો.

પોતાને પાછો ફરતાં કોઈ જુએ છે કે નહિ એ જોવા એણે ચારે તરફ એક દૃષ્ટિ કરી. ત્યાં બીજું કોઈ લાગ્યું નહિ. સોનેરી રૂપેરી દીપિકાઓના સુગંધી તૈલે વાતાવરણને મોહક બનાવ્યું હતું. ચારે તરફ ચાંદની જેવો આછો પ્રકાશ રેલાઈ ગયો હતો. કાલે સવારે જ હવે મળવાનું હોઈ પોતે ત્યારે તો આવશે, પણ તે પહેલાં એણે પોતાની ભવિષ્યનીતિ વિષે કાંઈક સ્વસ્થ વિચાર કરી લેવાની જરૂર હતી.

કુમારપાલજીનો ગજ અત્યારે આંહીં વાગે તેમ ન હતો એ સ્પષ્ટ હતું. મહારાજ સાથે અત્યારે કોણ હતું એનો પત્તો મળે તો ઠીક એમ એના મનમાં એક વિચાર આવી ગયો. એ કાકને ખોળવા લાગ્યો. પણ તે ક્યાંય દેખાતો ન હતો. પોતાને જે જવાબ મળ્યો તે તમામ અમાત્યોને અને મંત્રીઓને મળ્યો હોય તેમ લાગ્યું. સૌ આવ્યા તેવા જ વીખાવા માંડયા હતા. એક વયોવૃદ્ધ દંડ

દાદાકનું સુખાસન હજી ત્યાંથી ઉપડ્યા વિનાનું રહ્યું હોય તેમ જણાતું હતું.

ઉદયન પણ પોતાને રસ્તે પડી ગયો. આજના બનાવોની આસપાસ એ આખી રાત ચિંતન કરે તો પણ કાંઈ પત્તો ન ખાય એવી અટપટી વેલીઓ વીંટળાયેલી હતી.

પહેલો પ્રશ્ન એના મનમાં એ હતો કે એણે હવે પોતે શી રીતે પોતાનો માર્ગ કાઢવો ? આંહીં પોતે કુમારપાલના પક્ષકાર તરીકે તો ત્રણ બદામનો બની જાય તેમ હતું ! અને એનો પક્ષ છોડે–એ તો ન ભૂતો ન ભવિષ્યતિની વાત હતી.

ત્યારે હવે એણે શું કરવું ? કયો માર્ગ લેવો ?

એ વિચાર કરતો પોતાને રસ્તે પડ્યો.

## ૧૦. સ્તંભતીર્થના રાજા !

ઉદયન વિચાર કરતો પાછો ફરી રહ્યો હતો પણ એના મનને ક્યાંય શાંતિ ન હતી. હાર્યો દા લેવાની એને ટેવ ન હતી. મહારાજ સાથે કોણ હતું એ એ ન જાણે ત્યાં સુધી એને ચેન વળે તેમ ન હતું. એણે જોયું કે તમામ પોતપોતાને રસ્તે પાછા ફરી રહ્યા છે. એણે જાણી જોઈને પોતાના અશ્વને ધીમી ગતિએ લીધો. એ ચારે તરફ કાકને શોધવા દૃષ્ટિ ફેરવતો હતો. પણ એ માનવ-સાગરમાં ડૂબી ગયેલો લાગ્યો. કૃષ્ણદેવનો તો એને ભરોસો ન હતો. એ કાકને શોધતો આગળ વધ્યો.

રસ્તે એનાથી આગળ થોડે દૂર એક ઉત્તુંગ ગજરાજ જઇ રહ્યો હતો.

'કોણ હશે ?' ઉદયનને વિચાર આવ્યો. તેણે પોતાની ગતિ વધારી દીધી. થોડીવારમાં જ તે ગજરાજની લગોલગ આવી ગયો.

ગજરાજની આગળ પાછળ થોડાક ઘોડેસવાર સૈનિકો જઇ રહ્યા હતા. ઉપર કોઈ રાજવંશી વ્યક્તિ બેઠી હોય એમ જણાતું હતું. એનો ચહેરોમહોરો તો દેખાતો ન હતો. પણ

ઠાઠમાઠ રાજવૈભવનો સૂચક હતો. સાથે એક નાનો પાંચ સાત વર્ષનો છોકરો હતો. હોદ્દામાં આગળ ઊભો ઊભો, એ અનેક પ્રશ્નો કરી રહ્યો હતો.

'બાપુજી ! મહારાજ કેમ ન મળ્યા ? આપણે એવી પ્રતિજ્ઞા કેમ ન લીધી ? આપણે શું રજપૂત નથી ? આપણે કેમ ન લીધી ?'

ઉદયન સાંભળી રહ્યો. કોણ હોઈ શકે ?

'અરે ! સોમુ ! તું તો ભાઈ ! ઘેલી ઘેલી વાતો કરે છે ! આ જુદ્ધ ગુર્જર મહારાજનું છે !'

'ત્યારે આપણું આ જુદ્ધ નથી ?'

'ના.'

'તો આપણે કેમ આવ્યા છીએ ?'

'કહું હમણાં !'

થોડીવાર કોઈ કાંઈ બોલ્યું નહિ. સૌ ચાલતા રહ્યા. ઘોડાના ડાબલાના પડઘા પડખેની ડુંગરમાળામાંથી પાછા ફરતા હતા. રૂપેરી સોનેરી ઘંટમાળના રણકા સંભળાતા હતા. દેખીતી રીતે મહારાજના મુખ્ય શિબિરથી રસ્તો ફંટાઈને આગળ વધતો જતો હતો. સોલંકી છાવણી પાછળ રહી જતી હતી. રાજવંશી વ્યક્તિ આ કોણ છે ને સોલંકી સેનના પડાવથી થોડે દૂર એમનો માર્ગ ફંટાય છે કે શું એ ઉદયન હજી કાંઈ સમજી શક્યો ન હતો. પણ પોતાને કોઈ ઓળખતું લાગ્યું નહિ, એટલે નચિંત થઈને સૈનિકો સાથે સૈનિક બનીને એ પાછળ પાછળ ચાલ્યો. જુઓ વળી, આ ક્યાં લઈ જાય છે એમ વિચારતો.

થોડીવાર સુધી તો પેલો રાજકુમાર શાંત રહ્યો; પણ

પછી જવાબ ન આવતાં એ રહી શક્યો નહિઃ ' બાપુજી! તમે કેમ કહ્યું નહિ ? આપણે પ્રતિજ્ઞા ક્યારે લેવી છે?'

' અરે શાની પ્રતિજ્ઞા લેવી છે ઘેલાભાઈ! પ્રતિજ્ઞા લેવી એ તે કાંઈ ગોળ ખાવાનો છે ?'

' તો આપણે કેમ ન લઈએ પ્રતિજ્ઞા? મહારાજ શાના લ્યે ?'

' પણ શાની ?'

' ધારાગઢ તોડવાની. માળવા જીતવાની. રણમાં જુદ્ધ કરવાની!' છોકરાએ ઉતાવળે ઉતાવળે બે ત્રણ વાત કરી નાખી.

' અરે આપણે લઈ રહ્યા ભાઈ! તારા બાપનો બાપ સોલ્હણને ઊંટ ઉપર ઉપાડી ગયો હતો! આ જ ઠેકાણેથી હો, ક્યાં ગયા નરદેવજી ?'

' હા પ્રભુ! આંહીંથી જ હા!' કોઈક વૃદ્ધ ઘોડેસવાર સૈનિકનો છેક પાછળથી અવાજ આવ્યો. ઘોડેસવારો હવે જરા છુટાછવાયા થઈ ગયા હતા. પણ ઉદયન તો નામ સાંભળતાં જ ચમકી ગયોઃ

' સોલ્હણવર્મા ? એ તો માલવાનો સેનાપતિ—નરવર્મદેવનો ! એને અજમેરનો અજયદેવ ઊંટ ઉપર ઉપાડી ગયો હતો. તે ચમકી ગયો. ત્યારે તો આ અજમેરના ચૌહાણ આનકરાજ! અને આ લાડઘેલો છોકરો એ જ *સોમેશ્વર! મહારાજ સિદ્ધરાજનો દૌહિત્ર. કાંચનદેવીનો પુત્ર! પોતે આનકરાજ સાથે થઈ ગયો છે એ વિચારે એ

* પૃથ્વીરાજ ચૌહાણનો પિતા. સોમેશ્વર ચૌહાણ એ સિદ્ધરાજ જયસિંહની પુત્રીનો પુત્ર હતો એ ઘણાને ખબર નહિ હોય, સિદ્ધરાજે એને પાટણમાં સાથે ફેરવેલો.

એક ઘડીભર થંભી ગયો. પણ પછી તો વિશ્વાસથી જ આગળ વધ્યો. પ્રગટ થવાની તક જોવા લાગ્યો.

'તો આપણે કેમ ન ઉપાડીએ બાપુ?' સોમેશ્વર બોલી રહ્યો હતો.

'આપણે ઉપાડી રહ્યા બાપુ!' આનકરાજે કહ્યું. 'આપણે તો આ જુંગળ વિનાની જોવાની લખી છે તે જોઈ લઈએ. કોઈ હરફ બોલતું નથી જુઓ તો ખરા! અલ્યા! કોણ પ્રતાપદેવી, કોણ આ છોકરો, કોણ આ ભાવબૃહસ્પતિ! મહાઅમાત્ય દંડદાદાક જેવાની પણ બુદ્ધિ ફરી ગઈ છે! કુમારપાલ બિચારો રખડ્યો, બીજું શું? ભાર નથી કોઈનો કે રાજા સિદ્ધરાજનું વેણ ઉથાપે!' આનકરાજ વધુ તો પોતાના મનને જ સમજાવી રહ્યો હતો.

'તો આપણે ઉથાપો બાપુ! આપણે જુદ્ધ જગાવો!' સોમેશ્વર બોલ્યો.

આનકરાજ કાંઈ બોલ્યો નહિ. છેક છેલ્લેથી પેલા વૃદ્ધ સૈનિકનો અવાજ આવ્યો: 'કેમ બોલ્યા નહિ મારા ચૌહાણરાજ! એ શીમું જાય છે, હવે એક દસેક વરસ જુદ્ધ ભગવાન દેખાડી દ્યે એટલે તરી ઉતર્યા! અમને'ય હજી કોડ રહી ગયા છે!' વૃદ્ધ આગળ આવી પહોંચ્યો. દેખાતી રીતે એ જુનો વિશ્વાસુ રણજોદ્ધો લાગ્યો.

'એ તો રજપૂત છો ને વળી ચૌહાણ છો ભા! એટલે જુદ્ધથી શેના ધરાવ?' આનકરાજે કહ્યું 'પણ નરદેવજી! આંહીં આ રણક્ષેત્રમાં ક્યાંય તમે માણસ જોયાં? જ્યાં જુઓ ત્યાં ભુતડાં ને ભુતડાં! નદી નાળાં બાંધવાં છે કે બાબરો! ગઢ બાંગવો છે કે બાબરો!

જળાશય કરવું છે કે બાબરો ! જ્યાં જુઓ ત્યાં બાબરો જ બાબરો ! આ રાજા જયસિંહદેવ શંકરના કોઈ ગણ છે. અવતાર કામ પુરું થયે હાલ્યા જવાના છે. એની પાછળ મેડીએ કોઈ દી દીવો નહિ કે સિંહાસને કોઈ છોકરું નહિ ! હું તો આ જોઈ રહ્યો છું બા ! હવે એમાં કયાં વેરઝેર કરવાં ? ને કરવાં પણ કોની સાથે ? તમને આ ડુંગરામાં ઝાડ દેખાય છે, મને એ ઝાડમાં એક એક બાબરો દેખાય છે. આ તમામ છોડવા એ જાણે કેમ એનાં પાળેલ ગોલાં હોય, આંહીં તમે અત્યારે એક હરફ કાઢો નાં, સવારે મહારાજને એ હરફની ખબર હોય ! આમાં કયાં જુદ્ધની વાત કરવી ? આ યશોવર્મા વાયડો થયો છે પણ ભૂંડે હાલે પાટણની બજારમાં ભટકવાનો છે ! હમણાં તો આપણી કુલડીનો ગોળ ચોરી ખાવા જેવું છે. આવ્યાં છઈ આંહીં તો વળી એ વાત મળે છે. બાકી આંહીં કોઈનું કાંઈ ચાલે તેમ જ નથી !'

'પણ મહારાજે તો આ મહિનાની જ મુદત નાખી છે !'

'તે એનું સાચું થવાનું છે. મહિનામાં એક દી ઓછો હશે, ત્યાં ધારાગઢ નહિ હોય !'

'પણ અત્યારે બરાબર ટાંકણે મહારાજે આ કયાં કાઢયું છે—આ ત્યાગભટ્ટનું ?'

'ભૈ ! ધણીનો કોણ ધણી ? અને આજ તો ભાવ-બૃહસ્પતિ, પ્રતાપદેવી, ત્યાગભટ્ટ એમની સાથે મંત્રણા થઈ. બીજા બધા ટાંટિયા ઠોકતા રહ્યા !'

ઉદયનને હવે સમજ પડી. પ્રતાપદેવી ત્યાં હતી. એટલે તો હવે વાત ઘણી આગળ વધી હતી.

'એક માણસ હતો બોલે તેવો . . .'

'કોણ ?'

'સ્તંભતીર્થનો રાજા !'

ઉદયનને આ પ્રગટ થવાની બરાબર યોગ્ય પળ જણાઈ. પોતે કોઈક વખત વાતવાતમાં બીજ મૂકયું હશે કે જયસિંહના દૌહિત્રને પાટણ ન સત્કારે એવું કાંઈ નથી, એ આજ, આનકરાજને સાંભર્યું લાગે છે. તેણે પોતાનો અશ્વ થોભાવ્યોઃ મોટેથી કહ્યુંઃ 'મહારાજ ! મોટા છો તે મને મોટો બનાવો છો. હું તો તમારે દર્શને આવી રહ્યો છું. હું રાજા ક્યાંનો ? હું તો મારવાડી તે મારવાડી !'

'કોણ બોલ્યું એ ?' આનકરાજ ચમકી ગયો. તેણે પડખે જોયું. હાથી અટકી પડયો. 'કોણ છે નરદેવજી ?'

'મહારાજ ! એ તો હું છું. હું ઉદો મહેતો ! તમારાં દર્શને જ આવી રહ્યો હતો !'

'અરે ! તમે મહેતા ? પણ તમે આંહીં અમારી સાથે કયારે થઈ ગયા ?'

'તમે દીઠા ત્યારે ! સોમુભાએ હજાર હજાર સત્યનું એક એક વેણ કહ્યું છે એ સાંભળીને આંહીં સુધી અમૃત-કુંપીનું જાણે પીણું લીધું છે ! બાપુ ! લોહી, લોહીનાં વેણ, એ તો જે જાણતા હોય તે જાણે !'

'અરે ! પણ મહેતા ! તમે આંહીં આવ્યા કયારે ?'

'પ્રભુ ! આ તમે દીઠા ત્યારે. શું કરે છે બેન બા કાંચનદેવી બા ?'

'સૌ અજમેર છે. આંહીં રણવગડામાં કયાં સાથે ફેરવવાં ? આંહીં તો હું ને સોમુ આવ્યા છીએ. સોમુ

બહુહઠીલો તો, કહે મારે જુદ્ધ જોવું છે, તે જોવું છે !'

'જોશે તો કરશે ના ? રજપૂતના દીકરાને કોઈ નિરાંતે તો બેસવા દે તેમ નથી !'

'પણ સમો જેમ બદલાય છે તેમ રજપૂતીની હવે હરરાજી બોલાય છે !'

'સમો ! સમો ભગવાન મહાવીર દેખાડે એ ખરો. પણ સતને વળગી રહેશે એ તરશે. સત એક. સમા અનેક !'

'આમ કયાં અમારી તરફ જ આવતા હતા ?'

'ના, વિચાર તો હતો તમારા સાઢુ * ને ખોળવાનો. પણ મળ્યા નહિ !'

'એ તે કયાંથી મળે ? મહારાજની હા એ હા કરીને એની જીભ જ થઈ પડયા છે ને !'

'લાગે તો છે !'

'લાગે છે કે છે ? એમણે જ આ ત્યાગભટ્ટનું મા'તમ વધારી દીધું છે. એ ગજનિષ્ણાત છે. મહારાજને પણ અત્યારે કોઈ અદ્દભુત ગજરાજનો ખપ જાગ્યો છે. હવે આ પ્રતિજ્ઞા આવી એટલે તો એ ઉપડયો નહિ ઉપડે !'

ઉદયનને એક નવું સત્ય મળ્યું: 'હા ! . . . આ ત્યાગભટ્ટ જ મહાન ગજનિષ્ણાત છે. એણે કુમારપાલના ભાવિમાં એક વધુ અમંગળ દીઠું.

'મહારાજ ! તમારાથી કયાં કાંઈ અજાણ્યું છે ? પણ રાજનીતિને કોની સાથે સરખાવી છે ?'

* કુમારપાલની એક :બહેન પ્રેમલદેવી કૃષ્ણદેવ જોડે. બીજી દેવલદેવી આનકરાજ જોડે. આનકને ત્રણ રાણી. કાંચનદેવી, દેવલદેવી, સુધવાદેવી.

'વારાંગના સાથે !'

'બસ ત્યારે. પાટવી રણમાં પડ્યો ને જેણે મૃદંગઘોષ કરાવ્યા, એ આ ચેદીરાજની કન્યા મોમલાદેવી આંહીં છે હો ! નરવર્મદેવ કવિ હતા. અને વળી જ્ઞાની હતા. કેવા જ્ઞાની ? આંહીં આ રણક્ષેત્રમાં જુદ્ધ ચાલે, ને ત્યાં ઉજ્જેન નગરીમાં મહારાજ નરવર્મદેવ અને મહારાજ જયસિંહ સિદ્ધરાજ, એક જ આસને બેસીને, સાધુ સમુદ્રઘોષની કથા સાંભળે ! એ નરવર્મદેવ. એ કવિરાજ હતા. પણ આ રાણી મોમલાદેવીના પ્રતાપે આટલું લાંબુ જુદ્ધ ચલાવી શક્યા. તો આ યશોવર્મા એ તો જુવાન જોદ્ધો છે. એને આ રમત સુઝી હશે પ્રતાપદેવીની તો ?'

'હા . . . . અરે ! મહેતા ! તમે આવ્યા તે ઠીક થયું !' આનકરાજને વાત મધ જેવી મીઠી લાગી ગઈ.

'પ્રભુ ! એટલા માટે તો હું આવ્યો છું !'

ચૌહાણની છાવણી દેખાવા માંડી. આનકરાજને મારવાડની સુધવા રાણી શોધી આપનારો ઉદયન હતો. કાંચનદેવીના વિવાહમાં પણ એનો હાથ હતો. કુમારપાલની બેન દેવલદેવીની વાત પણ એણે જ ચલાવી હતી. કુટુંબીજન મળ્યા હોય તેમ આનકરાજે, છાવણી આવતાં જ ઉદયનનો હાથ પકડ્યો: 'મહેતા ! તમે—છુપું રત્ન—તમે ક્યાં સંતાઈ ગયા હતા ? તમારા વિના તો આંહીં અંધારૂં ઘોર હતું ! ચાલો, તમે ચાલો, મારે એ વાત કહેવી છે !'

'ને મારે પણ એ વાત કહેવી છે મહારાજ !'

ઉદયન અને આનકરાજ ત્યાં અંદર પટ્ટકુટિમાં ગયા.

## ૧૧. આનકરાજ

પટ્ટકુટિમાં પ્રવેશ કરતાં જ ઉદયને કુમારનો હાથ હાથમાં લીધો. સ્વજનના પ્રેમથી કહેતો હોય તેમ એણે કહ્યું: 'કેમ કુમાર? એકલા એકલા આવ્યા કે? માને મૂકીને!' 'મહારાજ!' તેણે હાથ જોડ્યા: 'હું તો આવી રહ્યો હતો કાંચનદેવીબાને દર્શને. પણ એ તો આંહીં આવ્યાં જ નથી જણાતાં!' સોમેશ્વરના માથા ઉપર તેણે હેતથી હાથ મૂક્યો: 'માને મૂકીને યુદ્ધ જોવા આવ્યા ને?'

'મા પણ આવવાનાં છે!' સોમેશ્વરે બાલોચિત ઉલ્લાસથી કહ્યું.

'હેં મહારાજ? સાચું?'

'ભૈ! આ તમારું આંહીંનું... આવે તો આવે!' આનકરાજે પ્રત્યુત્તર વાળ્યો.

'આવવાનાં છે, મારી ધનુર્વિદ્યાની કસોટી જોવા. ઘોડે-સવારી તો પૂરી પણ થઈ ગઈ!'

'એમ? ઓ હો! ત્યારે તો તમે જબરા જોદ્ધા નીકળવાના હો!'

આનકરાજવી સામે ઉદયન જોયું: 'પ્રભુ! આવ-

વાનાં હોય કાંચનદેવી બા...'

'આવે તો આવે, વખતે આવે...' આનકરાજે પરાણે આવતો હોય તેમ ઉત્તર વાળ્યો.

ઉદયને આનકરાજને ઘણા વખતથી જાણ્યો હતો. એને પોતાનો સ્વાર્થ આંહીં હતો. બાકી પાટણના જુદ્ધમાં એને કાંઇ રસ ન હતો.

એક પળભર ઉદયન એની સામે જોઇ રહ્યો: એનું મન વિચારી રહ્યું: 'આ આનકરાજ, મહા હઠીલો, દુરાગ્રહી, તીખો અને અણુનમ ગણાતો. આજ એ પણ આંહીં આવ્યો છે લાભે લોભે. એને પાટણની ગાદી પોતાના આ છોકરાને માટે લેવી છે! સૌને આંહીંનો આંબો વેડવો છે, કેમ જાણે આ બોડીબામણીનું ખેતર હોય!'

મોટેથી એ બોલ્યો:

'ત્યારે તો મહારાજ! હું રજા લઉં? બા આવશે ત્યારે પાછો મળવા આવી જઇશ!'

'કેમ કેમ? મહારાજે બહુ કામ સોંપ્યું છે કાંઇ? ઘડીક બેસો તો ખરા. અલ્યા ક્યાં ગયા નરદેવજી? કોઇને હમણાં પ્રવેશ આપતા નહિ' આનકે દ્વારવાનને કહ્યું: આસન ઉપર બેસી ઉદયનને સામેનું આસન બતાવતાં એ ધીમેથી બોલ્યો: 'ઉદયન મહેતા! હમણાં તો તમે આ ત્યાગભટ્ટમાં પડચા હશો નાં? કુમારપાલજી બિચારા રખડી પડયા!'

ઉદયન સમજી ગયો. આના મનમાં પણ પ્રશ્ન તો એ જ રમી રહ્યો છે. પાટણનું રાજસિંહાસન! પણ એ કેટલું ભવ્ય છે એની આને ખબર છે? અને કેટલું ભયંકર છે ત્યાં પહોંચવું, એની પણ, આને ખબર છે? એણે એની સામે

ફરીને જોયું. પોતાની જૂની પિછાનનો એ જ આનકરાજ! આગ્રહી, આખાબોલો, જાડો, મશ્કરો, વા સાથે વઢવાડ માંડે તેવો, જુવાન આનકરાજનો ચહેરો એમાંથી ઊભો થતો એણે દીઠો. એમાં અનુભવે કાંઈ સુધારો કર્યો હોય તેમ જણાયું નહિ. બુદ્ધિએ કાંઈ વધારો કર્યો હોય તેમ પણ લાગ્યું નહિ. એ તો એ જ આનકરાજ હતો, જેને ઉદયને પહેલાં જાણ્યો હતો. એનો જબરજસ્ત પહાડી દેખાવ, દ્વંદ્વયુદ્ધ માટે તૈયાર હોય તેવું શરીર, મોટી ધાટીલી ડારતી આંખો અને રૂપાળું છતાં કડક મોં, ઉદયનને લાગ્યું કે 'આને જો સાધ્યો હોય તો, એ ત્યાગભટ્ટને આખો ને આખો અલોપ કરી દે તેવો છે! અને એને એના સોમેશ્વરનો સ્વાર્થ પણ છે! માત્ર એ પાછો આપણને મ્યાંઉં કરી ન જાય એ જોવાનું રહે!

અનો બાપ માલવાના દંડનાયક સોલ્હણને સાંઢીયા ઉપર નાખીને ઉપાડી નહોતો ગયો?'

જૂનાં સંસ્મરણોની મીઠાશ અનુભવી રહ્યો હોય તેમ ઉદયન પ્રેમ ઝરતી આંખે આનકરાજ સામે થોડીક વાર નીરખી રહ્યો: 'કુમાર ક્યાં અંદર ચાલ્યા ગયા? મહારાજ! આપણને મળ્યાં બહુ વરસો થયાં કાં? એ વખતે કુમાર નહિ!'

'પંદરેક થયાં હશે?'

'એટલાં તો હશે, મહારાજ! એ વખતે હું આંહીંથી તંહી ગોથાં ખાતો એટલે મને સાંભરે નાં? તમે આવેલા, રાજમાતાજી સાથે, ત્રિભુવનપાલજી હજી એ વખતે જીવે. અમે બહેનો સામ સામે બેસીને સુખદુઃખની માંડે. એક

વખત તમે ને કુમારપાલજી ચોપટ ખેલતાં ઝગડી પડયા'તા ને ત્રિભુવનપાલજી છુટ્ટા પાડવા દોડયા'તા. ઓ હો હો ! ગઈ કાલની વાત, એને પણ વરસ પંદર થઈ ગયાં! ક્યાં એ બે બહેનોનાં હેત અને ક્યાં . . .'

'અમારાં હેત એમ તમારે કહેવું છે?'

'હા મહારાજ! મારે એ જ કહેવું છે.' ઉદયને સ્વજનને કહેતો હોય તેમ કહ્યું: 'તમે ને કુમારપાલજી મશીઆઈ ભાઈ છો. મહારાજ એમના ઉપર રૂઠે ને તમને રીઝે તો'ય એમાં વાંધો નહિ. કુમારપાલજીને સાચવે ને તમને આઘેરા ખસેડે તો'ય વાંધો નહિ. પણ આ તો વચ્ચે કોક પુણી જાય છે. આ ત્યાગભટ્ટ એ ક્યાંથી ફૂટી નીકળ્યો છે?'

'એ તો તમારું પાટણનું મંત્રીમંડળ જાણતું હશે નાં? મુંજાલ મહેતા, આશુક મહેતા, મહાદેવ નાગર . . . આ તમારો કેશવ સેનાપતિ . . '

'એ કોઈનો આમાં ગજ વાગે તેમ નથી. વૃદ્ધ દંડ દાદાક બોલશે એ વેદનું વાક્ય થવાનું છે!'

'પણ એ શું કહે છે?'

'એ તો તમારાથી ક્યાં અજાણ્યું છે પ્રભુ? પણ મહારાજ! આપણો કાંઈ વિચાર કર્યો? મારે કાંઈ તમારાથી વાત છૂપાવવી નથી. મારા મનને કુમારપાલજી આંટી છે.' ઉદયને પોતાના માથા ઉપર હાથ મૂક્યો: 'કારણ કે અમારા જીવ મળ્યા છે. પણ ઢોળાઈ જાતું હોય તો ઢોળાઈ જાવા દઉં, ને બીજાને મોંએથી પણ ટાળું એવો હું મૂરખ નથી હો! હું'ય થોડુંઘણું અનુભવની વડવાઈએ હીંચક્યો

છું. કુમારપાલજી ઉપર મને પ્રીત શેની છે? એ પ્રીતિ શા માટે છે?'

'એને રાજ મળે!'

'ના.' ઉદયને ભાર દઈને કહ્યું: 'ના.. મહારાજ આનકરાજજી! હું કાંઈ દેવનો દીકરો નથી. કુમારપાલજીને રાજ મળે એ પછી. મને કારભારું મળે એ પહેલું! એ પ્રીત એની છે!'

આનકરાજ મોટેથી હસી પડ્યો: 'મોં ભણી કોળિયો એ તો આખી દુનિયામાં છે! પણ તો'ય તમને પ્રીત છે!'

પોતાની વાત જાણીજોઈને જાણે પ્રગટ કરી દેવાની આ રીતમાં સચ્ચાઈનો રણકો હોય તેમ બોલીને, બે પળ આંખ ઝીણી કરીને ઉદયન, આનકનું મન વાંચી રહ્યો: 'મહારાજ! પણ અમે તૂટી જાય ત્યાં સુધીનો તંત બાંધીએ નહિ. જયદેવ મહારાજને કુમારપાલજી ન જોઈએ. સારું. એનો અત્યારે કોઈ ઉપાય ન મળે. પણ બીજો કોઈક જે આવશે તેને સત્કાર તો ત્યારે થશે જ્યારે એનો કાંઈક પણ હક્ક હશે. પણ અમારી વાત તો સીધી છે મહારાજ! જયદેવ મહારાજ સમજે તેમ નથી. કાંચનદેવી બા આંહીં આવે કે ન આવે, મહારાજ તો નહિ જ માને. તો એ બધું કરવું શું કરવા? કાંઈ કારણ? એના કરતાં જે કારણ છે, આ વસ્તુ ઊભું કરનારું, એને જ ઉડાડી ન મૂકવું? 'એ..ને જ ઉડાડી મૂક્યું હોય તો?' ઉદયન એની વધુ પાસે સર્યો: 'મહારાજ! તમે તમારી વાત રજુ કરો, કોઈ કુમારપાલજીની વાત રજુ કરે, એમાંથી મહારાજના મનમાં શંકા જાગે. એના કરતાં જેના ઉપર મહારાજનો મદાર છે

એને જ છૂમંતર ન કરી દઈએ ? રાત જેવું ધાણું છે ને સાંઢીયા જેવો સાંઢીયો છે !'

'ઉદયનજી !' આનકરાજ એની સામે ચમકીને જોઈ રહ્યો: 'આ તમે શું કહો છો ?'

'શું ખોટું કહું છું પ્રભુ ?' ઉદયને હાથ જોડચા: 'મેં પોતે સામે પગલે ચાલીને કુમારપાલજીને કાઢી નથી મૂકયા ?'

આનકરાજ હવે ખરેખરો ચમકી ઊઠયો. 'આણે પોતાની બધી વાત વિશ્વાસ મૂકીને કહેવા માંડી હતી શું કરવા ? છેક સ્તમ્ભતીર્થથી આંહીં સુધી એણે ધક્કો ખાધો હતો તો વાત છેલ્લે પાટલે હોવાની એને ખાત્રી હોવી જોઈએ. અત્યારે એની કારી ફાવે તેવું નહિ હોય એટલે જ એ આંહીં આવ્યો હશે. એને પણ સ્વાર્થ તો છે. મહાઅમાત્યપદ મેળવવાનો, તો અત્યારે આને કાં મળી ન જાવું ? પછી વળી એને દેખી લેવાશે ! એને કયાં અંગુઠો દેખાડાતો નથી ? પછી તો મારે તેની તરવાર !' એ વિચારી રહ્યો.

ઉદયન એની વિચારસરણી કળી ગયો. 'મહારાજ ! કાંચનદેવીબા અજમેરમાં આવ્યાં, લડાઈના તંતમાંથી એવું શુભ પરિણામ આવ્યું, ને પાટણ ને અજમેર પાસે પાસે આવ્યાં, એમાં આ આપના મારવાડાનો પણ હાથ હશે હો !' તેણે પોતાની દાઢી ખંજવાળી.

આનકરાજે હસતાં હસતાં એના ખભા ઉપર હાથ મૂકયો: 'ઉદયનજી ! એ મારું કાંઈ અજાણ્યું છે ? કુમારપાલજી તો ત્યારે આંહીં હમણાં ફરકશે જ નહિ કેમ ? આંહીં મહારાજ તો ગર્જનિષ્ણાતોને ભેગા કરે છે ને કુમારપાલજી

તો એમાં એક્કા છે !'

'એ બધું સાચું. પણ જેનો પડછાયો જોવાની પણ મહારાજને પડી નથી એને આંહીં લાવીને મારે મારા ઉપર ચક્કર ઉતારવું ? કુમારપાલજી હવે આંહીં એક જ સમે આવશે !'

'ક્યારે ?' આનકરાજે જરાક ઉતાવળે પૂછ્યું. ઉદયન મનમાં હસ્યોઃ 'તને ઠામ કરવો પડશે ત્યારે !' તેણે મોટેથી કહ્યુંઃ 'વિધિ એને ઘસડી લાવશે, એના પોતાના વિનાશ માટે ત્યારે !'

'મંત્રીજી ! તમારે બધાએ સમાધાન લાવવું ઘટે !'

'મહારાજ ! અમારા કરતાં જયદેવ મહારાજના પ્રતાપકોપાનલનો અનુભવ તમને વધુ છે. પણ આ કુમારપાલજી ને આ સોમેશ્વરજી, એ બંનેને સૂતા રાખીને, ત્રીજો ગગનમાંથી ઉતરી પડે એ અમારાથી સહન થાય તેમ નથી. એટલું જ.'

'પણ ત્યારે કરવું શું ?'

'મેં કહ્યું તે. રાત જેવડું ધાબું છે, સાંઢીયા જેવો સાંઢીયો છે !'

'ના ના, તમે ગંભીર બનીને કહો; આપણે સૌ વિચાર કરીએ; શું કરવું છે ? મહારાજ જયસિંહદેવ તો આ તરફ આજે જ આ પ્રતિજ્ઞા લઈને બેઠા છે. અમારે જોવાનું એ છે કે, ન કરે નારાયણ ને જુદ્ધ તમારી વિરુદ્ધ જાય, તો ચેદી, કર્ણાટક, મેદપાટ, સૌનો આ માલવરાજ સગો, એ અમને રોળવા આવશે ! અને અમારે ત્યાં તો પહેલો આવશે. કારણ કે અમે ઠર્યાં મહારાજના સગા !'

'અત્યારે આ જુદ્ધ જીતાડવું હોય પાટણને તમારે, તો આનકરાજજી! આ નામકણામાં કુદકણું થયું છે, એનું પહેલું કરો!'

'અરે! મંત્રીશ્વર! સ્તંભતીર્થના તમે રાજા છો. તમે ભાઈ, ગમે તેમ બોલો તે તમને શોભે. પણ અમારે તો મોં ભારે પડી જાય. અમારે પાછું જવું કઈ ગુફામાં?'

ઉદયન સમજી ગયો. આને વાત તો રૂચી ગઈ હતી. ભાવ ખાતો હતો. 'જુઓ આનકદેવજી! હું તો આ બે સ્વજનોની લડાઈમાં ત્રીજાનો વિજય જોઈ રહ્યો છું! તમારે એમ હશે તો અડીઓ દડીઓ કુમારપાલજી ઉપર ઢોળાશે. એને તો બહુ રણિયાને રણ નહિ એવું છે! મેં તો કુમારપાલજીને પણ એ જ શિખામણ આપી હતી. મૂળને જ છેદી નાખો!'

'પછી?'

'એનું એ ગજું નહિ, અને એની પાસે સાધન પણ નહિ!'

આનકરાજ વિચાર કરી રહ્યો: 'પણ એ બને શી રીતે?'

'એ તો બધું બનાવવાવાળા બનાવશે. તમતારે ડોકું ધૂણાવો ને!'

'પણ જો શંકા પડશે . .'

'મહારાજ! તમારે તો હવે ક્યાંય જવાનું જ નહિ. પછી શંકા કેવી ને વાત કેવી? મહારાજ સિદ્ધરાજની પ્રતિજ્ઞાની વાત સાંભળીને કાંચનદેવીબા પણ આંહીં આવે એમ કરો. એક માણસ મોકલો તમારો, આંહીં અંબાજીમાં

લક્ષ્મીરાણી દર્શને આવ્યાં છે તે આ ખબર કરીને, એમને પણ આંહીં લાવે. અને આપણે આ ત્યાગભટ્ટ કે જે કોઈ હોય એને છૂમંતર કરી દ્યો! એ ભુવનેશ્વરીના મંદિરમાં રહે છે. આવતાં જાતાં એવી રીતે આપણે કામ કરવું કે કાંઈ પત્તો જ ન લાગે. એટલે પછી શંકા પણ કોની થાય?'

'પણ હજી તો એની વાત હવામાં છે!'

'એક વખત એ વાત, મહારાજ સાથે સંધાઈ જાશે, પછી એ વજ્રલેપ થઈ જાશે. પછી એ કોઈનાથી નહિ ઉખડે. ડામવું હોય તો આપણે ઊગતું જ ડામો!'

'શી રીતે?'

'પ્રભુ! અજમેરના સાંઢણીસવારોને એ શીખવવું પડશે? છૂમંતર એ તો એને ગળથૂથીમાં મળે છે!

આનકરાજ હસી હસીને બેવડ વળી ગયો. એણે વારંવાર ઉદયનના ખભા ઉપર હાથ ઠબકારી ઠબકારી કહ્યું: 'અરે! મંત્રીરાજ! તમે પણ આ ભારે ગોઠવ્યું છે છાટકું હો!'

'અને તમે વાત બીજી એમ ચાલતી કરો પ્રભુ!' કે કુમારપાલજી તો આટલામાં જ હજી ભટકી રહ્યા છે! દક્ષિણ પંથનું તો જાણી જોઈને ચલાવ્યું છે. તમારું સૌ કોઈ માનશે. એટલે તમારા ઉપરથી ચક્કર જાય. પછી બાકી તમે એ રહ્યા તે લડજો ને!'

'એ બરાબર! તમે એવે વખતે કોને મદદ કરશો?'

'કુમારપાલજીને!' ઉદયને તાત્કાલિક ઉત્તર વાળ્યો: 'મારે તો આમાં મારી સીધી વાત છે. કાં તમે આવો. એટલે કાંચનબાનો દીકરો આવે. કાં કુમારપાલજી આવે.

ત્રીજો નહિ. પણ સમું સુતર પાર ઉતરે ને સોમેશ્વરજી દત્તક થાય એવો પ્રસંગ આવે તો . . .'

'મહેતા ! તો તમે અમારા એ વખતે મહાઅમાત્ય. આનકરાજનું વેણુ છે લ્યો . . .' તેણે ઉદયનના હાથમાં તાળી આપી.

'તો મહારાજ ! હવે રજા લઉં ? કાલે મળીશ.'

આનકરાજે બે હાથે તાળી પાડી. તરત એક ભીલ જેવો સૈનિક આવ્યોઃ 'મહેતાને બારો'બાર કૃષ્ણદેવજીને ત્યાં મૂકી આવો.' આનકરાજે કહ્યુંઃ 'વચ્ચે આપણી દેરી છે નાં, ચૌહાણુની એ જરાક બતાવજો.'

'કાલે હું ત્યાં ઊભો હઈશ ઉદયનજી ! એટલે.' તેણે ઉદયનને ધીમેથી કહ્યું.

'ક્યારે ?'

'બે પ્રહર રાત્રિ વીત્યે.' વધારે ધીમા અવાજમાં પ્રત્યુત્તર મળ્યો.

ઉદયને બે હાથ જોડ્યા. આનકરાજે ફરીને એને ધીમેથી કહ્યુંઃ 'ચૌહાણુની દેરી પાસે ! ભૂલતા નહિ.'

## ૧૨. ઉદયન મહારાજને મળે છે

બીજે દિવસે ઉદયન ઊઠયો ત્યારે હજી એના મનમાં આનકરાજ વાળી વાત ઘોળાઈ રહી હતી. એણે વિચાર કર્યો કે એકલા આનકરાજનું આમાં ગજુ નથી. કૃષ્ણદેવને કાને એણે હજી વાત નાખી ન હતી. એટલામાં તો કૃષ્ણદેવ જ તૈયાર થઈને આવતો લાગ્યો. 'કેમ મહેતા! તમારે મહારાજને મળવા જવું નથી કે શું?'

'અરે! આ આવ્યો, કૃષ્ણદેવજી! પણ મહારાજ પૂછે તો શું પ્રત્યુત્તર વાળવો તેની મનમાં ગાંઠ વાળતો હતો! મહારાજ પાસે કુમારપાલજીની વાત અવશ્ય આવી ગયેલી હોવી જોઈએ. અને પેલો ભામણો પણ પાછો આંહીં તો દેખાણો જ નથી!'

'એ તો હવે દેખાઈ રહ્યો! મહારાજ પાસે પહોંચ્યો હશે. એ દેખાય? રાત્રે તો પછી તમે બહુ મોડા આવ્યા. મને હઠીલાએ કહ્યું. ક્યાં કાંચનબાને મળવા ગયા હતા?'

'કાંચનબા ક્યાં છે અહીંઆં? આનકરાજજી સાથે જૂની ઉખેળીને બેઠા'તા. એમને પણ હમણાં તો આ જ ચિંતા છે! આપણે આનકરાજને મળવાનું છે!' ઉદયને

સહેજ વાત કરતો હોય તેમ કહ્યું.

'આપણે ? કેમ ?' કૃષ્ણદેવને આશ્ચર્ય થયું.

'મેં એને થોડોક પીગાળ્યો છે. એ સમજ્યો લાગે છે. જેમ જેમ વખત જાય છે, કૃષ્ણદેવજી ! તેમ તેમ આ ત્યાગભટ્ટ વાળું મજબુત બનતું જાય છે !'

'બનતું જાય છે કે બન્યું છે ? પણ એમાં આનક-રાજ શું કરવાનો હતો ?'

'કહું ? આ અજમેરિયા આંખમાંથી કણું કાઢે તેમ માણસને ઉપાડી લે છે. એ કળા એમની છે. આનકરાજને સ્વાર્થ છે, એ આંધળુકિયાં કરશે. ત્યાગભટ્ટને આખો જ આરોપ કરી દ્યો ! આપણે આનકરાજને સાધીએ તો એ થાય !'

કૃષ્ણદેવ ચોંકી ઊઠ્યો. આ વાણિયે એક રાતમાં રસ્તો તો ખરેખરો ગોતી કાઢ્યો હતો. જરાક ઝીણી આંખ કરીને, એ વિચાર કરતો હોય તેમ, પોતાની મૂછ ઉપર હાથ ફેરવી રહ્યો.

'શું વિચાર કરો છો ? આંહીંની વાતમાં તમને પૂછ્યા વિના હું પાણી પીઉં તેમ નથી.'

'આ જુક્તિ તમને કોણે આનકરાજે કહી ?'

'કહી કોઈએ નથી. મારા મનમાં ઊગી નીકળી. આજ આપણે બે પ્રહર રાત્રિ વીત્યે ચૌહાણની દેરી પાસે એને મળવું એમ વાત થઈ છે. એની પાસે અજબ જેવા સાંઢણી સવારો છે !'

'પણ ઉદયનજી ! એ આંહીંથી ત્યાગભટ્ટને ઉપાડી શકશે ? ક્યાંક મફત ફજેતો કરે નહિ ! ને જો પગેરું નીક-

જાશે આપણે ત્યાં, તો તમે ને હું બે ય ભોં ભેગા થઈ જાશું એનું શું ? આંહીં સામે જયદેવ મહારાજ છે. ને સેનાપતિ કેશવ છે ! હું માંડમાંડ શંકાથી પર રહ્યો છું, એ જો ટળી જાશે તો કુમારપાલજીનું રખડી પડશે !'

'પણ આપણે, એ કરતો હોય તો, આંખ આડા કાન તો કરો ! વખત છે. ને રાખવું એવું કે જો કાંઈ આડુંઅવળું થાય તો અડિયો દડિયો જાય એના માથા ઉપર ! આપણે તો કહી દેવાનું છે કે 'આ તારો.... પ્રતિસ્પર્ધી. ઉપાડી લે !' એટલું જ.

'વાત તો છે સોળ વાલ ને એક રતી. પણ એ આનકરાજને તમે ઓળખો છો ?'

'ભૂખ એવો. વધુ તમે ઓળખાવજો. આપણે તો એના જડસુ સ્વભાવનું કામ છે. બીજી કોઈ વાતનું કામ નથી.'

કૃષ્ણદેવ ખુશ થતો જણાયો. એ જરાક રંગમાં આવ્યો.

'ત્યારે તો તમે એને સમજી ગયા છો એમ કહોને !'

'વધુ સમજવા માટે તો તમને લઈ જવાના છે. આપણે તો એને હોળીનું નાળિયેર બનાવવો છે. આ ત્યાગભટ્ટવાળું તે વિના બીજી કોઈ રીતે નહિ ટળે ને એક વખત જો લોકકલ્પનામાં એનું નામ રમતું થઈ જાશે, તો પછી એને કોઇ ઉખેડી નહિ શકે. અત્યારે જ થોડો ઘણો તો એ લોકનો માનસકુમાર થઈ પડ્યો છે.'

'અને એમાં હવે જો એને ગજનિષ્ણાત તરીકેની નામના મળશે, તો તો એ યોદ્ધાઓમાં પણ અગ્રણી થઈ પડશે !'

'હં, ત્યારે ? એ પણ આજકાલમાં થશે.'

'આજે કે કાલે કે પછી. પણ મહારાજ એનું નામ પ્રગટ કરશે. આ તો જયદેવ મહારાજ છે. એને કુમાર તરીકે લાવશે તે પહેલાં તૈયારી પૂરેપૂરી કરશે.'

'તો તો આપણે આ ટૂંકો મારગ જ લેવો પડશે. તમને કેમ લાગે છે?'

'સાંગોપાંગ પાર ઊતરે તો. નહિતર થાય ફજેતી!'

'પાર તો, આનકરાજને પોતાને પોતાની ક્યાં પડી નથી? પણ આપણે તો એવું રાખવું કે એ પાર પડે તો કુમારપાલજીના મારગમાંથી એક કાંટો ગયો. ન પાર પડે તો આનકરાજજી માથે હાથ દઇને રુએ. ને એ પણ કાંટો હતો બીજો, માટે એ ગયો. આપણે એ રીતે ગોઠવો તો વાંધો નહિ આવે!'

'પણ આનકરાજ જોખમ સમજે છે?'

'સમજતો જ હશે નાં? ન સમજતો હોય તો આપણે શું? આપણે તો એનો કાંટો વચ્ચેથી ગયો તેમ સમજવું!'

કૃષ્ણદેવ વિચાર કરી રહ્યો. તેણે થોડીવાર પછી કહ્યું: 'આપણે હડીલાને તૈયાર કરીએ. એ ઘડીના છઠ્ઠા ભાગમાં એમને અજમેર ભેગા કરી દેશે! આપણી ભેગો એને લઈ લેશું. ભુવનેશ્વરીના મંદિર તરફ કેશવની હીલચાલ વધી ગઈ છે. એટલે ચોક્કસ ત્યાં કાંઇક ગોઠવણ થાતી હશે. ત્યાગભટ્ટ ત્યાં હોવો જોઇએ. પણ હવે આનો એક ધસારો ક્યાંય ન કરતા.'

પણ ઉદયનને મોટામાં મોટી ચિંતા તો મલ્હારભટ્ટની હતી. એણે મહારાજ પાસે શું બાફ્યું છે એ જાણવામાં ન

આવે ત્યાં સુધી પોતાનો માર્ગ સ્પષ્ટ થતો ન હતો.

થોડી વારમાં જ એ કૃષ્ણદેવની રજા લઈ મહારાજને મળવા ઊપડયો.

પણ એ થોડેક આગળ ગયો હશે ત્યાં એણે કેશવને આ તરફ આવતો જોયો. તે એની તરફ જ આવી રહ્યો હતો.

ઉદયનને જોતાં આશ્ચર્ય થયું હોય તેમ એ થોડીવાર થોભી ગયો, 'અરે! મહેતા! તમે છો? તમને તો મહારાજ યાદ કરી રહ્યા છે! મલ્હારભટ્ટને જોયો?'

'મલ્હારભટ્ટને? ના.'

'મંત્રીશ્વર, ચાલો! ત્યારે તો આપણે. આપણે મહારાજ પાસે જલ્દીથી જવાનું છે. પણ કાલે તમને પૂછતું રહી ગયું. તમે ક્યાંથી સ્તંભતીર્થથી આવ્યા કે ભૃગુકચ્છથી? મલ્હાર ભટ્ટ તો ભૃગુકચ્છનો છે!'

'હું આવ્યો સ્તંભતીર્થથી. કેમ?'

'કુમારપાલજી ત્યાં નથી? તમને તો દૂત મોકલ્યો' તો કહેવરાવવા કે ગજનિષ્ણાતોનો આંહીં ખપ છે, ને કુમારપાલજીને લાવવા. કુમારપાલજીને મૂકીને તમે આવ્યા છો કે લઈને? કુમારપાલજી જેવાની તો અત્યારે આંહીં જરૂર છે! કુમારપાલજી ક્યાં છે હમણાં?'

'સેનાપતિજી!' ઉદયને અધિકારથી કહ્યું: 'મહારાજને એ સમાચાર દેવા જ હું અત્યારે જઈ રહ્યો છું! મહારાજે જ મને બોલાવેલ છે!'

કેશવે એનો પ્રત્યુત્તર ન વાળતાં બળતો જ પ્રશ્ન કર્યો: 'તમારે આંહીં રોકાવું છે હમણાં?'

'હું તો તમારી પેઠે આજ્ઞા માથે ચઢાવું મહારાજની; નિર્ણય તો મહારાજ જે આપે તે.'

'મહારાજની પ્રતિજ્ઞાનું તો તમે કાલે સાંભળ્યું નાં ?'

'એ સાંભળ્યું, એટલે તો મારે કાંઈક મહારાજને એકાંતમાં કહેવાનું છે ! ગલ્હાર ભટ્ટે કાંઈક કહ્યું હશે નાં મહારાજને ?'

'મળ્યો એટલે કહ્યું તો હશે જ નાં !' કેશવે કહ્યું : 'તમે એને આ રસ્તાની ઓળખાણે ઓળખો કે તે પહેલાંની ઓળખાણ ?'

'એ વાત પછી કરીશું. અત્યારે મારે મહારાજને અગત્યના સમાચાર આપવાના છે, સેનાપતિજી !'

પોતપોતાની ગડમથલમાં હોય તેમ બન્ને શાંત ચાલતા રહ્યા. થોડીવારમાં મહારાજનું શિબિર દેખાયું. કેશવે એક સૈનિકને કાંઈક નિશાની કરી. તે એકદમ અંદર દોડચો ગયો. પળ બે પળમાં જ એ કેશવ પાસે આવ્યો: 'મહારાજ બોલાવે છે !'

ઉદયન એકલો મહારાજને મળવા આગળ ચાલ્યો. પણ આજ એના સંકલ્પ વિકલ્પનો પાર ન હતો. એક પળભર તો એનો પગ મહારાજની પૂર્ણકુટિની બહાર થંભી ગયો. જે વિચાર એને કાલે મળવા આવતાં ઉદ્ભવ્યા હતા તે વિચાર પાછા ઉભરાયા.

આંહીં જયસિંહદેવ સિદ્ધરાજ, ખેંગાર વિજેતા, ગુર્જરેશ્વર અંદર હતા. એની પાસે એની એક અનોખી સંસ્કારપ્રણાલિકા હતી. એણે એક અદ્ભુત મહાકાવ્યને ગુજરાતભરમાં જીવંત બનાવ્યું હતું. એણે વિદ્યાને ગુજરાતમાં

આણી હતી. એણે લક્ષ્મીને આંહીં રમતી કરી હતી. એણે રંકમાંરંકની ઝૂંપડીમાંથી પણ વીરશ્રીને પ્રગટાવી હતી. એને યુદ્ધનો થાક ન હતો. વિદ્યાનો થાક ન હતો. સમૃદ્ધિનો થાક ન હતો. સંસ્કાર વિષેની એની ભવ્યતા પાસે તો ખુદ ઇંદ્રદેવ પણ માથું નમાવે.

વિક્રમની પ્રણાલિકા સ્થાપવાના એને જુવાનીથી કોડ હતા. આજ એની ગણના વીર વિક્રમ સાથે જ થઇ રહી હતી. એણે પોતાનું રાજ, એકચક્રી અને સમર્થ બનાવ્યું હતું. એણે પરદુઃખભંજન માટે રાત ને દિવસ ગણ્યા ન હતાં. એનો ન્યાય કેવળ ધર્મરાજ સાથે સરખાવાતો. એની હાજરી એક મહાન સામર્થ્ય મનાતું. એને એવો જ સમર્થ વારસો પાછળ મૂકતો જવો હતો. એની મોટામાં મોટી અભિલાષા એ હતી. ઉદયનને એના પ્રતાપની ખબર હતી. વનકેસરીની ગુફામાં જતો હોય તેમ ઉદયન ક્ષણભર ધડકતે હૃદયે ત્યાં ઊભો રહી ગયો. પછી તેણે અંદર પ્રવેશ કરવા પગ ઉપાડયો.

અંદર પટ્ટકૂટિમાં સામેના એક વિશાળ રેશમી ગાદી તકીયા ઉપર બેઠેલા મહારાજ સિદ્ધરાજને ઉદયને જોયા.

ઉદયનને લાગ્યું કે એમનો પ્રતાપ હજી સહન ન થઇ શકે એવો આકરો હતો. જો કે એમની યુવાવસ્થા પૂરી થઇ ગઇ હતી. પણ નવું યૌવન જાણે હજી હમણાં જ પ્રગટ્યું હોય એમ જણાતું હતું. એટલી બધી તેજસ્વિતા, એમની મુખમુદ્રા ઉપર રમી રહી હતી. એમનો ગર્વ, એમનું ગૌરવ, એમની વિનમ્રતા, અને એમનો સંસ્કાર—સઘળાં વિરોધાભાસી લક્ષણો, મહારાજે પોતાના પ્રિય દેવ ભગવાન

સોમનાથમાંથી જાણે ભેગાં કર્યાં હોય એમ લાગે. દૃષ્ટિની એમની નિર્મળતા એક પળભર આકર્ષે, પણ બીજી જ પળે એમનો પ્રકાશ આંજી નાખે. ઉદયન એની મહત્તાને ક્ષણભર વિચારી રહ્યો. એમણે અનેક યુદ્ધો જોયાં. અનેક યજ્ઞો કર્યા. અનેક પ્રવાસો ખેડયા. અનેક મંદિરો બાંધ્યાં. અનેક જળાશયો ઊભાં કર્યાં. અનેક મિત્રો બનાવ્યા. અનેક શત્રુઓને હણ્યા.અને છતાં એમાંના કોઇનો લેશ પણ થાક ત્યાં ન હતો. એક ક્ષણે એ સામાન્યમાંના એક લાગે; પણ બીજી જ ક્ષણે એ કોઈ ભવ્ય પર્વતના ગગનગામી શિખર સમા ભાસે.

મૂર્તિમંત પૌરુષ અને પ્રતાપ જાણે એમનામાં ત્યાં બેઠાં હતાં. ઉદયન પળભર જોઈ જ રહ્યો.

એક ખૂણામાં સ્ત્રી સૈનિકો ત્યાં શાંત ઊભી રહી ગઈ હતી. પાછળ પાષાણની પ્રતિમા હોય તેવો બર્બરક ઊભો હતો. પોતે તો ત્યાગભટ્ટને ઉપાડીને મહારાજની યોજના વિફળ કરે ત્યારે પણ એક સહેજ નિશાની થતાં, આ બર્બરેક એને ઘડીના છઠ્ઠા ભાગમાં ક્યાંનો ક્યાં ઉપાડી જાય તેમ હતો. એને ઘડીભર પોતાની લઘુતા જાણે ડારી રહી. પણ એ જીવડો ધર્મનો હતો. એ ધ્વજ કરતાં દુનિયામાં વધારે મહાન કાંઈ નથી એમ એ અંતઃકરણથી માનતો. એ નિશ્ચય માંથી એ બળ મેળવતો. તે તરત સ્વસ્થ થઇ ગયો. બે હાથ જોડીને મહારાજને એણે પોતાનું મસ્તક નમાવ્યું.

'મહેતા! તમે ક્યારે કાલે આવ્યા?' જયદેવે એને જોતાં વેંત કહ્યું: 'કુમારપાલ! કુમારપાલ આવેલ નથી?'

'ના, મહારાજ!' ઉદયને શાંત અવાજે કહ્યું.

'કેમ ?' જયદેવનો અવાજ સ્વસ્થ હતો. પણ સ્વર-ભાર ધ્રૂજાવે તેવો હતો.

એક પળભર ઉદયન થંભી ગયો. 'મહારાજ ! કુમાર-પાલજી મારી સાથે જ આવી રહ્યા હતા. પણ રસ્તામાંથી મેં જ એને દક્ષિણ તરફ રવાના કરી દીધા !'

'તમે ?'

'હા મહારાજ ! મેં. આંહીં એ આવ્યા હોત તો એમનું અકાલ મૃત્યુ થાત. આપણો પરાજય થાત. અને દુશ્મનોને અનહદ આનંદ થાત !'

'ઓ હો હો હો ! આટલું બધું ?' જયદેવ મહારાજે મજાકમાં કહ્યું.

મહારાજે આ વાતને આટલી સહેલાઇથી ઉડાડી દીધી એની ઉદયનને નવાઇ લાગી. એમાં એને ભેદ પણ લાગ્યો. તેણે વધારે સ્પષ્ટ થવાની તક લીધીઃ

'મહારાજ ! આપણે અત્યારે મોટામાં મોટા જુદ્ધમાં પડ્યા છીએ. આ યુદ્ધની જીત એટલે ભારતભરમાં આપણું ગૌરવ. કુમારપાલજી ન આવ્યા—તો એક ઘર્ષણ અટક્યું. તમે કુમારપાલજીને ઇચ્છી રહ્યા છો, પણ મહારાજ ! આનકરાજ, કુમારપાલને ઇચ્છે ખરા ? અને કોને ખબર છે, કાલે ભગવાન સોમનાથ શું કરશે ? અત્યારે આપણે ગજનિષ્ણાતોનું કામ છે, તો એનું જ ગાણું કરોને !'

'છે કોઇ તમારી જાણમાં ?'

'મેં સાંભળ્યું છે કે એક અદ્‌ભુત ગજનિષ્ણાત તો આંહીં છે !'

'આંહીં ?'

'મહારાજની પાસે !'

'હાં, હાં, એ તો પેલો ત્યાગભટ્ટ. એ ગજનિષ્ણાત છે ખરો. પણ કુમારપાળને તમે લાવ્યા હોત !'

'મહારાજ ! એ પણ આવશે. કેમ નહિ આવે ? કૃષ્ણદેવજી આંહીં છે, મહારાજને એમનો ખપ હોય તો આપણે કોઈને મોકલીએ દક્ષિણ તરફ, તો હજી એ દોડ્યા આવે ! પણ મહારાજ ! આપણે એક જોવાનું છે. આનકરાજજી ને એમનો મેળપત્તો નહિ ખાય. કિરાડુ, નડૂલ, આબુ, ભીલ્લરાજ, કોઇ ને કોઇ અજમેરની પડખે આંહીં થઇ જાય એ પણ ઠીક નહિ. એટલે કુમારપાલજી આંહીં ન હોય એ આપણા માલવીજુદ્ધ માટે તો જરુરી છે. પછી મહારાજની જેવી ઇચ્છા. મહારાજ મને આજ્ઞા આપે—તો હજી હું જવા માટે તૈયાર જ છું. ક્યાંય બહુ આઘા એ ગયા નહિ હોય !'

ઉદયને જાણી જોઇને મહારાજની પોતાની જે વાતમાં અનિચ્છા હતી તે વાતને આગળ કરી તેને માટે તૈયારી બતાવી. કુમારપાલને પોતે જ નસાડયો છે એ કબુલી લઇને મહારાજના ગુસ્સાનું કારણ જ ઉડાડી દીધું. ગમે તે વખતે કુમારપાલ આને લીધે આવશે, એ આશા ઊભી કરી. પોતાનું સ્થાન વધારે સ્થિર કર્યું. પણ જયસિંહદેવ ઘણો ચતુર હતો. એ ઉદયનની વાત સમજી ગયો. તેણે એક તાળી પાડી. બે પળમાં જ પડખેથી મલ્હાર ભટ્ટ નીકળી આવ્યો.

ઉદયન ચમકી ગયો. પણ તેણે તરત સ્વસ્થતા મેળવી લીધી.

'મલ્હારભટ્ટ ! આમને તું ઓળખે છે કે ?'

'હોવે... મહારાજ! કેમ નહિ? અમે તો સાથે આવ્યા ને! એ જ તો સ્તંભતીર્થના મંત્રીશ્વર ઉદયન મહેતા!' મલ્હારભટ્ટે હાથ જોડીને કહ્યું.

ઉદયનના પેટમાં ફ્રાસ્કો પડ્યો. મહારાજની મજાકનું રહસ્ય હવે સમજાયું. આ મારો બેટો ભામણો ક્યાંય ભાંગરો વાટે નહિ. એણે કુમારપાલ સાથેની વાત કર્યાંક સાંભળી તો લીધી નહિ હોય? પણ એટલામાં તો મહારાજે કહ્યું: 'મહેતા! તમે ને મલ્હારભટ્ટ બન્ને એક બીજાને ઓળખો છો, એ સારું થયું. અજાણ્યા હોત તો વાંધો આવત.'

આથી તો પેટમાં તેલ રેડાયું. કૃષ્ણદેવ કહેતો હતો કે સામે જયદેવ મહારાજ છે, એનો ખરો અર્થ ઉદયનને હવે સમજાવા માંડ્યો. એક દિવસ પણ, આંહીં પોતે પગ માંડે તે પહેલાં જ એણે પગ નીચેથી રેતી સરકતી જોઈ. ઘડીભર તો એ મંત્રમુગ્ધ થઈ ગયો: અત્યારે જયદેવ મહારાજના સાચા પ્રતાપનું એને ભાન થઈ ગયું. એટલામાં મહારાજ બોલ્યા:

'તમે બન્ને આંહીં સાથે આવ્યા તો આ જુદ્ધનો નિર્ણય કરી નાખે એવું એક પગલું મારે તમને બન્નેને સાથે સોંપવું છે!'

'મહારાજ... પણ ત્યાં સ્તંભતીર્થમાં...'

'સ્તંભતીર્થની તમે ચિંતા ન કરતા મહેતા! અત્યારે તો જે ગાણું ચાલે છે એમાં તમારો સૂર પુરાવો. તમે ને મલ્હારભટ્ટ બન્ને ઉપડો...'

ઉદયન અવશતાની અવધિ જોતો હોય તેમ ધીમે,

અવાજવિનાના અવાજે, જાણે બોલવાની ખાતર બોલતો હોય તેમ બોલ્યો : 'પ્રભુ! ક્યાં . . . ?' એને પોતાના પગ નીચેની ધરતી જાણે ખસી જતી લાગી.

જયસિંહદેવે વધારે મીઠા અવાજે કહ્યું : 'રાજમામા! આ કામ જેવું તેવું નથી. માલવયુદ્ધ આપણે જીતવું જ રહ્યું. અથવા તો આપણે ખતમ થવું રહ્યું. આમાં હવે ત્રીજો માર્ગ નથી. મારી પ્રતિજ્ઞાનો એ જ અર્થ છે. મલ્હારભટ્ટે તમને વાત તો કરી હશે નાં?'

'શાની મહારાજ?'

'શાની મલ્હારભટ્ટ?' મહારાજે મલ્હારભટ્ટ સામે જોયું.

'કેમ મંત્રીશ્વર! દક્ષિણ દરવાજાવાળી . . . તો . . .'

ઉદયનને શાંતિ વળી. મલ્હારભટ્ટની સાથે મહારાજ પોતાને કુમારપાલને પાછો લાવવાની વેતરણ ગોઠવતા હતા કે શું એ વિચાર આવતાં એને ગભરાટ છૂટ્યો હતો. પણ ત્યાં તો આ બીજી જ વાત નીકળી એટલે શાંતિ થઈ. પણ એ એક વાત સમજી ગયો. મહારાજ એને આંહીં લાંબો વખત સ્થિર થવા દેવા માગતા નથી. સ્તંભતીર્થ પણ જવા દેવા માગતા નથી. જે કરવું હોય તે એણે હવે તો તરત કરી નાખવું જોઈએ.

'ડુંગનપટ્ટન તમે જોયું છે?'

ઉદયન આશ્ચર્ય પામ્યો : 'ડુંગનપટ્ટન? મહારાજને એનો શું ખપ પડ્યો?'

સિદ્ધરાજે એને વધારે પ્રેમથી સંબોધન કર્યું: 'ત્યાં ધારાગઢનો દુર્ગપાલ છે રાજમામા!'

'કોણ?'

'વિજયપાલ ! એ હવે પોતાને ધારાથી સ્વતંત્ર માને છે. આપણે પણ એ 'પરમભટ્ટારક પરમેશ્વર' ને હમણાં મોટા બા કરવો છે. એની પાસેથી આટલું કઢાવવું છે. દક્ષિણ-દ્વારનું. મુંજાલ મહેતા ખબર લાવ્યા છે, એટલે આ વિજય-પાલ હવે ધારાગઢમાં નથી એ ચોક્કસ ! નરવર્મા હાર્યા ને એ તરત ભાગ્યો છે !'

ઉદયન સાંભળી રહ્યો. એને લાગ્યું કે અત્યારે તો હવે ઈંગનપટ્ટનની આ મુસાફરી નક્કી થઈ ચૂકી છે. મલ્હાર-ભટ્ટને સાથે મોકલવામાં પણ એ જ વાત લાગે છે. પોતાના ઉપર એક પ્રકારની સખ્ત નજરબંદીની રચના છે એ એ સમજી ગયો. આ જોતાં તો કૃષ્ણદેવને પણ આંહીંની દિન-દિશાનું ઊંડાણ હજી માપ બહારું રહ્યું હોય એમ એને લાગ્યું.

તેણે બે હાથ જોડ્યા : 'મહારાજ! ક્યારે જાવું છે ?'

'આજ તો આરામ લ્યો. કાલે સવારે તમે ઉપડી જજો. કેશવ વધારે વાત પછી કહી જાશે ! કેશવ !' મહા-રાજે કેશવને બોલાવ્યો.

કેશવ તરત ત્યાં આવ્યો: 'મહેતાનો ઘોડો આ મલ્હારભટ્ટે ઉપાડ્યો છે' મહારાજે હસતાં હસતાં કહ્યું : 'તો તું એક પાંખાળો ઘોડો એમને મોકલી આપજે. એમને પવનવેગે જવાનું છે હો ! તમે હવે આરામ કરો મહેતા, તમારે માથે લાંબી મુસાફરી લટકે છે !'

ઉદયન બે હાથ જોડીને નમન કરી બહાર નીકળ્યો. જતાં જતાં એણે કાન સરવા કર્યા. એ ચોંકી ઉઠયો. મહા-રાજ કેશવને કહેતાં સંભળાયા :

'રાજસભામાં ગજનિષ્ણાતોને આમંત્ર્યા છે, એ

પહેલાં પ્રગટ કરો કેશવ! ને પછી તું ત્યાં ગયો હતો? આવી ગયેલ છે?'

ઉદયન ચાલતો ચાલતો શબ્દ પકડવા સ્થિર થવા જતો હતો, પણ તેણે પોતાના ઉપર ચારે તરફથી દૃષ્ટિનો વરસાદ થતો અનુભવ્યો. એટલે એ ચાલતો જ રહ્યો. એના કાને જે છેલ્લો શબ્દ પકડયો એ વધુ ચોંકાવનારો હતો: 'આવી ગયેલ છે પ્રભુ! ભુવનેશ્વરીના મંદિરમાં જ છે!'

કૃષ્ણદેવે કહ્યું તેની આ તૈયારી હોય તેમ ઉદયનને લાગ્યું. ત્યાગભટ્ટના ગજનિષ્ણાત તરીકેના પ્રગટીકરણ માટે આ પૂર્વભૂમિકા લાગી. 'રાજા જયસિંહદેવ!' એ મનમાં જ એને ધન્યવાદ આપી રહ્યો: 'આ રાજા જો જૈન હોત! ભારતવર્ષનું ભાગ્ય, તો આજે જૂદું જ હોત!'

પોતાના વિચારમાં મગ્ન તે પોતાના નિવાસ તરફ ફરી રહ્યો.

## ૧૩. ચૌહાણોની દેરી !

ચૌહાણ રજપૂતોની કુલદેવી માતા આશાપુરી છે. જયસિંહ મહારાજના ચૌહાણ સૈનિકોએ પોતાની કુલદેવીનું એક નાનકડું થાનક ધારાગઢ મોરચે ઊભું કર્યું હતું. ત્યાં અવારનવાર તેઓ મળતા. ચૌહાણોમાં એક વર્ગ ધીમે ધીમે એવી માન્યતા ધરાવતો થયો હતો કે જતે દહાડે પાટણનું રાજ ચૌહાણોનું થવાનું છે !

એ માન્યતાને ટેકો આપનારાઓની પણ ખોટ ન હતી. દરેક ગુરૂ શુક્રનું નામ જાણનારો પોતાની આંગળીને વેઢે એ વાત હોવાની ખાત્રી આપતો. પૃથ્વી પરમારની હતી પણ ધરતી ચૌહાણોની હતી 'એવી ગાંડીઘેલી માન્યતાએ ચૌહાણ સૈનિકોને પાટણ પ્રત્યે લોભથી જોતા કર્યાં હતા. મહારાજ જયદેવ સોમેશ્વરને આંગળીએ વળગાડીને ફેરવતા એમાં એમની આ અભિલાષાના પડઘા સંભળાતા. કાંચનદેવીની એ જ ઇચ્છા હતી.

અણહિલપુર પાટણનું રાજસિંહાસન આનકરાજ માટે એક ઇંદ્રજાળ સમું આકર્ષણ ઊભું કરી રહ્યું હતું.

એટલો કુમારપાલનો પંથ વિકટ બનતો હતો. ઉદયનને એ ખબર હતી.

ચૌહાણોને મન તો કુમારપાલ અસ્પૃશ્ય જેવો થઈ ગયો હતો. એનું હીનકુળ, એ વાતને એમણે પણ, મોટું રૂપ આપ્યું હતું. મહારાજની અને એની વચ્ચે જેમ વિરોધ વધે તેમ એમને ફાયદો હતો.

પણ પાટણના આ સિંહાસનની અને અજમેરની વચ્ચે અડગ ખડક સમા કોઈ ઊભા હોય તો એ પાટણના રાજમંત્રીઓ. દંડદાદાક, મુંજાલ, મહાદેવ, આશુક, સેનાપતિ કેશવ, મંત્રીશ્વર ઉદયન અને એ આખો સમૂહ.

એમને મન પાટણ પૃથ્વીનું કેન્દ્ર હતું. એની પરંપરા એ વેદઋચા હતી. એનું ગૌરવ એ જીવન્તવસ્તુ હતી. પાટણ કોઈ નગર કે શહેર ન હતું. એ તો જે ભાવનાની પાછળ માણસો જીવે લડે ને પ્રાણ અર્પણ કરે એવી ભાવનાનું પ્રતીક થઈ ગયું હતું.

એની અખંડિત પરંપરા, એ તૂટે જ નહિ. તૂટી શકે નહિ. મહારાજ મૂલરાજદેવના સમયથી, દોઢસો વર્ષથી ચાલતી આવેલી એ ઇતિહાસકથા, દરેક પટ્ટણીને મન, એ અમુલખ વારસો હતો.

પણ ચૌલુક્યોના ઇતિહાસમાં કોઈ દિવસ નહિ ને આજે મહારાજ જયસિંહદેવ જેવાના જમાનામાં આ પ્રશ્ન આવીને ઊભો રહ્યો :

'મહારાજ જયસિંહદેવ પછી .... કોણ ?'

મહારાજે સરજેલી હવા, એ વહન કરવાની તાકાત ન હોય તો એ હવા, ગમે તેવા શક્તિશાળીને બહીના છુટા

ભાગમાં પાટણના સિંહાસન ઉપરથી ઉઠાડી ને ફેંકી દે !

અજમેર હોય કે ગમે તે હોય, પાટણ એને સિંહાસન ઉપર પગ મૂકવા દે એ વાતમાં કાંઈ જ માલ ન હતો.

ઉદયનને મનમાં એટલા માટે ધરપત હતી. અત્યારે તો એણે આનકરાજને સાધ્યો હતો. આનકરાજ એ સમજ્યો ન હતો, એમ ન હતું, પણ પછી દેખી લેશું કરીને પોતાનો મારગ કાંટો દૂર કરવા એ તૈયાર થયો હતો. એને એનો સ્વાર્થ હતો. વળી પોતાને મહારાજ મુસાફરીએ મોકલે એટલે તે પહેલાં અત્યારે આ યોજનાનું રૂપ નક્કી ઘડાઇ જાય એ પણ આવશ્યક હતું. હલીલાને અત્યારે જાણી જોઇને સાથે રાખ્યો ન હતો. આનકરાજની વાત બંધાઈ જાય પછી હલીલાને ખબર કરવી એવો નિર્ણય થયો.

ઉદયન અને કૃષ્ણદેવ બન્ને આડેઅવળે માર્ગે થઇને ચૌહાણની દેરી પાસે આવ્યા તો ત્યાં કોઈ કહેતાં કોઈ દેખાયું નહિ ! એમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. આનકરાજે બનાવ્યા કે શું એ વિચારથી ઘડીભર ઉદયન અવાક જેવો ઊભો રહી ગયો. કૃષ્ણદેવે એના કાનમાં કહ્યું : ‘ કોઈ આવ્યું લાગતું નથી એ શું ? હવે તો આંહીં ઊભા રહેવામાં પણ પૂરું જોખમ છે ! ’

પાછા વળી જવાના નિશ્ચય ઉપર એ આવ્યા ન આવ્યા ત્યાં કૃષ્ણદેવે ઉદયનના ખભા ઉપર હાથ મૂક્યો : ‘ સાંભળો તો ! ’

સ્પષ્ટ રીતે આ તરફ કોઈ ઘોડેસવાર આવી રહ્યાના ભણકારા હવામાંથી સંભળાતા હતા.

એમને ઝાઝીવાર થોભવું પડયું નહિ. બે પળમાં જ

એક ઘોડેસવારે દેરી પાસે ઘોડો થોભાવ્યો. રાત અંધારી હતી. ને જમીન આડીઅવળી વાંકીચુંકી ટેકરીઓથી ઢંકાયલી હતી. ઝાડની ઘટા પણ ઠીક ઠીક પથરાયલી હતી. એટલે કોણ છે એ સ્પષ્ટ રીતે ન કળાય ત્યાંસુધી બન્નેએ ઝાડની પાછળ ઊભા રહી જવામાં સલામતી જોઈ. ત્યાં એમને તરત કોઈ જાણી શકે તેમ ન હતું. બન્નેએ સાવધાનીની ખાતર બુકાની તો બાંધી જ હતી.

ઘોડેસવાર કોઈકને શોધતો થોડીવાર ઉભો રહી ગયો હોય તેમ લાગ્યું. અંતે એણે એક વિચિત્ર અવાજ કર્યો. એ અવાજના જવાબમાં હોય તેમ બે ત્રણ જણા દેરીની નીચેના ભાગમાંથી આવતા દેખાયા ! કોઈ કેમ દેખાતું ન હતું, એનું રહસ્ય ઉદયનને હવે મળ્યું. પણ આનકરાજ જેવાએ લીધેલી આ સાવચેતીએ એને વિચારતો કરી મૂક્યો. ત્યાગભટ્ટનું અલોપ થવું એ જેમ સાધારણ વાત ન હતી તેમ એ વાત પ્રગટ થયા વિના રહે એ પણ એને હવે અશક્ય જણાવા માંડયું !

'કેમ હજી કોઈ આવ્યું નથી નરદેવ ?' અવાજ આનકરાજનો હતો. ઉદયને એ તરત પકડી લીધો. આવેલો સવાર એ એનો વૃદ્ધ વિશ્વાસુ રાતવાળો સૈનિક નરદેવ હોવો જોઈએ.

'કૃષ્ણદેવજી ! અવાજ તો આનકરાજનો છે. આપણે આગળ જઈએ.' ઉદયને ધીમેથી કહ્યું. અને બન્ને જણા આગળ વધ્યા.

એમને બેને જોઈને આનકરાજે તરત કહ્યું : 'ઉદયનજી ! કોણ છે તમારી સાથે ?'

'એ તો કૃષ્ણદેવજી !'

'એ પણ આવ્યા છે ?' આનકરાજ પહેલાં ચોંકી ગયો પણ પછી એણે ધીમેથી ઉમેર્યું : 'ઠીક થયું લ્યો, એક કરતાં બે ભલા. પણ આપણે નીચે જ ચાલો. આ જમીન ઉપર તો ઊભા રહેવામાં પણ જોખમ જણાય છે. તમે જગદેવજી ! અંદર ઉતરી પડો. સૌને લઈ જાઓ. નરદેવને રવાના કરીને હું આ આવ્યો !'

ઉદયન નામ સાંભળતાં ચોંકી ગયો. જગદ્દેવજી તો આનકરાજનો પાટવી. એ આંહીં હતો ? જગદેવજીના ચહેરા તરફ જોતાં એને નવાઈ લાગી. એવો કરડો, ભયાનક ને ખુન્નસભર્યો તીખો એ ચહેરો હતો કે દિવસે મળ્યો હોય તો પણ માણસ એ જોતાં ધ્રૂજી ઉઠે. એણે ઉદયનને બે હાથ જોડીને વિવેકભર્યાં નમસ્કાર કર્યા. ઉદયન એની મોટી ભયંકર આંખો સામે એક પળ જોઈ રહ્યો. બાપ દિકરાને મેળ ન હતો એમ ઉદયને સાંભળ્યું હતું. આજે તો આ ત્યાગભટ્ટને પ્રસંગે બન્ને ભેગા થઈ ગયા હોય તેમ જણાયું. આનકરાજે શા માટે એની વાતને તરત સ્વીકારી લીધી એનો મેળ પણ ઉદયનને હવે મળી ગયો. એ ત્યાગભટ્ટને ઉપાડી લેવાની તૈયારી કરી જ રહ્યા હતા. નહિતર જગદેવ એટલી વારમાં ક્યાંથી દેખાય ? પણ એ વાતે વળી ઉદયનને વધારે વિચારમાં નાખ્યો.

'નરદેવજી ! તમે ગયા નથી તેમ આવો. આપણી 'રણભદરી'ને જ હાજર કરો. પછી ભલે આખી સેના પાછળ પડે. ઉપડો ત્યારે, અને જુઓ, મારગ લેજો એવો કે ચકલું'ય સામે મળે નહિ !' આનકરાજે કહ્યું.

'એમાં તે કાંઈ કહેવું પડે ! કોણ હું પાછો આવું 'રણભદ્દરી' લઇને કે કોઇને મોકલું !'

'વાહ ! નરદેવજી ! વાહ ! આટલાં વર્ષ થયાં તમને પણ રણભદ્રીને ત્યારે તમે જાણી જ નહિ ને ? તમારા પોતાના વિના એ માનીતી ડગલું ચાલે ખરી કે ? એ તો તમારે જ આવવું પડશે ! ને આંહીં પણ ખપ તો તમારો છે જ.'

રણભદ્રી આનકરાજની માનીતી સાંઢણી લાગી. ત્યાગભટ્ટને અલોપ કરી દેવાની આણે તો સાચ વાટીને જ માંડી હતી. પણ ઉદયનને હવે પરિણામની શંકા થવા માંડી ! આનકરાજ તો અજમેર જઇને બેસી જાય. કૃષ્ણદેવ આડોઅવળો ભાગી છૂટે. પણ સ્તંભતીર્થ તો એણે ખોવું પડે ને સ્તંભતીર્થની એની તમામ સમૃદ્ધિ ખોવી પડે. એનો વાગ્ભટ્ટ, આમ્રભટ્ટ એ બધા પણ રખડી પડે. આ એક પગલું કેટલું જોખમ ભરેલું છે એનો ખરો ખ્યાલ એને હવે આવ્યો. કૃષ્ણદેવની સાવચેતીની વાત સમજવા જેવી લાગી. અને એ સાથે જ એ વધારે સાવધ થઈ ગયો. જગદેવની પાછળ ત્વરાથી જતાં એણે કૃષ્ણદેવના કાનમાં કહ્યું : 'કૃષ્ણદેવજી ! આપણે હવે જ ખરાખરીનો છે હો !'

'મેં તો તમને પહેલેથી કહ્યું હતું.' કૃષ્ણદેવે ધીમેથી જવાબ વાળ્યો.

'આપણે એમ કરો. આમને રસ્તો બતાવીને આઘા ખસી જાઓ. લક્ષ્મીબા ક્યારે આવવાનાં છે ? કાંઈ સંભળાય છે ?'

'એ પણ આવવાં તો જોઇએ જ.'

'મેં તો આને જ કહ્યું છે કે, કાંચનદેવીબાને નામે ઝટ બોલાવો !' આનકરાજ પાછળ આવી રહ્યો હતો એટલે બન્ને શાંત થઈ ગયા.

ચૌહાણોની આ નાની સરખી દેરીના વિશાળ ઓટલાની એક ભીંતમાંથી એ જમીનની અંદર જતાં પગથિયાં ઉતરી રહ્યાં હતાં. પગથી માંડ એક માણસને સમાવે તેવી હતી. ધૂળનો પણ એના ઉપર ઠીક થર જામ્યો હતો. રાત અંધારી હતી. જગ્યા અજાણી હતી. બધું ધ્યાન, ધીમેથી પગલાં મૂકવામાં જ રોકવું પડે તેમ હતું. કોઈ કાંઈ બોલતું ન હતું.

કેટલાંક પગથિયાં ઉતર્યાં પછી રસ્તો સાંકડી નેળ જેવો સીધો ચાલ્યો જતો જણાયો.

'તમે આવી ગયા ઉદયનજી! એ ઠીક થયું' આનકરાજે પાછળથી લગોલગ આવી ચડતાં ધીમેથી ઉદયનને કહ્યું: 'પણ આંહીં એટલી તો વાતો હવામાં ઉડે છે કે જો કોઈ ધ્યાન ન રાખે તો એ હવામાં જ એનું તણખલું થઈ જાય ! ને વધારામાં આ તમારું બાબરું ! એ બોલતું એક શબ્દ નથી. પણ હરેકે હરેક વાત એની નજરમાં જાણે આવી જ જાય છે. એટલે મેં ઉપર તો ઊભા રહેવાની પણ ના પાડી. વખત છે ! ને આંહીં આગળ જતાં મજાનો ચોક આવે છે, ઉપરથી ઢાંકેલો, ધરતીના પેટાળનો, એટલે કોક સાચવાટીને અંદર આવે તો જ. પત્તો ખાય. આપણા બે માણસ ત્યાં પ્રવેશદ્વાર ઉપર ગુપચુપ બન્ને બાજુએ ઊભાં રહી ગયાં છે. બોલો, કૃષ્ણદેવજી ! શું કરે છે પ્રેમલદેવીબા ? આવવાનાં છે આંહીં ? રજપૂતાણીઓને આ લડાઈઓ તો

બતાવો, નહિતર પછી નગારું વાગતાં મૂઝે એવા થાશો !'

ઉદયનને આનકની જાડીવાણી અસ્થાને લાગી. એણે કાંઈ પ્રત્યુત્તર ન વાળતાં આગળ ચાલવાનું કર્યું. પણ કૃષ્ણદેવ રહી શક્યો નહિ.

'આનકરાજ ! એંકાર તો ભૈ ! રાજા રાવણને પણ ભારે પડયો હતો. હજી સુધી તો પાટણમાંથી રત્નો નીકળ્યાં છે !'

'તમારે ત્યાં ખાણ ખરી નાં !' બોલનાર જગદેવ હતો.

ઉદયનને, આ રજપૂતોની મંડળી આડે માર્ગે ચડી જાય, એ પોતાની જ હાનિ કરે એમ લાગ્યું. એણે તરત જ વાત બદલી.

'આંહીં કોણ હશે મહારાજ ? પરપોટા ફોડે એવો કોઈ અદકપાંસળીનો પેસી નથી ગયો નાં ?'

'અરે હોય કાંઈ ? એમ તો હું પણ સમજું છું. ટપલી મારવી છે. પણ ઝાડને ઓથે રહીને !'

'એ તો તમે આંહીં બેઠાં ઘડી રાખી છે યોજના, એટલે વાંધો નથી. કૃષ્ણદેવજી ! તમે શું રસ્તો બતાવો છો ?'

'શાનો ?'

'ત્યાગભટ્ટને અલોપ શી રીતે કરવો ?'

કૃષ્ણદેવ વિચાર કરી રહ્યો: 'એક જ ઉપાય છે આનકરાજજી ! તમારી આ 'રણભદ્રી' આવે ત્યારે ભુવનેશ્વરી મંદિરને માર્ગે એને રાખો. ત્યાગભટ્ટ એ રસ્તે વહેલે મોડે નીકળવાનો.'

'એમાં જોખમ સો ટકાનું કૃષ્ણદેવજી !'

'ત્યારે? તમે કાંઈ વિચાર્યું છે?'

'આપણે સૌ વિચાર કરીએ. આ ત્યાગભટ્ટ જેવો ગજનિષ્ણાત છે એવો અશ્વનિષ્ણાત થવા માગે છે. એમાં જો ક્યાંય પત્તો ખાય તો ખાય!'

ઉદયન બોલતો ન હતો, પણ એ ઉંડા વિચારમાં ચાલી રહ્યો હતો.

'આજ આપણે જગ્યા અને સમય નક્કી કરો.' ઉદયને કહ્યું: 'ને પછી મંગળ સમો જોઈને કરો કંકુનાં! પણ આંહીં આપણો માણસ દરેક નાણી જોયેલ છે મહારાજ?'

'બીજું કોણ છે? આ જગદેવ એ તો અમારા જ છે. નરદેવ ગયા તે. તમે છો. હું છું. કૃષ્ણદેવજી છે. આ એક નવા છે—પણ એ તમારા છે!'

'નવો કોણ હશે?' એ વિચાર ઉદયનને આવી ગયો.

પણ એટલામાં સૌ ચોકમાં આવી પહોંચ્યા. ત્યાં એક ભીંતના નાનકડા ગોખલામાં એક દેવીની મૂર્તિ હતી. તેના પાસે એક ઝાંખો દીવો બળી રહ્યો હતો. ઉદયને જોયું તો માત્ર એક જ માણસ નવો હતો. એ કોણ હોવો જોઈએ એનું એણે અનુમાન કરવા પ્રયત્ન કર્યો. એણે ઘણી હોંશિયારીથી પોતાની જાતને છૂપાવેલી લાગી. કૃષ્ણદેવે ઉદયનના ખભા ઉપર હાથ મૂક્યો. બહુ જ ધીમેથી કહ્યું: 'આ તો કાક આંહીં આવ્યો જણાય છે! મંત્રીશ્વર! નવો માણસ તો એ છે.'

'કાક?' ઉદયન ચમકી ગયો. પોતે પહેલવહેલું આનકરાજનું નામ ભાવિ મદદગાર તરીકે એની સમક્ષ

મૂકયું, ત્યારે એ કાંઈક વિચારમાં પડી ગયો હતો એ એને હવે સાંભર્યું. પણ એટલીવારમાં આનકરાજની આ યોજનામાં ભળી જવાની એની તત્પરતા અને કાર્યસાધકતાએ ઉદયનના મોંમાં આંગળાં નખાવ્યાં; અથવા તો આ યોજના આંહીં વિચારમાં જ હોય! ગમે તેમ આ યોજનાની સિદ્ધિ વિષે એને હવે વધારે આશંકા આવી. એને લાગ્યું કે આનકરાજે કાકને આ વિષે કદાચ અગાઉથી જ સાધી રાખ્યો હોય, જો કે બેમાંથી એકેએ એ વિષે ઉલ્લેખ કર્યો ન હતો.

થોડીવારમાં જ માતાજીના ગોખલા પાસે દીવાને અજવાળે સૌ ગોઠવાઇને બેસી ગયા. ઉદયને કાકને સ્પષ્ટ રીતે ઓળખી કાઢયો. કાકે એને બે હાથ જોડીને પ્રણામ કર્યાં. એમાં કાંઈક વધારે અર્થ હોવાનું ઉદયનને લાગ્યું. તે વિચાર કરે છે, એટલામાં તો આનકરાજે ધીમે અવાજે વાત શરુ કરી 'અમારા ઉપર કે તમારા ઉપર શંકા ન જાય એમ કામ થાય તો આ કામ કર્યું કહેવાય ઉદયનજી! શંકા જાય તો અમારા મનમાં એનો દખધોખો કાંઈ નથી.' આનકરાજની વાણીએ એનું જાડું રૂપ ધારણ કર્યું: 'રાજ પાટણનું અમારું હક્કથી છે એ તો મહારાજ પોતે જ કહે છે, અને એમાં આડે તમે સૌ ઊભા છો!'

'અમે? મહારાજ! મેં તો તમને સ્પષ્ટ વાત નથી કરી? અમે તમારી આડે આમાં નથી!'

'તમારી વાત ચોખ્ખી છે. અમારી વાત પણ ચોખ્ખી છે!'

'પહેલાં આ પરણે એનું ગાવને!' કાકે કહ્યું, 'અને આપણે પાછું ઝટ ભાગવાનું છે.' એણે ઉદયન સામે

જરાક અર્થભરેલી દૃષ્ટિ કરી. આનકરાજની યોજના આખી જાણી લેવાની એમાં તત્પરતા હતી. ઉદયનને નવાઈ લાગી.

'ત્યારે જુઓ કાક ભટ્ટરાજ ! તમે આને કહ્યું છે તે પ્રમાણે ત્યાગભટ્ટને આ બાજુ તમે લાવી શકશો ?'

ઉદયન કાંઈ સમજ્યો નહિ. એને લાગ્યું કે કાકે આનકરાજ સાથે આ વાતની મસલત કરેલી હોવી જોઈએ.

'એ કામ મારા માથા ઉપર.' કાકે કહ્યું: 'એ જેમ ગજનિષ્ણાત થયો છે, તેમ અશ્વનિષ્ણાત થવા માટે કેશવ સેનાપતિએ ભળાવ્યું છે. મેં માથે લીધું છે. તમારે મને મદદ કરવાની છે કૃષ્ણદેવજી'!'

કાકની આ અજાણી વાતનો મર્મ કૃષ્ણદેવ એકદમ પકડી શકયો નહિ. તે કાંઈનું કાંઈ કહેવા જતો હતો. પણ ઉદયને તેનો હાથ દબાવ્યો. એણે બોલ્યા વિના ડોકું ધૂણાવ્યું.

'થયું ત્યારે. રણયુદ્ધમાં, ખરે વખતે દુશ્મનના અશ્વને નૃત્ય કરતો કેમ કરી દેવો, એ વાત જ્યારે એ શીખતો હોય, ત્યારે તમને તક મળે. પછી જેવી તમારી સાંઢણી ને જેવો સવાર !'

'એ તો બરાબર,' જગદેવે કહ્યું: 'પણ જો આમાં કાંઈ આડું અવળું થયું . . તો ?'

'જુઓ, જગદેવજી ! આમાં જેટલો તમારો સ્વાર્થ છે, એટલો અમારો પણ છે.' કાકે કહ્યું:

'પૂછો બાપુજીને !' ઉદયને ઉમેર્યું.

'બાપુજી છે ભોળા ને તમે સૌ રહ્યા આંહીંના મારવાડી વાણિયા !' જગદેવે હસતાં હસતાં કહ્યું. ઉદયને જોયું કે એને હસતાં પણ આવડતું નથી. પોતે મોટો કુમાર

હતો એટલે અજમેર ખાતે રાજ સંભાળે, ને નાનકડો સોમેશ્વર પાટણમાં હોય તો પાટણ વહેલે મોડે ગળી જવાય, એટલા માટે એણે આ સ્વાર્થી ઉતાવળી ચાલ આરંભી હોય તેમ એને લાગ્યું. ઉદયન એના પ્રત્યુત્તરમાં મોટેથી હસી પડયો: 'વાત એમની સાચી છે કાક ભટ્ટરાજ! રણભદ્રી દેખાય ને તરત જો ઉપડી જાય તો આ વાતની સલામતી!'

'એટલે તો આ જે હું જાણું છું, એ મેં તમને તરત બતાવ્યું. આ બાજુ ઉપર ત્યાગભટ્ટ આવી ચડે એટલું મારા માથા ઉપર!'

'તો એ તરત જ ઉપડી જાય એ કરવાનું મારા માથા ઉપર! પછી શું?' જગદેવ બોલ્યો.

'ને આ તો ઠરી ચૌહાણોની ઠેરી. એમાં હજાર આવે ને હજાર જાય. એટલે આપણે સૌ છુટ્ટા!'

ઉદયનને કાકની વાતમાં રસ પડયો. એ સાંભળી રહ્યો:

'એક વાતનું ધ્યાન રાખજો. વાત લંબાવતા નહિ.' તેણે ધીમેથી ઉમેર્યું.

રણભદ્રી આવેં એને બીજે જ દિવસે કાક, ત્યાગભટ્ટને આ બાજુ લાવે એ નક્કી થયું. જગદેવજીએ ત્યાગભટ્ટને ઉપાડી લેવા ને સાંઢણી ઉપર ખંખેરી મૂકવાં એ પણ નક્કી થયું. આનકરાજ તો આંહીં રણક્ષેત્રમાં જ રહેવાના હતા એટલે શંકા કુશંકાનું સમાધાન થઈ જતું હતું.

વાતનું રૂપ નક્કી થયું. દિવસ પછી નક્કી કરવો એમ ઠર્યું. સૌ ઉપડવા માટે તૈયાર થયા. કાકને સૂચના અપાઈ ગઈ. ઉદયનને લાગ્યું કે આ યોજના આંહીં ઘણા વખતથી

તૈયાર થઈ હતી. કાકને એમાં રસ હતો. ઉદયનને એની મહત્તા હવે જણાઈ. કૃષ્ણદેવ કરતાં પણ એનું મૂલ્યાંકન એને વધતું જણાયું.

પણ જ્યારે સૌ છુટા પડી ગયા, અને એ એકલો મુકામે જવા નીકળ્યો ત્યારે એ કાંઈક ઊંડા મનોમંથનમાં ચાલી રહ્યો હતો.

એને લાગ્યું કે આમાં ક્યાંક કોઈક મહત્ત્વની કડી જ તૂટે છે.

એ કડી કઈ? એ કડી શોધવાનું મંથન કરતો એ પોતાની પર્ણકુટિ તરફ જવા નીકળ્યો.

રસ્તામાં એક જગ્યાએ એ ઊભો ઊભો મોટેથી હસી પડ્યો: 'એ તો એમ જ! કૃષ્ણદેવે કહ્યું તેમ આંહીં ઘડી ઘડીના રંગ છે. આનકરાજની આ વાત આપણે જ હવે પ્રગટ કરવી પડશે! સમય આવ્યે.'

કૃષ્ણદેવ ને કાક એની રાહ જોતા હોવા જોઈએ. એ ઉતાવળે પોતાના મુકામ તરફ ઉપડ્યો.

## ૧૪. પણ ઉદયને ફેરવી તોળ્યું !

ઉદયન આવી પહોંચ્યો ત્યારે કાક ને કૃષ્ણદેવ બન્ને એની રાહ જોતા જ ઊભા હતા. કૃષ્ણદેવ ગંભીર હતો. કાક વિચારમાં હતો.

'તમને કોઈ મળ્યું રસ્તે ?' કૃષ્ણદેવે ઉતાવળે પૂછ્યું.

'મને ? ના. કેમ ? તમને ?'

'મલ્હારભટ્ટ મળ્યો હતો !'

બન્ને વિચારમાં હતા એનો ભેદ ઉદયનને હવે સમજાયો. મલ્હારભટ્ટે ઇંગનપટ્ટન જવાની વાત કરેલી હોવી જોઈએ.

'આપણે આંહીં', કૃષ્ણદેવજીએ કહ્યું તેમ ઘડી ઘડીના રંગ છે, એટલે વાત તમને કહેવાની રહી ગઈ હતી.' ઉદયને તરત પ્રત્યુત્તર વાળ્યો: 'પણ મારે ઇંગનપટ્ટન જાવું પડે તેમ છે. મહારાજની આજ્ઞા છે. દક્ષિણ દરવાજાની વાત ત્યાંથી વિજયાદિત્ય પાસેથી લાવવાની છે. મલ્હારભટ્ટે તમને એ જ કહ્યું નાં ?'

'કહ્યું તો એ જ, ને તમારે તરત નીકળવાનું છે; પણ ત્યારે આપણે આજે આનકરાજને આ વાત કરી છે

એનું શું ? તમે તો આંહીં હશો નહિ !'

'આપણે આ વાત ફેરવી તોળવી પડશે !' ઉદયને જવાબ દીધો.

'જુઓ, મંત્રીરાજ !' કૃષ્ણદેવ ગંભીર થઈ ગયો: 'મને તો આ વાતમાં પહેલેથી જ કાંઈ સાર જણાયો ન હતો. તમે એક વસ્તુ સમજી રાખજો, જ્યાં સુધી હું મહારાજનો થોડોઘણો પણ વિશ્વાસ જાળવી રહ્યો છું, ત્યાં સુધી કુમારપાલજી માટે આશા છે !'

ઉદયન સમજી ગયો. કૃષ્ણદેવની ગંભીરતા શા માટે હતી. એને વાત પ્રગટ થઈ જવાનો ભય લાગ્યો હતો. કાકની ઉતાવળમાં એ સાહસ જોઈ રહ્યો હતો.

'કૃષ્ણદેવજી ! આ વાત આપણે ફેરવી તોળવી છે !'

'ફેરવી તોળવી છે એટલે ?' બન્ને એકી સાથે બોલી ઉઠ્યા.

'આ વાત ગુપ્ત રહેવા વિષે મને સંદેહ જાગ્યો છે. આપણે શંકા જરાય હોય તે ન કરવું. કાકભટ્ટજી ! તમને કેશવે આ અશ્વ વિષેની વાત હમણાં કરી કે તે પહેલાં કરી હતી ?'

'એ તો ઘણા વખત પહેલાં થઈ હતી. અને આનકરાજની ઇચ્છા મેં જાણી લીધી હતી. એ ઉપરથી જ આ યોજનામાં અમે આગળ વધ્યા હતા !'

'ત્યારે તો બરાબર. .'

'શું બરાબર ? ઉદયનજી ! આંહીં તો ભુવનેશ્વરીના મંદિરમાં, મહારાજને ત્યાગભટ્ટ વિષે ખાત્રી કરાવી દેવાની પ્રેરણા ચાલી રહી છે. અમે રસ્તે ચાલ્યા આવતા હતા ત્યાં

કોઈક બે સૈનિકો એ જ વાત કરી રહ્યા હતા. મહારાજના પ્રતાપી પુત્રની ! મને તો કાંઈ સમજ પડતી નથી.'

'પણ તમને સમજ પડતી નથી ત્યાં મને રસ્તો ચોખ્ખો દેખાય છે.'

'શું ?'

'જુઓ રાત થોડી છે. વેષ જાજા છે. અત્યારે તો આનકરાજની રણભદ્રી હજી આવી નથી. એ આવે ત્યારે આપણે કરતા હોઈએ તેમ કરવું. ને તમારે જ કૃષ્ણદેવજી ! આ વાત પ્રગટ પણ કરી દેવી !'

'પણ અંદર કાક નહિ સંડોવાય ?'

'એને કાઢી લેવાશે. પણ તમારો વિશ્વાસ વધશે તો આપણું કામ સરળ થાશે. એ પ્રગટ થતાં જ આનકરાજ ભાગી છૂટે એવો પણ મેળ ગોઠવો. એટલે સોમેશ્વરનો પ્રશ્ન તો હમણાં પતી ગયો.'

'પણ આ મહારાજની વાત છે ત્યાગભટ્ટની, તેનું શું થાશે ?'

'એનો પણ રસ્તો છે. ભુવનેશ્વરી મંદિરમાં કોણ કોણ હશે ? તમે હશો કૃષ્ણદેવજી ?'

'ના. ત્યાં હશે દંડદાદાક, કેશવ, મહારાજ ને બહુ તો મહાદેવ ! કેમ ?'

'થયું ત્યારે. કાકભટ્ટરાજ ! હું ત્યાં જવાનો છું. તમે પણ આવજો !'

'શી રીતે ?'

'તે આપણે ગોઠવીશું. કાકભટ્ટજી ! તમે હવે એ ગોઠવણમાં પડી જાઓ. હું પણ માર્ગ શોધું છું. આપણે

ત્યાં રહીને નજરોનજર બધું જોવું છે !'

'તમે વાત ભુલી ગયા ? તમારે માટે તો બે ઉત્તમ ઘોડાં તૈયાર થયાં છે. મલ્હારભટ્ટ તમારી સાથે હશે. તમે આંહીં કેવા ?' કૃષ્ણદેવે કહ્યું.

'હઠીલો તમારો વિશ્વાસુ છે નાં ?'

કૃષ્ણદેવ વિચાર કરી રહ્યો. એને આ પ્રશ્નમાં કાંઈ ગતાગમ પડી નહિ. એણે કહ્યું : 'હા, એ તો વિશ્વાસુ છે !'

'થયું ત્યારે. મહારાજની પાસે એને કુમારપાલની તપાસમાં મોકલવાનું તમે કહ્યું પણ છે. એટલે એ આપણા મનથી આંહીં તો નથી જ.'

'ના નથી.'

'હવે જુઓ, અમારે તો વેષ બદલીને ઈંગનપટ્ટન પહોંચવું છે. ઈંગનપટ્ટન કાંઈ રસ્તામાં પડયું છે ?'

કાકે ધીમેથી હર્ષોદ્‌ગાર કર્યો : 'આ હા ! મંત્રીરાજ ! . . . .'

'શું સમજ્યા તમે કાકભટ્ટજી ?' ઉદયનને કાકની ત્વરિત બુદ્ધિશક્તિનો વિશ્વાસ પડી ગયો હતો.

'હઠીલો રસ્તામાંથી મલ્હારભટ્ટને જ ઉપાડી લ્યે. એટલે તમે છુટ્ટા !'

'હાં, હવે તમે સમજ્યા.' ઉદયને જવાબ વાળ્યો. કૃષ્ણદેવ તો ચકિત થઈ ગયો : અરે !

'રસ્તામાં તો અનેક લુટારૂ મળે.' ઉદયન બોલ્યો : 'અમારે તો છાને વેષે પહોંચવાનું છે. સાથે બીજું કોઈ છે નહિ. સમજ્યા કૃષ્ણદેવજી ? તમતારે એ રસ્તે રાત દિ વહેલા-મોડા ફરતા રહેજો ને. તમે કાકભટ્ટજી ! ભુવનેશ્વરીના પ્રવેશનું

કાંઈક શોધી રાખજો. હું નથી ગયો તેમ પાછો આવી રહ્યો છું. ત્યાં મહારાણી લક્ષ્મીબા પણ કાંતો આવે છે. આનકરાજે શબ્દ તો મોકલાવ્યો છે. ત્યાગભટ્ટનું નિરાકરણ મને ત્યાં દેખાય છે. મને તો આ રસ્તો સૂજે છે. તમને ? તમારા વિના હું એક ડગલું આગળપાછળ ભરું તેમ નથી, કૃષ્ણદેવજી હો ! આંહીંનું તમારું વાજું, તમે એ ઘોળી પીધું છે !'

કૃષ્ણદેવને વાત ચોખ્ખી સમજાતી હતી. પણ એનો અભિમાની આત્મા એકદમ વાત કબુલે તેમ ન હતો. ઉદયન એ સમજી ગયો : તેણે કાકના ખભા પર હાથ મૂક્યો : 'ભટ્ટજી ! આજે આપણને એક સાહસમાંથી કૃષ્ણદેવજીએ ઉગાર્યા છે. તમે હરપળે એને પૂછીને પાણી પીજો. ચાલો, ત્યારે હવે હું ઉપડું છું ! મલ્હારભટ્ટ પાસેથી વાત જાણી લઉં ! એ અમારો મિત્ર, બંધુ સ્વજન અને શું શું નથી ?'

થોડી વાર સુધી એણે કૃષ્ણદેવના કાનમાં વાત કર્યા કરી.

ઉદયન અને કાક બન્ને થોડીવાર પછી મલ્હારભટ્ટ તરફ જવા ઉપડ્યા. રસ્તામાંથી કાકે રજા લીધી : 'ભટ્ટજી !' ઉદયને કાકની શક્તિ જોઈ લીધી હતી. અને કૃષ્ણદેવની ઉપયોગિતા પિછાની હતી : 'આ કામ મારું કે તમારું નથી. કુમારપાલજીનું છે. કુમારપાલજીનું પણ નથી. ભગવાન મહાવીરનું છે. પણ હમણાં આપણે કૃષ્ણદેવને 'મોટા ભા' કરજો. બાકી જવાબદારી તમાર ઉપર જેવી તેવી નથી. કોઈ નજરમાં છે ?'

કાકે રજા લેતા કહ્યું : 'આંહીંનું તો બરાબર ઉતરશે.

મલ્હારભટ્ટને જરાક સકંજામાં રાખજો ને. એ અડુકદડુકિયો આવીને આડું અવળું કરી નાખે નહિ !'

'એને વધારે આરામની જરૂર છે, એ આપણે ક્યાં સમજતા નથી ? એ તો હવે ધીમે ધીમે આવશે. તમે તમારા મેળમાં રહેજો ને. આપણે ત્યાગભટ્ટને ઉપાડવો નથી ને રહેવા દેવો પણ નથી મંદિરમાં જોયા પછી વાત. ઠીક ત્યારે, જયજીનેંદ્ર !'

'જય સોમનાથ !' કાકે બે હાથ જોડ્યા.

## ૧૫. પહેલો પાસો

મલ્હાર ભટ્ટ મનમાં ને મનમાં મલકાતો હતો. એણે ખંભાતના રાજાને પોતાનો સાથી બનાવી દીધો હતો. આજે એના મહત્ત્વનો પાર ન હતો. એને રાજા જયસિંહ દેવે ઘણું જ ગુપ્ત રાજકાર્ય સોંપ્યું હતું. એના મનથી એ ઉદયનને સાથે લઈ જતો હતો.

એની પડખે ચાલી રહેલો ઉદયન એની ગમ્મત ઉડાવી રહ્યો હતો: 'ભટ્ટજી ! તમે એક મને મળ્યા માથાના હો ! હું તો તમારી આ હોંશિયારી ઉપર છક્ક થઈ ગયો છું. તમારા જેવા જો થોડાક ભટ્ટરાજ આ મોરચે મહારાજ પાસે હોત !'

મલ્હારભટ્ટ હસી પડ્યો. 'પણ બરાબર તમારું ઉપાડ્યું નાં ?'

'અરે બરાબર ભટ્ટજી ! બરાબર ! હવે મને વિશ્વાસ બેઠો કે તમે સોમાં સોંસરવા નીકળો ! તમે બેઆ ન હો તો આ રસ્તે આમ અજાણ્યા વાણિયા વેપારી થઈને આપણે ન જઈએ. એ પાંચ તીરવાળા બેટી જાયનાં તો કામ કામને ઠેકાણે રહી જાય.

એકલો હોઉં તો હું સો સૈનિકો વિના આ રસ્તે ન

નીકળુ ! આ રસ્તો છે એવો ! ને આપણું કામ ત્વરાનું છે '

' પણ આપણે તો માથે કામ એવું લીધું છે. ને બીજે તો કોણ કાકો એવો બે માથાનો મર્યો છે તે મલ્હારભટ્ટ સામે આવે !'

ઉદયને કૃષ્ણદેવની મારફત હઠીલા સાથે સંકેત કરી લીધો હતો. એણે નિશાની આપી હતી. જ્યાં ડુંગરડાની ટોચ ઉપર, આઠદસ પથ્થરની દેરડી દેખાય ત્યાં જરાક થોભજો. એવી કોઇ દેરડી જોવા માટે એ ચારે તરફ દૃષ્ટિ કરી રહ્યો હતો. પણ હજી નિશાની દેખાતી ન હતી.

' મારા બેટા ભીલડાં ! એને કોઈ ન પહોંચે હો ભટ્ટજી ! મહારાજ જેવાનો માર્ગ રૂંધ્યો હતો ને, ગોધ્રક પંથમાં, ખબર છે ? જો સરખા ઉતર્યા તો તમારા દાસના દાસ. ને જો આડા ફાટયા તો પછી પેલી કહેવત નથી ? ' ડુંગરે ચડ્યો ભીલ !'

' પણ આપણું કોઈ નામ ન લ્યે, તમ તારે ચાલ્યા આવોને ! હમણાં આ ડુંગરડા પાર કરી જાશું !'

મલ્હારભટ્ટને મુરબ્બી પદ ધારણ કરતો જોઈ ઉદયને પોતાનો હોઠ કરડ્યોઃ ' બામણા ! તું જીંદગીભર ખો ભૂલી જાશે, ઘોડો ઉપાડવાની, કાંઈક નિશાની આવવા દે. પછી હું તને પહોંચું !' એટલામાં સામેની એક નાનકડી ટેકરી ઉપર દસબાર પથ્થરાને ઉપરા ઉપરી મૂકી કોઈએ રચેલી દેરડી એની નજરે પડી. એણે પોતાનો ઘોડો જરાક ધીમો પાડ્યો.

' કેમ ? તમારું લાગે છે થાક્યું કે શું ?'

' થાકે તો શું ? જરાક ભોં અજાણી ખરી નાં ?

આંહીં પાછો ઢાળ છે !'

ઉદયનને એટલામાં દેરડી સ્પષ્ટ થતી દીઠી. ત્યાં રસ્તામાં પડખે એક ઝરણું વહી રહ્યું હતું. એ બાજુ જવાનો ઢાળવાળો મારગ દેખાતો હતો. 'ભટ્ટજી ! આંહીં પતાવવું છે કે આગળ ? આગળ પાણીનું પછી કોને ખબર છે મળ્યું ન મળ્યું !'

'આંહીં જ પતાવીએ.'

તરત મલ્હાર ભટ્ટે ઘોડો આગળ હાંક્યો. એને ઢાળવાળે માર્ગે થઈ ઝરણાં તરફ જવાનું હતું. તે ધીમો પડયો. થોડેક ગયો ત્યાં પડખેથી ને ચારે તરફથી મોટો અવાજ ઉઠ્યો.

'ભટ્ટજી !' ઉદયને પાછળથી બૂમ મારી.

પણ એટલામાં તો ભટ્ટજીને ઘેરીને પચાસેક ભીલડાં ત્યાં ઊભાં રહી ગયાં હતાં. એમાંના દરેકના હાથમાં તીર-કામઠું હતું. કેટલાંકે ધારિયાં રાખ્યાં હતાં. ચાર પાંચ જણે મલ્હાર ભટ્ટનો ઘોડો પકડી રાખ્યો હતો: 'ઉતરો શેઠ ! કાઢો પાસે હોય તે ! પછી જાઓ !'

'અરે ! એ ! કોણ છે ખબર છે ? આંહીં શેઠ કેવા ? મહારાજ જયસિંહદેવનું નામ સાંભળ્યું છે ? અમે અમે એના સુભટ છીએ. આઘા ખસો.' ઉદયને બૂમ પાડી.

'નહિં તો ?' ભીલડામાંથી એક જણાએ ઉદયન સામે જરાક આંખ મચકોરતાં કહ્યું.

'નહિ તો થાશે જોવા જેવી. આઘો ખસ..' ઉદયન ઘોડા ઉપરથી કૂદી પડયો. ઉઘાડી તલવારે એ ટોળાં તરફ ધસ્યો.

પણ એ બે જ ડગલાં ભર્યો કે તરત જ એને પણ

દસપંદર જણા વીંટાઈ વળ્યા. 'શેઠજી! કાઢો, જે હોય તે કાઢી નાખો! ને પછી જાઓ'

'અમારી પાસે કાંઇ નથી. અમે તો મહારાજને કામે જઈએ છીએ!' ઉદયને કહ્યું.

'ક્યાં?'

'ક્યાં તે ત્યાં' મલ્હારભટ્ટે કહ્યું: 'તારે શું કામ છે જાણવાનું?'

'એમ?...અલ્યા ભંડારિયા! આને તો જરાક આપણો મશાલો ચખાડજે!'

ઉદયને એક સિંહગર્જના કરી: 'ખબરદાર અલ્યા! જો હાથ ઉપાડ્યો તો!'

પણ નાટકનો પાઠ પેલાં ભીલડાં બરાબર શીખ્યાં હોય તેમ લાગ્યું. એમાંના સાત આઠે મલ્હાર ભટ્ટને દોરડે જ બાંધી લીધો. 'સીધા સીધા આગળ થાઓ શેઠજી!' નાયક જેવો હતો તેણે કહ્યું.

'ક્યાં?'

'ક્યાં તે ત્યાં. બાનના દ્રમ્મ આપી જાશે, તારો કાકો..પછી હવે છૂટકો થાશે!'

'હવે જા જા, બાનવાળી!' મલ્હાર ભટ્ટે કડવો જવાબ વાળ્યો. 'હું કોણ છું તને ખબર છે?'

'અરે તું ભલેને પાટણનો રાજા હો, જંગલ તો અમારું છે ને!'

ઉદયનને બીજે જ રસ્તે બીજા ટોળાએ ઉપાડ્યો. ઉદયને બૂમ પાડી: 'અલ્યા એ! ભટ્ટજીને છૂટા મૂકો. એમના વિના મહારાજનું કામ રખડી પડશે!'

'હવે જા, જા, કામ રખડાવવા વાળી!'

મલ્હાર ભટ્ટને ટોળાંએ એક દિશામાં ઉપાડ્યો. ઉદયનને બીજી જ દિશામાં ખેંચ્યો.

થોડેક ગયા પછી એક ભીલ ઉદયનની પાસે એકલો આવ્યો. એણે બુકાની છોડી નાખી. ઉદયનને પગે હાથ નાખીને એ ઊભો રહ્યો:

'પ્રભુ!'

'હઠીલા! ઉતાર્યું તો બરાબર! પણ આપણે હવે આંહીંથી જ પાછા ફરી જઈએ. કોઈ દેખે નહિ એવો રસ્તો પકડો. ભટ્ટજીને કેટલો આઠ પ્રહરનો ઉપવાસ કરાવવો છે કે સોળ પ્રહરનો?'

'એમને તો સોળ બત્રીસ ચોસઠ જે થાય તે. પછી એને રસ્તે એ મોકળા!'

ઉદયન હસી પડ્યો: અરે! બિચારા ભટ્ટજી! એ જાતને કેવી મોટી ગણી રહ્યા હતા ત્યાં જ તમે એને પકડ્યા!'

છાવણી તરફ પાછો ફરતો ઉદયન, મલ્હારભટ્ટની રાત્રિ કેવી આકરી જશે એ વિચારે મનમાં ને મનમાં હસી રહ્યો હતો.

## ૧૧. ભુવનેશ્વરીનું મંદિર

દુનિયામાં કોઈ કોઈ સ્થળમાં ધરતીનો જાણે કે અંશ જ લાગતો નથી. ત્યાં રહે છે એકલી હવા. એ સ્થળે પગ દેતાં જ કોઈકની હાજરી લાગે. ત્યાંનાં ઝાડપાન, પંખી, વૃક્ષવેલી, છોડ, ટેકરા ઝરણાં, સઘળાંમાંથી અનોખો જ વા વાતો હોય! એ સ્થાનમાં કોઈક ચેતના જાણે કે નિત્યહાજર જણાય! ત્યાં પગલું મૂકતાં સ્વપ્નું જાગે. વિચાર કરતાં ઉત્તુંગ કલ્પના ઊભી થાય. શબ્દ બોલતાં રમ્ય પડઘા ઊઠે. કવિતા કરતાં મનોહારી અપ્સરાઓ નજરે ચડે. ત્યાં કોઇ હીણી વાત જાણે મનમાં આવી જ શકે નહિ. ત્યાં જળમાં સ્થળમાં હવામાં અનોખું જ દર્શન દેખાય. માણુસ ત્યાં પોતાની ક્ષુદ્રતા તજી બે પળ દેવત્વનો વારસો પામે.

કોઈ કોઈ સ્થળને પોતાની એવી અનોખી મોહિની મળેલી હોય છે.

એ સ્થળમાં વસી ગયેલ કોઈ વ્યક્તિના અખંડ જીવન સ્રોતનો એ મહિમા હોય છે. ગમે તે ઘડીએ ને ગમે તે પળે જાણે કે એ ત્યાં હોય જ હોય!

ભુવનેશ્વરીના મંદિરમાં આવી મોહિની હતી. એ ધર-

તીનો કટકો કે મંદિર રહ્યું ન હતું. કોઈકનું જાણે કે સૂતેલું સ્વપ્ન બન્યું હતું! જીવનમાં કોઈકને કોઈ ધન્યપળે એક સુંદર સ્વપ્ન આવ્યું અને એ સ્વપ્નું જાણે કે આંહીં પથ્થરમાં બેસી ગયું.

જયસિંહદેવ મહારાજ એ સ્વપ્ન નીરખવા માટે ત્યાં જવાના હતા.

કાકને ખબર પડી કે મહારાજ કાલે સાંજે જ ત્યાં જવાના છે અને એની અધીરતા વધી ગઈ. કૃષ્ણદેવને એણે ખોળી કાઢયો. પણ એને હજી ઉદયન વિષે પાછા કાંઈ સમાચાર મળ્યા ન હતા. એ પણ હરપળે હડીલાની આવ-વાની રાહ જોઈ રહ્યો હતો.

અરધી રાત ભાગ્યે હડીલો આવ્યો. એ એકલો હતો. એણે કૃષ્ણદેવને ખબર કર્યા. ઉદયનને ભુવનેશ્વરીના મંદિરની આસપાસ એક છાની ગુફામાં એણે રાખ્યો હતો.

હડીલો પછી તરત કાકને પણ મળ્યો. કાકે બે પળમાં જ વેષ પલટો કરી લીધો. હાથમાં એકલી ડાંગ રાખી. મોંએ બુકાની બાંધી. ખોવાઈ ગયેલું ઢોર ખોળનારો રબારી થઈ ગયો. અંધકારમાં ઝાડ ને છોડનો આધાર લેતા બન્ને જણા ઉપડયા. સૈનિકોની છાવણીથી ઠીક ઠીક દૂર એ નીકળી ગયા. હડીલો આ કામમા ખૂબ સાવચેત ને નિષ્ણાત જણાયો. એણે એવો રસ્તો પકડયો હતો કે કોઈ કહેતાં કોઈ એને મળે જ નહિ! આખે રસ્તે એ ઝાડછોડને આધારે જ ચાલ્યા. જાણે કે આ જમીનના તમામે તમામ ઝાડને અને છોડને એણે ગજથી માપીને અગાઉથી અંતર ગોખી જ રાખ્યાં હોય!

ભુવનેશ્વરીના પશ્ચિમદ્વાર તરફ કાકનો ઓળખીતો એક

વૃદ્ધ સુભદ્ર રહેવાનો હતો. તે ત્રિભુવનપાલ મહારાજનો અનુરાગી હતો. કાકે એને સાધ્યો હતો.

પશ્ચિમદ્વારને અડીને એક વિશાળ આમલીનું ઝાડ આવી રહ્યું હતું. કાકે ત્યાંથી અંદર પ્રવેશ કરવાની જુક્તિ ગોઠવી રાખી હતી. ઉદયનને એણે એ વાત કહી.

'અંદર પ્રવેશ તો કર્યો પણ પછી . . . ? મંદિરમાં જવાનો કોઇ માર્ગ ત્યાં નહિ હોય તો ?' ઉદયને કહ્યું.

'આપણે છેક ઉપરના ઘુમ્મટમાં પહોંચી જઇશું તો ત્યાં મંદિરની નીચેથી આવતી એક નાનકડી પથ્થર સીડી છે. એની મારફત કોઇ ને કોઇ રસ્તો જડી જાશે !'

'હડીલા !' કાકે એક ધીમો અવાજ આપ્યો.

હડીલો તરત હાજર થઇ ગયો. કાકે જોયું કે પાસે જ ઉગેલા બે ખાખરાના છોડવામાં એ ગોઠવાઇને એવી રીતે બેઠો હતો કે કોઇકને જાણે ત્રીજો છોડવો જ લાગે ! એને આ ભીલ બહુ જ ઉપયોગી જણાયો.

'હડીલા ! પેલું આમલીનું ઝાડ'

'પચ્છિમમાં છે ! . . .'

'હાં, એ.'

'ત્યાં કાલે સાંજના ગોઠવાઇ જવાનું છે ! એ સારું છે. મોટે ઠેકાણેથી આઘેરું છે એટલે કોઇને બહુ નજરમાં પણ નહિ હોય ! તું આંહી આવી જજે !'

'હોવે !'

થોડીવાર પછી હડીલો અદૃશ્ય થઇ ગયો.

બીજે દિવસે સાંજ પડતા પહેલાં જ ઉદયનને લઇને એ આમલીના ઝાડ પાસે પહોંચી ગયો હતો. ઉદયનનું શરીર

કસાયલું હતું. તેણે જુવાનીમાં કેક રંગ જોઈ લીધા હતા. એ ત્યાં ઉપલી ડાળીઓમાં એ ઘડીમાં સ્થિર બેસી ગયો. થોડીવારમાં તો એણે આખા મંદિરને પ્રકાશમાં નાહી રહેલું દીઠું. સેંકડો દીપિકાઓ પ્રગટવા માંડી હતી.

પણ હજી કાક આવ્યો હોય તેમ જણાયું નહિ. હઠીલો તો આંહી એને મૂકીને તરત જ અદૃશ્ય થઈ ગયો હતો. એટલે હવે કાકની ખબર કઢાય તેમ પણ ન હતું. એ વિચાર કરતો હતો એટલામાં એણે પોતાનાથી થોડે જ દૂર એક ડાળીમાં જરાક ખખડાટ થતો સાંભળ્યો. થોડી-વારમાં ધીમે ધીમે કાક એની પાસે આવતો જણાયો. આવીને એણે ઉદયનના કાંડા ઉપર હાથ મૂક્યો. ઉદયન સમજી ગયો. જરાક પણ અવાજ એમને પ્રગટ કરી દે તેવો ભય હતો.

બન્ને જણા પથ્થરની પ્રતિમા જેવા તદ્દન શાંત થઈ ગયા !

પળ બે પળ વીતી અને કેશવ સેનાપતિનો અવાજ નીચેથી આવી રહ્યો હોય તેમ લાગ્યું: મંદિરના ચારે દ્વાર ઉપરના સૈનિકોને એ સૂચના આપી રહ્યો હતો.

કેશવ આઘો ગયો લાગ્યો કે તરત કાક ઝાડની ડાળી ઉપરથી નમીને નીચેની ડાળીએ આવ્યો. એણે હેઠે મંદિ-રના ચોગાનમાંના કોટ પાસે જોયું. કોઈક સૈનિક ઊભો હતો. તેણે ધીમેથી અવાજ આપ્યો 'ધનુર્ભટ્ટ !'

નીચેથી જવાબ ન આવ્યો. પંખી બોલે છે એવી એક સુરીલી ઝીણી તાન આવી.

'ચાલો !' પાછા ઉપર આવી જતાં કાકે કહ્યું.

'કોણ છે એ ?'

'તમને ઓળખે છે. ધનુર્ભટ્ટ. ત્રિભુવનપાળ મહારાજનો પરમ ભક્ત છે. ત્રિભુવનપાલજીએ બર્બરક આવ્યો, ને ક્ષેત્ર છોડ્યું, ત્યારથી એ એકાકી જેવો થઈ ગયો છે. આપણો મિત્ર છે. પરમ વિશ્વાસુ છે હો !'

'ધનુર્ભટ્ટ કાં ?' 'હા. ધનુર્ભટ્ટ.'

કેશવ હવે સારી રીતે દૂર થઈ ગયો ગયો હોય તેમ લાગ્યું. ઉદયન પોતાની આજની હાસ્યાસ્પદ સ્થિતિ ઉપર વિચાર કરી રહ્યો.

એણે આ સાહસ જ કર્યું હતું. એના સ્વભાવથી એ વિરુદ્ધ ન હતું; પણ એની અત્યારની પરિસ્થિતિ જોખમ ભરેલી હતી.

કાકભટ્ટ ગમે તેમ પણ સૈનિક હતો. પોતે મંત્રીશ્વર જેવો જવાબદાર માણસ હતો. પણ નજરોનજર જોયા વિના, મહારાજ આજે ત્યાગભટ્ટ વિષે શો નિર્ણય લેશે એની ખાત્રી કરવી મુશ્કેલ હતી. અને એક વખત એ વાત ફેલાઈ જાય પછી એને અટકાવવી પણ એટલી જ મુશ્કેલ હતી. એટલે આવા કોઈક અનિવાર્ય સાહસ વિના બીજો ઉપાય પણ ન હતો.

તે પોતાની સ્થિતિ ઉપર વિચાર કરી રહ્યો. આંહીં અત્યારે એને કોઈ શોધી કાઢે તો ? તો એની શી દશા થાય?

પરિણામથી એ ધ્રૂજી ઉઠ્યો. એટલામાં એણે કાકને ડાળ ઉપર આગળ વધતો જોયો. એણે એનું અનુકરણ કર્યું.

મંદિરના ઉપલા ભાગ ઉપરની, ટોચની, ઘુમ્મટ ફરતી જગ્યામાં એ બહુ જ ધીમેથી ઉતર્યા અને પળભર તો

પોતાની જાતને છૂપાવતા ત્યાં પડયા રહ્યા.

ચારે પગે બેસીને આગળ વધતાં, આંહીં અગાશીમાં આવતી એક પથ્થર સીડીનું નાનકડું બાંકોરું એમની નજરે આવ્યું. સીડી આડે અવળે માર્ગે થઈને ચક્રાવો લેતી ઉપર આવતી હતી, એટલે મંદિરના મધ્યભાગના વિશાળ મંડપની દીપિકાઓનો કોઈ પ્રકાશ આંહીંથી હજી દેખાતો ન હતો.

કાક આગળ વધ્યો.

તેઓ એક ખંડ નીચે આવ્યા. ત્યાંથી પણ હજી પ્રકાશનાં દર્શન થતાં ન હતાં. હજી એક ખંડ નીચે ગયા.

ઉદયને ત્યાંથી જે જોયું તે કોઈક અદ્‌ભુત વસ્તુનું જાણે કે વિરલ દર્શન હતું.

નીચેના વિશાળ ખંડનો થાંભલે થાંભલો દીપિકાઓથી જળહળી રહ્યો હતો. દરેક થાંભલામાં કોતરેલી પ્રતિમાઓ જાણે સ્વપ્નનગરીની અભિસારિકાઓ હોય એવી અત્યારે સુંદર લાગતી હતી. ઉપરથી, નીચેનો આખો વિશાળ ખંડ દષ્ટિએ પડતો હતો. એક રમણીય સ્વપ્ન સૃષ્ટિ જાણે ત્યાં ઊભી રહી ગઈ હતી !

ઉદયન અને કાક ત્યાં ચુપચુપ એક સ્તમ્ભની પાછળ બેસી જઈને શું થાય છે તે જોવા લાગ્યા.

ખંડમાં ઠેકાણે ઠેકાણે સુગંધી તૈલના દીવા પ્રગટાવ્યા હતા. સામેના પ્રવેશદ્વાર ઉપર એક પથ્થરની પ્રતિમા જેવો જબ્બર આદમી ઊભો હતો. ઉદયને ઝીણી દષ્ટિ કરીને એને તરત ઓળખી કાઢયો. બર્બરક ત્યાં હતો. પોતાના આંહીં હોવા વિષે એને જરા જેટલી પણ ગંધ હશે ખરી ? મલ્હાર ભટ્ટ હજી છૂટયો ન હોય તો તો વાંધો નહિ. નહિતર

આંહીંથી નીકળવામાં ભોં ભારે પડે તેવું હતું.

હજી ત્યાં કોઈ આવ્યું લાગતું ન હતું. વિશાળ ખંડમાં બરાબર એમની સામે, એક નાની સરખી અત્યંત મનોહારી પથ્થરની નાજુક છત્રી આવી રહી હતી. ખંડને એ પોતાના અનોખા સૌન્દર્યથી ભરી દેતી હતી. ફૂલ ઉપર કોઈક નાનકડું પતંગિયું રમ્મત કરતું સ્થિર થઈ ગયું હોય એવી એ સુંદર લાગતી હતી. જાણે હમણાં આકાશમાં ઉડી જાશે એવી હવાઈ અપ્સરાસૃષ્ટિનું સર્જન એના દરેકે દરેક પથ્થરમાં બેઠું હતું. આકાશમાંથી હમણાં જ આરામ લેવા બેઠેલી કોઈ પંખિણી જેવી એ જણાતી હતી.

ઉદયન એ અદ્‌ભુત કલાકૃતિ સામે જોઇ જ રહ્યો! જેણે એ કરી હોય, પણ એણે જાણે સંસ્મરણોની સઘળી મધુરપ એમાં આણી મૂકી હતી! એને જોતાં—માણસનાં **પોતાનાં** જીવનનાં સંસ્મરણોની, એક અનોખી સૃષ્ટિ દિલમાં જાગી ઉઠે! એવી મનોહર જાદુભરી એની કલા હતી.

ઉદયનના દિલમાં પણ કોણ જાણે ક્યાંથી, ત્રણ ત્રણ શેઠાણીઓના પ્રેમની પંક્તિઓ ઉભરાવા માંડી! એને આ પથ્થરમાં, જાણે કોઈએ રતિ અને કામની પ્રેમગોષ્ટિ સંઘરી રાખી હોય એવું દેખાવા માંડયું!

એણે કાકના હાથને સ્પર્શ કર્યો. કાક પણ મૂંગો મૂંગો એની સામે જોઈ રહ્યો. એની આંખના ખૂણામાં પણ એક જલબિંદુ ચળકી રહ્યું હતું!

ઉદયનને લાગ્યું કે કહો, ન કહો પણ આ પ્રતાપદેવી, જે નારીનું નામ સંભળાય છે, એની પાસે કોઈક મોહિની તો ચોક્કસ છે!

એટલામાં એણે બર્બરકને એક તરફ થઈ જતો જોયો. તે ભીંત સરસો છાતી ઉપર માથું ઢાળીને નમન કરતો સ્થિર ઊભો રહી ગયો હતો.

પળ બે પળ વીતી ને મહારાજ જયસિંહદેવ દેખાયાં. આહીં સૂતેલી સૃષ્ટિનો કોઇ એક અંશાંશ પણ થડકો ન અનુભવે એની સંભાળ લેતા હોય તેમ એ અત્યંત ધીમે શાંત પગલે આવી રહ્યા હતા. ઉદયન ને કાક આશ્ચર્યચકિત થઇને એ જોઈ રહ્યા.

મહારાજની પાછળ એમણે દંડદાદાક, મહાદેવ કે કેશવને જોવા ડોક ઉંચી કરી. પણ એમાંનું કોઈ ત્યાં ન હતું! મહારાજ એકલા જ આવ્યા હતા.

કાંઇક થયું હોય કે વાતને નવો વળાંક આપવાનો પ્રયત્ન હોય, પણ કોઇ મંત્રી ફરકયો નહિ. ઉદયનને એનો મર્મ કંઇ સમજાયો નહિ. કાકને પણ નવાઈ લાગી. છેલ્લી પળે ગમે તે કારણે મહારાજે એકલા જ આવવાનું નક્કી કર્યું હોય તેમ જણાતું હતું.

એટલે તો ઉદયનને વાતમાં હવે વધુ રસ પડયો. હવે જે કાંઈ આંહીં થશે એના જાણકાર એ પોતે ને કાક બે જ હોવાના. એક ઉંડા આત્મ સંતોષે એનું મન પ્રફુલ્લ થયું. એટલીવારમાં મહારાજ આગળ આવ્યા. ઉદયને જોયું કે આખા ખંડમાં એક રીતે જાણે હવાનું જ સામ્રાજ્ય હતું. મહારાજ પણ એ હવામાં કાંઇ જોઈ રહ્યા હતા.

એ ધીમે પગલે પેલી મનોહર છત્રી પાસે આવીને અટકી પડયા. છત્રીના આગલા બે રમણીય સ્થંભ ઉપર કોતરેલી નર્તિકાઓએ, અત્યંત વિનમ્ર, પણ સંસ્કારી એવું

તો સુંદર નમન કર્યું હતું કે મહારાજનું મસ્તક કુદરતી રીતે જ જરાક નમી ગયું ને હાથ પણ જાણે કે સહેજ જોડાઇ ગયા!

મહારાજ એ છત્રીના પગથિયા પાસે સ્થિર થઇ ગયા. કાંઇક સંભારતા હોય તેમ પળભર એક દૃષ્ટિ કરીને ત્યાં શાંત ઊભા રહી ગયા હતા.

ઉદયનને સ્ફુર્યું કે આ અત્યંત સુંદર લાગતી પથ્થર છત્રીમાં એના અદ્ભુત શિલ્પીએ ભુવનેશ્વરીનાં સંસ્મરણોની સઘળી રસિક મધુરતા રેલાવી દીધી લાગે છે. એમાંથી ઊડતી હવા આંહીં એને સ્પર્શે છે તો મહારાજને એનો કેટલો અનુભવ થતો હોવો જોઇએ? મહારાજ એકલા જ કેમ આવ્યા એ અત્યારે સમજાયું.

મહારાજ જયસિંહદેવ એમ ત્યાં જરાક ઊભા રહ્યા અને ચારે તરફ છત સુધી દૃષ્ટિ કરતી ડોક ફેરવી. એમની સંસ્મરણોની સૃષ્ટિ જાગી ઊઠી હોય તેમ એ કેટલીકવાર સુધી અંદરની મનોહર પ્રતિમાને જોતા જ રહ્યા!

અચાનક છત્રીની પાસેનું, પાછળનું, અત્યાર સુધી બંધ રહેલું બારણું ઉઘડતું જણાયું. એના દ્વાર ઉપર પ્રગટાવેલી દીપિકાઓના પ્રકાશમાં ઉદયને એ તરફ નજર કરી, તો જાણે આ મનોહર સ્થંભાવલિની એકાદ અપ્સરા સજીવ થઇને આવતી હોય તેમ એક ગોરી, ઊંચી, રૂપભરેલી, મનોહર, તરૂણ સ્ત્રી ત્યાં આવી રહી હતી! એને જોતાં ઉદયન એક પળભર તો ભૂલાવામાં પડી ગયો. એને લાગ્યું કે કોઇક પ્રતિમા આજે ખરેખર સજીવન થઇ ગઇ છે!

પણ એ ત્યાં મહારાજ તરફ આવી રહી હતી. એની મુખમુદ્રાનું સઘળું આકર્ષણ એની બે આંખો, અને એની

અત્યંત અત્યંત સપ્રમાણ ઘાટીલી નાસિકામાં હતું ! પ્રકાશ એવો ઝળાંઝળાં હતો કે એની આખી રમણીય શરીરયષ્ટિ એમાં જાણે નાહી ઊઠી હતી- અને તેથી આ હવાઈ વાતાવરણમાં એક રીતે એને સત્ય અને બીજી રીતે એને કવિ કલ્પનાની કોઈ સ્ત્રી માનવાનું મન થાય એવું હતું !

ઉદયનને લાગ્યું કે એની એ બે આંખમાં આખી સૃષ્ટિનાં બધાં જ સ્વપ્નાં જાણે બેઠાં હતાં. એમાં એક સ્વપ્ન પૂરું દેખાય ન દેખાય, ત્યાં એની પાછળ બીજું એનાથી વધારે ભવ્ય સ્વપ્ન ઊભેલું જણાય ! અને એનો એ ચહેરો, —એક વખત જોનાર એને ભૂલે નહિ, પણ એક હજાર વખત જોનાર એમાં કાંઈ યાદ પણ રાખી શકે નહિ, એવો ગગનગામી, અસ્પૃશ્ય, કલ્પના વૈભવની છોળ ઉડાડતો, રમ્ય, યુગયુગાંતરમાં કુદરતને હાથે ક્યારેક ચડી જાય છે એવો, માતૃત્વની ટોચ સમો, અને છતાં—નારીનો, પ્રેરણાનું જામ આપનારી જુવાન નારીનો, એક ચહેરો ત્યાં બેઠો હતો.

ઉદયનને લાગ્યું કે પ્રતાપદેવી કહે છે એ જ આ હોવી જોઈએ. એટલામાં કાકે અત્યંત ધીમેથી એના કાનમાં એક જ અક્ષર કહ્યો: પ્ર. એ સમજી ગયો. આ પ્રતાપદેવી જ હતી.

ઉદયન એની સામે જોઈ જ રહ્યો. કેટલી સમર્થ અને સંસ્કારી આ નારી હોવી જોઈએ કે જેણે જયદેવ જેવા મહારાજને, આવી માલવરણભૂમિ જેવી રણભૂમિમાં, ભુવનેશ્વરીની સંસ્મૃતિની મીઠાશનો મહાસાગર બતાવીને અત્યારે આંહીં એકલા આણ્યા હતા !

એનું સામર્થ્ય અનુભવવાને બહુ લાંબો વખત એને થોભવું પડયું નહિ. પ્રતાપદેવી મહારાજના સાન્નિધ્યમાં આવી

પહોંચી હતી. એના ચહેરા ઉપર હવે સીધો પ્રકાશ પડી રહ્યો હતો. કોઈ જાદુથી ખેંચાઈ જતો હોય તેમ ઉદયન એની તરફ એક નજરે જાણે હજી જોઈ જ રહ્યો હતો! એ મુખમુદ્રા ઉપર અનોખા પ્રકારની ભવ્યતા છવાઈ ગયેલી એણે દીઠી. પ્રતાપદેવીએ ત્યાં મહારાજ પાસે આવીને મહારાજને સહેજ માથું નમાવ્યું. બે હાથ જોડ્યા. એટલી નાની સરખી ક્રિયામાં પણ એ એટલી અદ્ભુત છટા અને ગૌરવ આણી શકી હતી કે એ એક શબ્દ બોલી ન હતી, તે છતાં ઉદયનને લાગ્યું કે, ખરેખર આ નારી ધારે તો ત્યાગભટ્ટને પાટણના સિંહાસન ઉપર આણે જ આણે!

એટલામાં એનો શબ્દ કાને પડ્યોઃ 'મહારાજ! તમારો વારસો હું આજ તમને પાછો સોંપીને અનૃણી થઈ જવા માટે આવી છું!'

'વારસો?' મહારાજ જયસિંહદેવે ધીમેથી કહ્યું: 'શેની વાત કરો છો પ્રતાપદેવી? કુલસદ્ગુરુ ક્યાં છે?'

'હમણાં આવશે મહારાજ! અજિત ભીમદેવ મહારાજે જ્યાં ક્ષાત્રધર્મ અક્ષરશઃ પાળ્યો હતો, એ સોમનાથી સમુદ્રને તટે, મહારાજ એક વખત આને મળ્યા હતા તે સાંભરે છે?' પ્રતાપદેવીએ છત્રીમાંની પ્રતિમા તરફ અંગુલિ નિર્દેશ કર્યો અને મહારાજ તરફ જોયુંઃ 'આ ભુ વ ને શ્વ રી ને!'

મહારાજ ભુવનેશ્વરીની પ્રતિમા તરફ બે પળ જોઈ રહ્યા. સંસ્મરણોની મધુર વિટપમાં જાણે એ ભમી રહ્યા હતા. પ્રતાપદેવી આગળ બોલી રહી હતી:

'એ નારીમાં એક અદ્ભુત તત્ત્વ હતું, મહારાજ! એ નારી ન હતી—આકાશી વાદળી હતી. એણે તમારી

તમામ મહત્તા સંગ્રહીને તમારે ચરણે પાછી ધરવા માટે મને આંહી સોંપી હતી. આજ હું એ મહારાજને પાછી સોંપવા આવી છું ! ક્ષત્રિયોને આ પ્રમાણે તેજસ્વી હાથો-હાથ સોંપણી થતી આવી છે અને એથી જ તેઓ અણનમ રહ્યા છે !

'મહારાજ ! આ આવે કુલસદ્દગુરુજી—અને આપની અભિલાષાનો મેરુ !'

પ્રતાપદેવીનો શબ્દ બંધ થયો એ જ પળે જે દ્વાર-માંથી એ આવી હતી તે દ્વારમાંથી આવી રહેલ બે વ્યક્તિઓ તરફ ઉદયનની દૃષ્ટિ ગઈ. આગળ એક વૃદ્ધ બ્રાહ્મણ આવી રહ્યો હતો. એના કપાળમાં ત્રિપુંડ હતું. ડોકમાં રુદ્રાક્ષની માળા હતી. હાથમાં એણે રુદ્રાક્ષના બેરખા પહેર્યાં હતાં. શરીરે ભસ્મ લગાવી હતી.

એની દૃષ્ટિ શાંત સ્થિર ને સ્વસ્થ હતી. ભવ્ય કહી શકાય એવો એનો ચહેરો, તપસ્વી ઋષિજીવનનું સૌમ્ય તેજ ધારી રહ્યો હતો. એની પાછળ એક રૂપાળો તરુણ આવી રહ્યો હતો. દેવાધિદેવની કોઈ લાડઘેલી અપ્સરાએ પોતાના છોકરાને ઘડીભર પૃથ્વી નિહાળવા મોકલ્યો હોય, તેમ એ આ પૃથ્વી ઉપર ચાલતો હતો, છતાં જાણે પૃથ્વીનો લાગતો ન હતો. એનામાં પોતાની અનોખી ઢબની આકર્ષક મધુરતા હતી. એના રૂપાળા તેજસ્વી ચહેરા ઉપર એવી તો મોહિની રમતી હતી કે જે કેવળ સ્વમાન ભરેલી કોઈક રૂપાળી નારીના ચહેરામાં ક્યારેક જોવા મળે છે ! અને છતાં એવી એની કુમળી જણાતી રેખાએ રેખામાંથી, દૃઢતાની તેજકિરણાવલિ પ્રગટતી હતી. સ્વપ્નશીલ માનવ કરતાં

પણ વધારે કુદરતના એક સત્ત્વશાલી કોયડા જેવો એ જણાતો હતો ! એનું દરેક પગલું સ્થિર, અને આગ્રહભર્યું હતું. આંખમાં બળ હતું. શરીરમાં સામર્થ્ય હતું. ફનાગીરીને વરનારા કેટલાક સત્ત્વશાલી આત્માઓ આ પૃથ્વીને થોડો વખત પોતાનું રહેઠાણ બનાવે છે, એ વર્ગનો આ જુવાન હતો. એની પાસે સ્વપ્નની ઘેલછા ન હતી. પણ ઘેલાં સ્વપ્નાં હતાં. તે આ પૃથ્વી ઉપર ચાલી રહ્યો હતો એટલું જ. બાકી એનું જીવનતાન કોઈક જૂદે જ સ્થાનેથી આવતું જણાતું હતું. એની મુખમુદ્રામાં એક એવો અજબ રંગ દેખાતો હતો કે જે કાં પ્રેમાઓમાં જોવા મળે છે, કાં ઘેલી ઉદારતાને વરેલી વિચિત્ર વ્યક્તિઓમાં.

ઉદયન સમજી ગયો કે આ જ ત્યાગભટ્ટ કહે છે તે હોવો જોઇએ. એને એ જોઇ રહ્યો. ભુવનેશ્વરીની સઘળી સ્વપ્નસૃષ્ટિ એનામાંથી ફરી પ્રગટતી એણે અનુભવી.

વૃદ્ધ બ્રાહ્મણને જોઇને મહારાજે બે હાથ જોડ્યા. પાછળ આવી રહેલા જુવાને મહારાજને અત્યંત પ્રેમથી બે હાથ જોડીને પ્રણામ કર્યાં.

બ્રાહ્મણે તેના ખભા ઉપર હાથ મૂકીને તેને આગળ કર્યો: ' મહારાજ! ભુવનેશ્વરીએ આ દુનિયામાંથી વિદાય લેતા પહેલાં અમને આને સોંપ્યો હતો. અને આજ અમે તમને પાછો સોંપીએ છીએ ! અમે એને ત્યાગભટ્ટનું નામ આપ્યું છે. તમે ચારુભટ્ટ કહેશો તો ચાલશે !'

જયસિંહદેવે બે પળ જુવાન સામે દૃષ્ટિ કરી. કોઈનું પણ મન હરી લે એવો એ રૂપાળો જુવાન હતો. મહારાજે એને પાસે આણવા માટે જરાક હાથ લાંબો પણ કર્યો,

એટલામાં જાણે કાંઈક સાંભર્યું હોય તેમ એ થોભી જતા જણાયા. મહારાજની નાનામાં નાની ક્રિયાને રસથી નિહાળતો ઉદયન એ જોઈ રહ્યો. અને વિચાર કરી રહ્યો.

'કુલસદ્‌ગુરુજી! પણ એનો અધિકાર—એનું શું?' મહારાજે થોડીવાર પછી કહ્યું.

'એ વિચારવાનું મહારાજને છે.' પ્રતાપદેવીએ કહ્યું: 'અમને તો એની માએ સોંપ્યો હતો, અને એટલા માટે માલવપતિનો રોષ વહોરીને પણ, કુલસદ્‌ગુરુએ એને આંહી આણ્યો છે. હવે પછીનો વિચાર અમારે નહિ, મહારાજે કરવાનો છે! અમે તો ક્ષત્રિયપરંપરાને અનુસરીને એક તેજ તમને સોંપ્યું. મહારાજ એને રાખે, ન રાખે, ઉપયોગી ગણે, નિરૂપયોગી માને એ જોવાનું અમારે નથી. અમે તો બ્રાહ્મણ છીએ. તમારી પરંપરાને તમને હાથોહાથ સોંપવાનો અમારો આ ધર્મ હતો. અમે એ બજાવ્યો. ચાલો, પિતાજી!'

'ક્યાં?' મહારાજે ઉતાવળે પૂછ્યું: 'કુલસદ્‌ગુરુજીને હવે ક્યાં જવાનું છે? આંહીંથી હવે ક્યાંય જવાનું નથી!'

'મહારાજ! અમે તો માલવદેશનાં છીએ. અમારી મા સરસ્વતી. તમારે ત્યાં હજી કોઈ સરસ્વતીધામ નથી. અમારે માટે ચોખ્ખૂટ ધરતી પડી છે!' પ્રતાપદેવીનો શબ્દ રણકો મન હરી લે એવો મધુર હતો. પણ એની છટા તો એની જ હતી.

'પ્રતાપદેવી! કુલસદ્‌ગુરુજીને હવે ક્યાંય જવાનું નથી.'

'મહારાજ! અમારા ઉપર કોપ ઉતરે.'

'કોનો?'

'ભગવાન મહાકાલનો. એને આંગણે આજ દિવસ સુધી ઉપાસના કરી. આજ હવે અમે એને છોડીએ? જુદ્ધમાં ક્ષત્રિયો હથિયાર છોડે અને રૌરવ નરક એમને મળે, બ્રાહ્મણો દેવમંદિરો છોડે, તો એમને પણ એ મળે!'

'એ બધી વાત પછી થઈ રહેશે. તમે હમણાં આંહીં જ રહો. આ ત્યાગભટ્ટને એનો અધિકાર સોંપાતો નહિ જૂઓ?'

'જોનાર અમે કોણ? જોનાર તો આ છે. . . .' પ્રતાપદેવીએ એવી સુંદર છટાથી હાથ હલાવ્યો હતો કે જાણે, એણે દોરેલી રેખા હવામાં ત્યાં સ્થિર થઈ ગયેલી જણાઈ!

'આ આંહીં હવા ક્યાં છે? કોઈકની હાજરીનો સ્પર્શ થતો નથી મહારાજ?' તેણે ઉમેર્યું.

મહારાજ ખરેખર પળ બે પળ વિકળ બની ગયા હોય તેમ લાગ્યું.

'પણ એનો અધિકાર મારે સ્થાપવાનો છે. તમારી પાસે એનું બીજું કોઇ પ્રમાણ છે કુલસદ્દ્ગુરુજી?'

કુલસદ્દ્ગુરુએ પોતાની કેડ ઉપર હાથ નાખ્યો. થોડી વારમાં ધોતલીમાંથી એક રાજમુદ્રા કાઢી, મહારાજ સામે ધરી. એનું નંગ અત્યારે ત્યાં પ્રકાશમાં જાણે તેજની ધારા પ્રગટાવતું ચળકી ઉઠ્યું: 'આ છે! મહારાજની પોતાની જ રાજમુદ્રા. ભુવનેશ્વરીએ એ અમને આપી હતી!'

મહારાજે એ તરત ઓળખી કાઢી. થોડીવારને માટે તો સોમનાથી સમુદ્રના કિનારાની ભૂમિ ઉપર જાણે, એ એક ક્ષણમાં પહોંચી ગયા. ત્યાં પોતે ભુવનેશ્વરીને આપી હતી—એ જ આ મુદ્રા હતી. ભૂતકાળનાં સંસ્મરણે પળ બે પળ,

એ સ્થિર શાંત, હવામાં જોઈ રહ્યા હોય તેમ એકધ્યાન થઈ ગયા. એમની સામે, 'મહારાજ! વિક્રમાદિત્યનો જાણે કે જમાનો ગયો. ભારતવર્ષમાં એ હવે ફરી નહિ આવે! નહિ આવે!' એમ બોલતી ભુવનેશ્વરી જ ખડી થઇ ગઇ હતી. એ બોલી શક્યા નહિ.

ઉદયન એ જોતાં ધ્રૂજી ઉઠ્યો. કાક ઉભડક થઈ ગયો.

'હું તો તમારી પરંપરાને વહન કરનારી નારી છું!' એમ બોલતી ભુવનેશ્વરી પોતે જાણે હવામાં તરતી હોય અને મહારાજ એ જોઈ રહ્યા હોય, તેમ હજી પણ સ્થિર હતા. થોડીવાર પછી એ ધીમેથી બોલ્યા : 'સદ્‌ગુરુજી! તમારી જે શિષ્યાનો પુત્ર તમે આંહીં આણ્યો છે, એને એનું સ્થાન અને અધિકાર મળશે જ મળશે. તમે એ જોવા માટે હવે આંહીં જ રહી જાઓ. હવે તમારે બીજે જવાનું ન હોય. સોમનાથ સમુદ્ર, ગુરુજી! તમારી રાહ જૂએ છે!'

ઉદયનને વસ્તુસ્થિતિના આ સ્વરૂપે ઊંચો નીચો કરી દીધો. તે બોલ્યો નહિ. પણ તેણે ઉતાવળે કાકના ખભા ઉપર હાથ મૂકી દીધો.

'મહારાજ! આંહીં આ પાટણને પોતાનું કોઈ ગૌરવભર્યું ભારતવર્ષના વિક્રમીસ્થાનનું સ્વપ્ન હોય, તો અમારા રહેવાનો કાંઇ અર્થ છે.' પ્રતાપદેવીની વાણી હતી : 'નહિતર પિતાજીનાં થોડાંક રહ્યાં સહ્યાં વરસો બગડે! તમારે ત્યાં હજી અવંતીની ભારત ડોલાવનારી મહત્તાને કોઈ સમજતું હોય તેમ લાગતું નથી!'

મહારાજે માત્ર જરાક મસ્તક નમાવ્યું. અને ધીમેથી કહ્યુંઃ 'તે છતાં તમારે હવે બીજે જવાનું ન હોય! તમે

પાટણ જોયું છે ક્યાં ?'

'મેં પાટણ જોયું નથી મહારાજ ! પણ પાટણને મેં જાણ્યું છે. અજિત ભીમદેવ જેવા સમર્થ પુરુષની સામે એક નવો ધજાગરો ઊભો કરવામાં આવ્યો હતો, પાટણનો પોતાનો મહત્તા વિષેનો આ ખ્યાલ ભૂલી શકાય તેવો ક્યાં છે ? મહારાજ ! એ જ ભય ત્યાં છે, ને એ જ પાટણ હજી આંહીં છે.' જયદેવ વિચારમાં પડી ગયો. પ્રતાપદેવી આગળ વધી : 'જેને કલ્પના નથી એને માટે પાટણ જેવો રૂપાળો મુલક બીજો નથી. જેને કલ્પના છે એને માટે એવો સુક્કો મુલક પણ નથી. મારે કલ્પના છે મહારાજ !'

'શી કલ્પના છે તમારી ?'

'તે આ ચારુભટ્ટ પણ જાણે છે. વિદ્યા, સંસ્કૃતિ, સંસ્કાર, ધર્મ—એ તમામમાં જે પ્રજા એકતા સાધીને સમર્થ બને એ જ ટકે. હજી સમય છે મહારાજ ! તમારી તમામ અભિલાષાઓને આ ચારુભટ્ટ દ્વારા પ્રગટ કરવાનો. એ પરંપરા ચલાવવા માટે તો એને હું આંહીં લાવી છું. એના અધિકારની પ્રતિષ્ઠા સ્થપાતાં જ નવી હવા પ્રગટશે. કુલ સદ્ગુરુએ મુહૂર્ત પણ જોયું છે, કાં પિતાજી ?'

'ચક્રવર્તીનું સર્વોત્તમ મુહૂર્ત છે, સુદ બીજ. ત્રણ દિવસ પછી.' બાવબૃહસ્પતિએ કહ્યું.

ઉદયન ઊંચો નીચો થઈ ગયો. મહારાજનો પ્રત્યુત્તર સાંભળવા તે એકતાન થઇ ગયો. પણ મહારાજે અત્યંત ધીમા સ્વરે કાંઈક કહ્યું લાગ્યું. શું કહ્યું તે ખબર પડી નહિ. થોડીવારમાં એમણે એક સહેજ તાળી પાડી. જવાબમાં

બહારથી કેશવ આવતો નજરે પડયો. 'કેશવ ! આમને તું મળ્યો છે ?' મહારાજે ભાવબૃહસ્પતિ તરફ દૃષ્ટિ કરતાં કહ્યું.

'મળ્યો નથી મહારાજ ! પણ જાણું છું !'

'કુલસદ્‌ગુરુ ભાવબૃહસ્પતિ કહે છે તે. એમણે હવે ચૌલુક્યવંશને પ્રતિષ્ઠા આપી છે. આંહીં પધારીને. બીજાની પાસે વિદ્યા રહે છે; એમની પાસે સાક્ષાત્‌ સરસ્વતી.' કેશવે બે હાથ જોડીને ભાવ બૃહસ્પતિને માથું નમાવ્યું.

'અને આ દેવી પ્રતાપદેવી—એમનાં પુત્રી છે.' મહારાજે ઉમેર્યું : 'સરસ્વતીએ એમને દીઠાં, ત્યારથી એમને લાગ્યું છે કે પૃથ્વી ઉપર હવે એમનો વાસ વધારો જેવો છે. પંડિતો માટે સરસ્વતી, દેવી છે; એમને માટે જનેતા.'

કેશવે ફરીને બે હાથ જોડીને પ્રણામ કર્યા.

'અને આ... એને ઓળખે છે ? આ સુભટ્ટને ?...

મહારાજનો શબ્દે શબ્દ પકડવા ઉદયન અધીરો થઈ ગયો. એના એક શબ્દ ઉપર અત્યારે પાટણનું ભાવિ લટકતું હતું. પણ જયસિંહદેવમાં શું છે એની ખબર અત્યારે જેવી ઉદયનને પડી એવી ક્યારે ય પડી ન હતી. રાજા પોતે છે, પણ પાટણ, એ તો રાજાધિરાજ છે, એવી કોઈ સંસ્કારી ઉચ્ચ વૃત્તિનો લોહીગુણ, મહારાજમાંથી બોલતો હોય તેમ મહારાજ બોલ્યા : 'કેશવ ! પાટણના ભાવિ ગૌરવમાં એમનો હિસ્સો જેવો તેવો નહિ હોય. ગજવિદ્યા એમની પાસે એવી છે કે ભલભલાનાં માન મૂકાવે. તું જ કહેતો 'તો ના ં એમને આપણે અશ્વવિદ્યામાં પારંગત

કરી દેવા છે!'

'હા, મહારાજ!'

'ત્યારે એ આ ત્યાગભટ્ટ!'

કેશવે બે હાથ જોડીને એને નમન કર્યું.

ઉદયન વિચાર કરી રહ્યો. 'હજી મહારાજ જયસિંહદેવે એને પાટણપતિ કહ્યો નથી, ત્યાં સુધી એ પાટણપતિ નથી. સંભવિત છે કે મહારાજ હજી નિશ્ચય કરી શક્યા ન હોય. એમણે પ્રતાપદેવીને શું કહ્યું હતું તે સમજાયું ન હતું. પણ પ્રત્યુત્તર કાંઈક આવો જ હશે એમ અનુમાન થાય તેમ હતું.

એટલામાં મહારાજે કહ્યું, 'કેશવ! એમને તું તારી સાથે જ ફેરવતો રહેજે; એક સમય એવો આવે, જ્યારે તમારી સૌની મારા તરફની પ્રીતિનો આંક એના વડે નીકળે. આવે વખતે મને ત્રિભુવનનો પ્રેમ યાદ આવ્યા વિના રહેતો નથી!'

ઉદયન સાંભળી રહ્યો. મહારાજના છેલ્લા શબ્દનો ધ્વનિ સ્પષ્ટ હતો. એને કુમારપાલનું ભાવિ વધારે અંધકારમય બનતું જણાયું.

## ૧૭. કાક ઊપડયો !

ઉદયને સાંભળવાનું બધું સાંભળી લીધું હતું. એના ઉપરથી એ પોતાનું અનુમાન પણ કરી શકયો. ભુવનેશ્વરીને એક વખત એ બરાબર જાણી શકયો હતો. એણે મહારાજને પોતાના બનાવી લીધા હતા. બરાબર એ વસ્તુ જાણે આજે ફરીને પ્રગટી હતી. પ્રતાપદેવી સ્પષ્ટ બોલી હતી. એને પટ્ટણીઓની સંસ્કારિતા વિષે બહુ ઊંચો અભિપ્રાય લાગ્યો નહિ.

એનું ચાલે તો એ ગુજરાતના રાજાને ઘેલી યુદ્ધ-પરંપરામાં ભારતવર્ષના દિગ્વિજયનો મહત્ત્વાકાંક્ષી ખ્યાલ આપે. એનું ચાલે તો એ કાન્યકુબ્જ ને કર્ણાટક સુધી એકચક્રી સત્તાનો તરંગી ખ્યાલ આ રાજાને આપે. એનું ચાલે તો એ વિદ્યાધામમાં બધો ખજાનો ખાલી કરાવે. એનું ચાલે તો એ એકધર્મનું રાજશાસન ચલાવે ! એણે ત્યાગભટ્ટને એવો સોમરસ પાયો હોય તેમ પણ જણાયું. જો કે એ બોલ્યો કાંઈ જ ન હતો. પણ એનો ગૌરવભર્યો ચહેરો એની ઘેલછાની મૂંગી વાતો કહી જતો હતો. મહારાજની મહેચ્છાનો પડઘો એના દ્વારા આગળ ચાલશે એ કામનાએ સૌ દોરાઈ રહ્યાં હતાં.

એટલામાં બધાને વિદાય થતા જોઇને ઉદયને છુટકારાનો દમ ખેંચ્યો. એને તરત પોતાની મહત્તા વધારનારો એક ખ્યાલ આવી ગયો. રાજા જયસિંહદેવના અંતરની સાચી વાત એ એક જ જાણતો હતો, બીજો કાક હતો. પણ ત્રીજા કોઇને એની ખબર ન હતી. કેશવને પણ નહિ. કદાચ દંડદાદાકને પણ નહિ.

પણ અત્યારે મહારાજ ને સૌ ચાલ્યા ગયા પછી પહેલી વાત સહીસલામત બહાર નીકળી જવાની હતી.

પછી નિરાંતે આજની ઘટના ઉપર વિચાર કરવાનો હતો.

ઉદયનને લાગ્યું કે આમાં હવે કૃષ્ણદેવનો ખપ નથી. એણે પોતાનો ભાવિ ક્રમ મનમાં ને મનમાં ઘડવા માંડયો.

બન્ને ધીમે ધીમે બહાર નીકળ્યા. હજી કોઈની અવરજવર જણાતી હતી. થોડીવાર એ આમલી ઉપર જ બેઠા રહ્યા. ઉદયનને અનેક વિચાર આવ્યા કર્યાં. ત્વરા વિના ને નિશ્ચય વિના બધું રખડી પડે તેમ હતું. એમ એને લાગ્યું.

જયસિંહદેવ, આ કુમારને, પાટણ જતા પહેલાં જ ભૂમિકા તૈયાર કરીને પ્રતિષ્ઠિત બનાવી દેશે એ વાત હવે ચોક્કસ હતી. થોડા દિવસમાં જ—કદાચ ત્રણ દિવસમાં—એની મહત્તા અદ્વિતીય થઈ ગઈ હશે. આનકરાજ આને ઊપાડી જાય એ વાતમાં પણ ઉદયનને હવે બહુ રસ રહ્યો નહિ. કોઈ રીતે એના અધિકારની વાતને ઉગતી જ દાબી દેવી જોઈએ. એટલું જ નહિ, એને આંહીં જ નજર તળે હરતો ફરતો રાખવો જોઈએ. નહિતર એ બહારનું કૌભાંડ હવે પાટણને આંગણે લાવ્યા વિના ન રહે. ને અત્યારે

ઠીક, પણ જે કાળે મહારાજનો દેહવિલય થાય ત્યારે જબરજસ્ત ઘર્ષણ ઊભું કરીને એ વિજય પણ મેળવે. એ ગજનિષ્ણાત હતો, એ કાંઈ ચલાવેલી વાત જણાતી ન હતી. એના પાસે ગજવિદ્યાની અનુપમ સિદ્ધિ હોવાનો સંભવ કાઢી નાખવા જેવો ન હતો. એની મુખમુદ્રામાં રમી રહેલાં સ્વપ્નાં જ એ વાતની સાક્ષી પૂરતાં હતાં.

ઉદયનને એક એક પળની કિંમત જણાવા માંડી.

ઝાડ ઉપરથી ઉતરીને એ બહાર નીકળ્યા. ગુપચુપ અંધારઘેરે માર્ગે પોતાના સંકેતસ્થાન તરફ જઈ પહોંચ્યા. ત્યાં થોડીવારમાં હઠીલો આવવાનો હતો. ઉદયને કાકને ખભે હાથ મૂક્યોઃ 'ભટ્ટરાજ!' એણે અચાનક જ કહ્યુંઃ 'તમે ઉપડશો?'

કાકને આ અચાનકના પ્રશ્નથી નવાઈ લાગી. તેણે ઉતાવળે જ કહ્યુંઃ 'ક્યાં ઊપડવાની વાત છે મંત્રીશ્વર? આપણામાંથી કોઈ આંહીંથી ખસી શકે ખરું?'

'ભટ્ટજી! એ સાચું, પણ કેટલીક વખત તક ચૂકે, એ પછી ચૂકે જ છે. આપણે નિશ્ચય કરવાનો ને ત્વરિત પગલું ભરવાનો વખત આવી ગયો છે. મહારાજની સામે સૌ રાજમંત્રીઓ એક જ વાત મૂકશે તો ફાવશે. નહિતર હું તો આ રણમોરચે, ઘણું કરીને ત્રણ દિવસમાં જ, આ ત્યાગભટ્ટને મહારાજના કુમાર લેખેનો અભિષેક થતો જોઈ રહ્યો છું. ભાવબૃહસ્પતિના મુહૂર્તનો એ મર્મ જણાય છે. આંહીં છે રણક્ષેત્ર. લક્ષ્મીદેવી દૂર પડ્યાં છે. પાટણનું મહાજન પાટણમાં છે. આ કુમાર, રણઘેલા સૈનિકોનો એક વખત દેવ થઈ પડશે, પછી તમે એને કાઢી રહ્યા! એનામાં

દેવ થઈ પડે એવી મોહિની છે! અને એ રણનો કુશળ જોદ્ધો લાગે છે. આટલી નાની વય છે એટલે એની સૈન્ય-પ્રિયતા અદ્વિતીય થઈ રહેશે.'

'એટલા માટે તો આપણે આનકરાજવાળી વાત કરી હતી. હજી એ ક્યાં ટળી ગઈ છે?'

'પણ એમાં ય કાંઈ નહિ પાકે. એ તો આનકરાજ આનું ખ્યાદું કરીને પાટણને હંફાવશે! આપણે તો હવે એને પણ વશ કરવો છે. ખ્યાદું થાવા દેવો નથી. ને જામવા દેવો પણ નથી આનકરાજને તો આપણે ગોઠવ્યું છે તેવી રીતે જ ભગાડવો છે. પણ તમે એક ઘડિયાજોજન સાંઢણી ઉપર ન ઊપડો?'

'ક્યાં જવું છે એ જાણ્યા વિના? ને શું કામ છે? ને આંહીંની આપણી હાજરીનું શું? તમને ખબર છે તમે પણ આંહીં છો એ વાત કોઈને જાણમાં આવે તો શું થાય?,

'એ બધી વાતનો મેં તોલ કાઢ્યો છે. તમારે પગલું લેવું જ પડશે; વહેલે કે મોડે. સૌ રાજમંત્રીઓ એક સાથે મહારાજને આ પગલું ભરતાં અટકાવી ન શકે તો પછી આપણે તો સ્નાન જ કરી નાખવાનું રહે છે. એટલે હવે જોખમ ખેડવામાં જ સિદ્ધિ રહી છે. તમે ઊપડો—આબુ માતાભવાનીને દર્શને, લક્ષ્મીરાણી આવ્યાં છે, એને તાત્કાલિક આંહીં લાવો. કૃષ્ણદેવજીની સાંઢણી કેવીક?'

'એની સાંઢણીનું શું કામ છે? ઘડિયાજોજની મારી ક્યાં નથી? પણ મેં કહ્યું તેનું શું? કાલે મારી આંહીં જરૂર પડી. ને હું નહિ હોઉં. પછી?'

'જુઓ કાકભટ્ટજી ! અત્યારે જ હું દંડદાદાકને મળી લઈને, વાત આ આવી રીતે થાતી નહિ અટકે, તો એમાંથી ઘર્ષણ ઊભું થાશે, એનો ખ્યાલ આપી દેવા માટે, આંહીંથી પરબારો ત્યાં જ જાઉં છું !'

'તમે ?' કાકને બહુ જ નવાઈ લાગી.

'હા હું પોતે. ને તમે અત્યારે ઊપડો, તે મહારાણી-બાને કાલે સાંજે આંહીં લાવી મૂકો. સંદેશો હું આપું છું. મહારાણીબાને એક વખત ભુવનેશ્વરીના ઘા રમી ગયા છે. મારી વાતને એ તરત સમજી જાશે. એ આવશે ને આંહીંનું વાજું ફરશે. તમે પોતે જ ઊપડો. કાં હું જાઉં. ત્રીજા કોઈનું કામ નથી. પછી શું કરવું તે નક્કી કરીશું. પણ વખત હવે ખોવાનો નથી. તમારી સાંઢણી તો શિબિ-રમાં હશે ?'

'ના, સાંઢણી મારી છે હડીલાને ત્યાં. 'ઘડિયા જોજની' આંહીં છે એ ખબર ન પડે માટે ત્યાં રાખી છે. હડીલાને હમણાં આવ્યો બતાવું. મેં કહી રાખ્યું હતું. પણ આમાં કાચું તો નથી કપાતું નાં ?'

'ના ના, હડીલો એટલામાં આવી જાય તો બસ.' રસ્તા ઉપર જરાક સળવળાટ જેવું જણાતાં બન્ને સાવધ થઈ ગયા. એટલામાં તો ત્યાં ઊગેલા છોડવાઓની પાછળથી હડીલો જ હસતો હસતો ઊભો થયો. 'ક્યાં મોકલવી છે 'ઘડિયાજોજની ને ? શાની વાતું છે મહારાજ ?' તે આંહીં ક્યારનો બેઠો હોય તેમ લાગ્યું.

'અરે ! આ તો હડીલો જ છે. ચાલો, કાકભટ્ટજી ! આ પણ ફત્તેહની નિશાની સમજજો. હડીલા ! તું કાકભટ્ટને

કોઈ અટપટે રસ્તે બહાર કાઢી સાંઢણી ઉપર રવાના કરી દે !'

'અત્યારે ?'

'અત્યારે શું ? આ પળે જ. કાકભટ્ટજી ! તમે મેં લીધેલા પગલા વિષે હમણાં વિચાર કરવા ન થોભતા. એ બરાબર સમયસરનું છે. ભગવાન સોમનાથનું નામ લઈને ઊપડો ! આંહીં હવે હું છું. હું સંભાળી લઈશ. પણ તમે કાલે સાંજે આંહીં હો ! મને તો મોટામાં મોટો ભય એ છે કે આપણે મોડા ન પડીએ. બાકી આ વાત તો બરાબર જ ઉતરશે. ઊપડો ત્યારે. મહારાણીબાને સંદેશો આપજો. . . .' ઉદયને એના કાનમાં થોડીવાર વાત કરી. 'ને આ નિશાની—' પોતાની મુદ્રા એણે કાકભટ્ટના હાથમાં સોંપી.

એ પળમાં જ હડીલો ને કાક અદ્દશ્ય થઈ ગયા. ઉદયન એકલો અંધારું કાપતો દંડદાદાકને મળવા ઊપડ્યો.

## ૧૮. મહાઅમાત્ય દંડ દાદાકને ત્યાં

ઉદયન મહાઅમાત્ય દંડદાદાકને મળવા જઈ રહ્યો હતો એ દંડદાદાક, મહારાજની પાસે એક પ્રકારની અનોખી પ્રતિષ્ઠા ધરાવતા હતા. એ માત્ર મહાઅમાત્ય ન હતા. એનાથી કાંઈક વિશેષ હતા. પણ અત્યારે તો ઉદયનને એક નવી જ દૃષ્ટિ મળી હતી. દંડદાદાક, ભાવબૃહસ્પતિ અને કેશવ—એ ત્રિમૂર્તિ વિષે ઉદયનને લાગ્યું કે, એ ત્રણેને અવંતીનો પ્રાચીન ગૌરવશાલી વારસો પાટણમાં ઊભો કરવાની લગની છે. એ લગની તો મુંજાલ મંત્રીને પણ છે. ને પોતાને ક્યાં નથી? પણ એવી ઘેલી કલ્પનામાં કેટલાં જુદ્ધ કરવાં કરવાં પડે ને એમાં પાટણ પોતે જ હતું ન હતું થઈ જાય એવું કોઈ વ્યવહારુ સત્ય આ ત્રિપુટીની સમજણમાં આવ્યું હોય તેમ લાગ્યું નહિ. ઉદયનને તો એક વાત નાણી જોવી હતી. આ દંડદાદાક કાંઈ સમજે તેમ હોય તો આ ત્યાગ ભટ્ટવાળી વાતને પાછી ઠેલાવવી. નહિતર પછી મહારાણી બા તો છે જ.

પોતે મહાઅમાત્ય પદ 'આ આવ્યું, આ આવ્યું' એમ કરતાં કરતાં ગુમાવ્યું હતું એ એને યાદ આવ્યું.

રાજા જયસિંહદેવ ભલે એને રાજમામા કહીને બોલાવે, પણ વિશ્વાસ એનો ઓછામાં ઓછો કરે, એ પરિસ્થિતિ મોજુદ હતી. એટલે એણે આ પાસો ખેલવામાં ધ્યાન રાખ-વાનું હતું. કુમારપાલજી ગાદી ઉપર આવશે કે નહિ આવે એવો મહાન પ્રશ્ન આમાં હતો.

જે દંડદાદાકને એ મળવા જઈ રહ્યો હતો એ પણ સમજવા જેવી વ્યક્તિ હતી. કેટલાકનું યૌવન પ્રતાપી હોય છે. કેટલાકની વૃદ્ધાવસ્થા ભવ્ય હોય છે. દંડદાદાકને દેવોને દુર્લભ એવા એ બન્ને લાભ મળ્યા હતા. એમણે કચ્છ જેવી રણભૂમિને સિંધપતિની સામે જાળવીને પોતાનો પ્રતાપ દાખવ્યો હતો. સંઘ સામે ગુજરાતની મોટામાં મોટી રક્ષણ દિવાલ હમેશાં કચ્છની ગણાતી હતી. એ કચ્છના પોતે વર્ષો સુધી પશ્ચિમી દ્વારપાલ બનીને રહ્યા હતા એનું દંડદાદાકને આજ પણ અભિમાન હતું. જ્યારે આ વૃદ્ધ વયે હવે એ મહારાજના વિશ્વાસુ મિત્ર બની ગયા હતા, ત્યારે ખરી રીતે તો નામમાં પણ એમને 'મહાઅમાત્ય' પદ લગાડાતું નહિ. એ 'દંડદાદાક' કહેવાતા. અને દંડદાદાકમાં બધું આવી જતું. મહાઅમાત્ય પદ તો ઉલટું એની પાસે ઝાંખું થઈ જતું. એવા આ દંડદાદાક હતા. પાંડવકૌરવ સભામાં જે સ્થાન પિતામહનું ગણાતું એ સ્થાન એમને મળ્યું હતું. એમની ભવ્યતા જુદી જ હતી. પોતાનો બોલેલો બોલ મહારાજ ન ઉથાપી શકે એવી રીતે બોલવાનું સામર્થ્ય એમનું એકનું જ ગણાતું. એટલે આંહીં માલવાના રણક્ષેત્રે એમનું આગમન ઉદયનને ઘણું સૂચક જણાયું હતું.

ચૌલુક્યોની પરંપરાના એ પરમ ભક્ત હતા. એ પરંપરા અખંડ જાળવવાની એમને અચલ શ્રદ્ધા હતી. એ પરંપરા તૂટવી ન જોઈએ—એ એમનું જીવનધ્યેય હતું. એ તૂટી ન શકે એ એમની કલ્પના હતી.

મહારાજના પછી ત્યાગભટ્ટને અધિકારી ગણવામાં એમની આ શ્રદ્ધા જ કામ કરી રહી હતી. એ જ યોગ્ય હતું એમ એ માનતા.

એ કોઈની સાથે બહુ ભળતા નહિ. પોતાની અસ્પશ્ર્ય ઉત્તુંગ એકાકી ગૌરવ ભૂમિકા જાળવતું એમનું સ્થાન પર્વત-રાજના ઉચ્ચત્તમ શિખર સમું હતું. એમનો નિશ્ચય એ પ્રશ્ન ઉત્તરને અવકાશ ન આપતો.

ત્યાગભટ્ટ ભવિષ્યનો મહાન ગુર્જર નરેશ્વર હતો. એવી શ્રદ્ધા એમણે આ પહેલાં પણ વ્યક્ત કરી હતી. પ્રતાપદેવી, કેશવ સેનાપતિ, અને ભાવબૃહસ્પતિ એ ત્રણેની કલ્પના દોરીએ મહારાજ જયસિંહદેવ, પાટણના સિંહાસનને ઇંદ્રાસન સમું મહામૂલ્યવાન ગણતા થયા. સિંહાસન ઉપર એ જ આવી શકે જે લોહીશુદ્ધ હોય. પરંપરાને જાળવવાની તાકાત ધરાવતો હોય. વિદ્યાની પેઠે અનધિકારી માટે એ સિંહાસન ન હોય. મહારાજ જયદેવ પોતાના સિંહાસનને વિક્રમી યશગાથાનો વારસો ગણતા થઈ ગયા. સિંહાસન એમને મન દેવમંદિર સમું એક પ્રતીક બની ગયું.

ઉદયનને આ ખબર હતી. ચૌહાણની દોરીએ આનક-રાજની મળવાની વાત, એટલા માટે જ એણે સાધી હતી. પણ હવે તો મહારાજની આ વાત જાણ્યા પછી એને એક હજાર બાબત ઉપર ધ્યાન ચોટાડવાનું હતું અને સમય તો

પળપળમાં વહી રહ્યો હતો.

આંહીં આવ્યા પછી દંડદાદાકને એ હજી મળ્યો ન હતો. એટલે એકવખત એને મળી લેવાનું જરૂરી તો હતું જ.

એમને મળવા જતાં આખે રસ્તે એને અનેક વિચારો આવ્યા. એક રીતે પોતે નજરકેદી જેવી અવસ્થામાં મૂકાઇ ગયો હતો. એમાંથી પણ કોઇક રસ્તો કાઢવાનો હતો. મહારાજ એને હવે સ્તમ્ભતીર્થ પાછો ફરવા દે એ અશક્ય જણાતું હતું. કુમારપાલનો દરેક આધાર લઇ લેવાની નીતિમાં એ બંધબેસતું હતું. એને એ વાતનો તો બહુ અફસોસ ન હતો.

એની જરૂર આંહીં હતી. અત્યારની પળેપળ કિમતી હતી. ત્યાગભટ્ટને કોઈ પ્રકારની રાજવંશી પ્રતિષ્ઠા મળી ગઇ તો એ વાત પછી ઉથાપવી શક્ય જ ન હતી.

પોતે ઇંગનપટ્ટન તરફ હોવાની વાત આંહીં દંડદાદાક પાસે આવી હોય તો અત્યારની આંહીંની હાજરી વિષે ખુલાસો કરવો ભારે પડી જાય, એ વાત પણ ઉદયનના લક્ષમાં હતી. એને માટે પણ એ તૈયાર હતો. વિજયાદિત્યની તરફ પોતાને રવાના કરવામાં આ ત્યાગભટ્ટની નિર્વિઘ્ન પ્રતિષ્ઠા સ્થાપવાનો હેતુ હવે એને સ્પષ્ટ દેખાતો હતો. દક્ષિણ દરવાજા વિષે તમામ માહિતી મલ્હારભટ્ટ પાસેથી ને બીજેથી મળી ગઇ જ હતી. ને હવે તો એવો મહાન ગજ આવવાની જ વાર હતી. એટલે ખરી રીતે ઇંગનપટ્ટનની કોઈ જ અગત્ય રહી ન હતી.

દરમ્યાન આ રણભૂમિમાં જ ત્યાગભટ્ટને કુમાર તરીકેનું ગૌરવ મળી જાય એ યોજના આંહીંની હોય એ હવે દીવા જેવું ચોખ્ખું જણાતું હતું.

પછી પાટણના વિજયોત્સવ પ્રવેશ સમયે તો એ લોકના મનમાં રમતો થઈ ગયો હોય.

કુમારપાલ માટે કોઈ અવકાશ પછી ન રહે. સિવાય કે રખડવાનો. એના બન્ને મોટા ભાઈઓ કીર્તિપાલ ને મહિપાલ તો ઠેંઠણુંઠેં હતા. રાજા જયસિંહદેવ જેવો મહાન રાજા, વિદ્યાની પેઠે પવિત્ર મનાતા રાજસિંહાસનને એવાઓના હાથમાં સોંપે એ કોઈ પણ ન માને.

ઉદયનને આ વિચારસરણી એટલી તો સ્પષ્ટ રેખાવાળી હવે દેખાતી હતી કે એણે એક વખત ઉઘાડા પડીને પણ હવે આ વાતને ટાળવામાં જ સલામતી જોઈ લીધી હતી. એટલે એ ત્વરિત પગલે દંડદાદાકના શિબિર તરફ ઊપડ્યો.

રાત્રિ ઠીક ઠીક ગઈ હતી. પણ હજી રણક્ષેત્ર તો જાગતું હતું.

કોઈ જગ્યાએ આવતી કાલના વ્યૂહની વાતો થતી હતી. ક્યાંક મોમલાદેવીના વીરત્વને અંજલી અપાતી હતી. કોઈ ઠેકાણે વળી છાની છાની પ્રતાપદેવી ને ત્યાગભટ્ટની વાતમાં પણ રસ લેવાતો હતો. માલવજુદ્ધ હવે પૂરું થશે જ એમ ક્યાંક વાત ચાલતી હતી, તો બીજે હમણાંના જુદ્ધવિરામ વિષે વિસ્મયકારી ગપ્પાં પણ ચાલી રહ્યાં હતાં.

એક જગ્યાએ કેશવના એક ઓળખીતા સૈનિકને ઘસાઈને એ ગયો. પેલો થોભ્યો. પછી જાણે કોઈ સૈનિક છે એમ જાણી ચાલતો થયો.

ઉદયનને મનમાં ધરપત થઈ. એને કોઈ ઓળખી શક્તું હોય તેમ લાગ્યું નહિ. એટલે એ વધારે નિરાંતે આગળ વધ્યો.

સૈનિકોના દિલમાં ત્યાગભટ્ટની માનસી મૂર્તિ અવશ્ય ઊભી થઇ રહી હતી એ એણે હવામાંથી અત્યારે સાચું પકડયું! આવી માનસીમૂર્તિઓ અજેય થઈ પડે છે એ ઇતિહાસનું સત્ય એની દૃષ્ટિએ ચડયું. એની મુંજવણુ વધી. દંડદાદાક આટલે આગળ ગયેલી વાતને પાછી લેવામાં સંમત થાશે? એને પણ કેશવ ને પ્રતાપદેવીની પેઠે જ જૈનોના ઘેરાના એકહથ્થુ થતા જતા શાસનમાં વિપ્લવના ભણકારા વાગતા સંભળાતા નહિ હોય? એ પણ એ જ માન્યતા ધરાવતા હશે.

પડશે તેવા દેવાશે કરીને એ આગળ તો ગયો. થોડીવારમાં દંડદાદાકનું શિબિર સામે જ દેખાયું. કોઈ બે સૈનિકો ત્યાં દ્વારનું રક્ષણ કરી રહેલા એની નજરે ચડ્યા. પણ એ બેચાર પગલાં આગળ ગયો ત્યાં કોઇએ દ્વારરક્ષક-માંનાં એકને બૂમ પાડેલી સંભળાઇ: 'ધનુરૂભટ્ટ! તમે ત્યાં રહેજો ને નામભટ્ટને આંહીં મોકલજો જરા!'

ઉદયન ચાલતો હતો તે સ્થિર થઈ ગયો. એણે આસપાસ નજર કરી તો એક ઠેકાણે પથ્થરાનો ઢગલો પડ્યો હતો. ત્યાં પાસે એક ઝાડ હતું. તે ધીમેથી ઝાડના થડને ઓથે સંતાઈ ગયો.

નામભટ્ટ આવતો જણાયો. બોલાવનાર કોણ હતો તે ખબર પડી નહિ.

'છે દંડદાદાકજી છે નાં, અંદર?' બોલાવનારે નામભટ્ટને પૂછ્યું.

'હા છે; કેમ?' નામભટ્ટે કહ્યું.

'એ તો જરા સેનાપતિરાજ જાણવા માગતા હતા.'

મહારાજ આવવાના છે!'

'કોણ મહારાજ? ક્યારે આવવાના છે? અત્યારે?'

'હા, હા, કેમ અત્યારે ન આવે? તમને દંડદાહાકજીની મહત્તાનો ખ્યાલ ન હોય. પણ અમે તો જૂના જોગી છીએ. એ છે, તો રાજ છે. નહિતર તો આંહીં એકલા હોત એ . . . . પીળા ચાંદલા!'

ભયંકર કટાક્ષ સાંભળીને ઉદયનને જરાક બોલનારને સીધો કરવાનું મન થઇ આવ્યું પણ તે તરત સ્વસ્થ થઇ ગયો.

બોલાવનારે નામભટ્ટને કાનમાં કાંઇક કહીને ક્યાંક મોકલ્યો લાગ્યો. થોડીવારમાં એ પોતે પણ ચાલ્યો ગયો.

નામભટ્ટને એણે કાનમાં કાંઇક કહ્યું તે પોતાના વિષે તો નહિ હોય એવી એક ભયંકર શંકા ઉદયનના દિલમાં ઊભી થઈ. પણ એ તો ત્વરિત પગલે દ્વાર તરફ જ ઊપડયો. ધનુર્ભટ્ટનું નામ એણે આગંતુક સૈનિકને મોંએ સાંભળ્યું એ મંદિરવાળો તો ન હોય? તો તો એનો ઉપયોગ કરી લેવો.

દ્વાર ઉપર જતાં પોતાનું અનુમાન સાચું નીકળ્યું. એટલે ઉદયનના આનંદનો પાર રહ્યો નહિ. ધનુર્ભટ્ટ મંદિરવાળો જ આંહીં આવી ગયેલો જણાયો.

'કેમ ધનુર્ભટ્ટ! કેમ છો?' તેણે ઓળખતો હોય તેમ કહ્યું. 'ઓળખ્યો મને?'

ધનુર્ભટ્ટ પહેલાં તો ચમકી ગયો. તરત એનો હાથ તલવાર ઉપર ગયો.

'બસ હાંઉં કે? એટલીવારમાં ભૂલી ગયા? અરે! ભલા માણસ! બીજું તો ઠીક, આંહીં અમારા ત્રિભુવનપાલજીની ઓળખાણ પણ ન રહી? મને ન ઓળખ્યો?

જરાક દંડદાદાકજીને મળવું છે, નીકળ્યો એટલે કીધું મળતો આવું !'

ધનુર્ભટ્ટને હવે સાંભર્યું. કાકની સાથે હતા તે જ આ. સ્તંભતીર્થના મંત્રીશ્વર.

તેણે ખસીને માર્ગ દીધો : ' પણ મહારાજ આવવાના છે એમ સમાચાર આવ્યા છે !'

' હું તો આ મળ્યો ને આ ભાગ્યો. તમને ત્રિભુવન-પાલજીનું પેલું પરાક્રમ સાંભરે કે ?' ઉદયને એને વાતમાં રોક્યો. ' પોતે ગાંડા હાથીને વશ કરવા એકલા દોડ્યા હતા તે ?'

' અરે મંત્રીરાજ ! એ જમાનો.... એ ગયો ' ધનુર્ભટ્ટે ભૂતકાળનો મહિમા ગાતાં હાથ ખંખેર્યો: 'હવે તો પ્રભુ ! આ થોડાં નીકળી જાય...હમણાં બાબરું આવ્યું બતાવું !'

ઉદયનને જે જોઈતું હતું તે જ એના હૃદયમાં બેઠું હતું.

' હા હા હા !' તે મીઠું હસ્યોઃ ' શું જમાનો છે ભટ્ટરાજ ! મારા તમારા જેવા જૂનાં સ્મરણો વડે જીવીએ એટલું જ. ઠીક લ્યો ત્યારે.. આ હું ગયો કે આવ્યો.'

ઉદયને એક ડગલું અંદર મૂક્યું. અને તરત તે પાછો ફર્યો: ' ઠીક સાંભર્યું. કઈ બાજુથી પેલી તરફ નીકળી જવાશે ? બાબરું આવે તો મારે એનું મોં જોવું ન પડે !'

ધનુર્ભટ્ટે સમજણ આપી. ઉદયને કાંઈક સંભારતો હોય તેમ કહ્યું : ' અરે પણ ભટ્ટરાજ !. મારે તમને આ આપવાનું હતું તે તો હું ભૂલી જ જતો હતો. ત્રિભુવન-પાલજીની આંગળી ઉપર રમતું હતું હો—આ નંગ..હવે

એ તમારા હાથ ઉપર જ શોભે. તમને રોમરોમ ત્રિભુવનપાલજીનો નાદ છે. મને તો કાકભટ્ટજીએ આજે કહ્યું, ત્યારે ખબર પડી. ત્રિભુવનપાલજીના હાથ ઉપર હતી એટલે તમને આપી છે હો! હવે તો કોઇ વખત તમને બોલાવીને જૂની વાતો સાંભળશું. ઠીક, ચાલો ત્યારે આ હું આવ્યો . . .'

ઉદયને ધનુર્ભટ્ટના હાથમાં એક વીંટી ધીમેથી સેરવી દીધી. પોતે અંદર જવા ઊપડ્યો.

ધનુર્ભટ્ટને થોડીવાર પછી સાંભર્યું કે એના અંદર પ્રવેશ માટે અનુજ્ઞા તો મેળવવી જ રહી ગઇ હતી! તે હાંફળો ફાંફળો એની પાછળ અંદર દોડ્યો. પણ એટલીવારમાં તો મહારાજની સવારીનો પડઘો સંભળાયો.

એટલે તે પાછો દ્વાર સાચવવા દોડ્યો.

## ૧૯. કુમારતિલક અભિષેક

**માણસ**, વિધિનું રમવા માટેનું એક રમકડું છે; એ રમકડા સાથે કોઇ કોઇ વખત એને પ્રેમથી રમવાનું મન થઇ આવે છે. ઉદયનને પણ આજે લાગ્યું કે એ શુકન પકવીને જ નીકળ્યો છે. એમ ન હોય તો કાંઇ ધનુર્ભટ્ટ, કોઇ જાતની અનુજ્ઞા વિના, એનો પ્રવેશ થવા દે કે? પરંતુ એ પ્રવેશ થયા પછી પણ વિધિ એને આંગળીએ વળગાડીને રમાડશે એવો તો એને સ્વપ્નેય પણ ખ્યાલ ન હતો.

એણે શિબિરમાં પ્રવેશ કર્યો. પછી જે તરફ એને વધારેમાં વધારે અંધારું જણાયું તે તરફ એ અટકળે આગળ ચાલ્યો. બહાર નીકળી જવાનો પણ એ જ માર્ગ હતો.

મુખ્ય ખંડના પ્રવેશદ્વાર પાસેથી એક બાજુ વળતા એ નાનકડી નેળ જેવા સાંકડા પંથમાં એને મોટામાં મોટો ભય કોઇની સાથે ભટકાઈ જવાનો હતો. અને તો એને પ્રગટ થઈ જવું પડે.

એટલે એ સંભાળથી, પોતાનો હાથ લંબાવીને પટ્ટ-ભિત્તીનો આધાર લઈ, આગળ વધી રહ્યો હતો. એનો વિચાર દંડનાયકજીના વિશાળખંડના કોઈ પાછલા ભાગમાં જોગવાઇ

થઇ જાય તો ત્યાં બેસી જવાનો હતો. ધનુર્ભટ્ટે એને માહિતી તો આપી હતી. એટલે એને ખાત્રી હતી કે પાછળથી બહાર જવાય તેવું તો છે જ.

ત્યાં વળી કોણુ દ્વાર ઉપર હશે એ એ વખતે જોઇ લેવાશે કહીને એ આગળ વધ્યો. એણે તો આખું જીવન આમ ઘડયું હતું. એટલે એને આમાં આનંદ પડયો.

આગળ જતાં પેલો સાંકડો માર્ગ વધારે સાંકડો થયો. મુશ્કેલીથી એક માણુસ ચાલી શકે તેવું લાગ્યું. પણુ એ માર્ગ હજી, વિશાળ બેઠકખંડના આસપાસના નાના ખંડોની પછવાડે થઇને જતો હોય તેમ જણાયું. વિશાળ બેઠક ખંડનો એકાદ દિપક જલતો દેખાય તો પછી પોતે ગોઠવાઈ જવાનો વિચાર કરે.

એટલામાં તો માર્ગજ એક નાની સરખી પટ્ટકુટિમાં પ્રવેશતો જણુાયો. પછી તો ત્યાં જ એ બંધ થઈ ગયો. ઉદયન પણુ એને અનુસરતો ત્યાં ગયો. એ ઠેકાણે નકામાં હથિયારોનો ઢગલો પડયો હોય તેમ જણુાયું. એણે ચારે તરફ દષ્ટિ કરી. આછો આભાસી પ્રકાશ એક તરફથી આવતો જણુાયો. એ કયાંથી આવે છે એ જોવા એણે સંભાળથી એ તરફ જવા માંડયું.

એણે ડગલે ડગલે ધ્યાન રાખવાનું હતું. આંહીં તમામ તૂટી ગયેલ નકામાં હથિયારો ખડકયાં હોય તેમ લાગ્યું. ઉદયનને બેસી જવા માટે તો આ આદર્શ જગ્યા લાગી. પણુ દંડદાદાકજીનો વિશાળ બેઠકખંડ આંહીથી જોવાય કે નહિ એ વિષે એને શંકા હતી.

જે તરફથી ઉજાસ આવતો હતો તે તરફની પટ્ટભીત્તિ

તરફ એ ગયો. થોડીવાર કાન સરવા કરીને ત્યાં ઊભો રહ્યો.

પાસેના જ ખંડમાંથી માણસોનો અવાજ આવતો લાગ્યો.

એને લાગ્યું કે ચોક્કસ આજ એને વિધિ પોતે હાથ પકડીને દોરી રહી છે કે પછી રમાડી રહી છે; કે પછી એ જ એનો લાડકવાયો બાળક છે?

એને મનમાં એમ પણ આશા પ્રગટી કે કુમારપાલજીનો સિતારો ચડતો ન હોત તો આ પ્રમાણે એ આજનો કાર્યક્રમ ઘડી જ શક્યો ન હોત. માટે ચોક્કસ એને વિધિ જ દોરી રહી છે. એક વખત તે પહેલાં, એ પાટણ આવ્યો, ત્યારે એ જ એને દોરી રહી ન હતી?

એ ગમે તેમ હોય, પાસેનો વિશાળ ખંડ જ દંડદાદાકજીનો બેઠક ખંડ હતો એની એને ખાત્રી થઈ ગઈ. એટલે હવે એણે બેસી જવા માટેની અનુકૂળ જગ્યાની શોધ કરવા માંડી. વિશાળ ખંડમાં વધારે દીપિકાઓ પ્રગટવા માંડી હતી. એમનો આભાસ આંહીં વધારે ઉજાસ આપતો જતો હતો. એક બાજુ ભાંગી ગયેલી ઢાલોનો ઢગલો પડ્યો હતો. એ જગ્યા બેઠકખંડની વધારેમાં વધારે પાસે પણ હતી. એ ગુપચુપ ત્યાં જ બેસી ગયો. તેને કાને અંદરના ખંડમાં થતી વાતચિતના સ્પષ્ટ શબ્દો સંભળાતા હતા.

ઉદયનને લાગ્યું કે આમાં જૂનાં હથિયારો પડ્યાં પાથર્યાં પડ્યાં જ રહેતાં લાગે છે એટલે આંહીં કોઈ સંભાળ લેવા આવતું નહિ હોય. બાકી બેઠકખંડની આટલે નજીકની જગ્યા રક્ષણ વિનાની ન હોય.

એ પોતે તદ્દન શાંત રીતે ગોઠવાઈ ને બેસી ગયો. પછી તેણે કટાર કાઢી. એક નાનું છિદ્ર પટ્ટભીત્તિમાં પાડ્યું.

એક આંખ બંધ કરી બેઠકખંડમાં જોવાનો પ્રયત્ન કર્યો.

એને જે જોવા મળ્યું તેથી એના આનંદનો પાર રહ્યો નહિ !

દંડદાદાકની બેઠક બરોબર સામે દેખાતી હતી. એક અનુચર હરતો ફરતો દીપિકાઓમાં વધારે તેલ પૂરીને એમને વધારે પ્રકાશમય કરી રહ્યો હતો. ત્યાં હજી બીજું કોઈ આવ્યું ન હતું.

મહારાજ હજી આવ્યા લાગતા ન હતા. એક બે અનુચર સિવાય ખંડ આખો ખાલી હતો. ઉદયન ત્યાં થતી દરેક હીલચાલને સંભાળથી જોવા માંડ્યો.

થોડીવાર થઇ અને પાસેના દ્વારમાંથી એક વૃદ્ધ પુરુષે ત્યાં પ્રવેશ કર્યો.

એ ગૌરવશાલી ધીમે પગલે આવી રહ્યા હતા. કોઇ મહાન ગજરાજ સમો એમનો પ્રભાવ હતો. એમની ભવ્યતા આંજી નાખે એવી હતી. પાટણનો મહાઅમાત્ય હોય તો કેવો હોય એનો જાણે કે એ પ્રત્યક્ષ આદર્શ હતો. એને માટે એક જ શબ્દ વાપરવાનો હોય તો ગૌરવ એ જ વપરાય. એના પગલે પગલામાં ગૌરવ હતું.

દંડદાદાકને ઉદયને ઘણી વખત જોયા હતા, પણ આજના જેવા ગૌરવશીલ ને પ્રતાપી એ ક્યારેય લાગ્યા ન હતા. એનો સમર્થ, તેજસ્વી, વયોવૃદ્ધ પણ ભવ્ય ચહેરો, કોઈ પણ પ્રશ્નના નિકાલ માટે જાણે એ બોલે એટલે થઇ રહ્યું, એવો વિધિબોલ જેવો જણાતો હતો. એમણે ખંડમાં ચારે તરફ એક દૃષ્ટિ કરી. અનુચરને બોલાવ્યો: ' ધનુરભટ્ટ ક્યાં છે ? '

પણ એટલામાં તો ધનુર્ભટ્ટ પોતે જ આવતો જણાયો. દંડદાદાક બે ડગલાં સામે ચાલ્યા અને હાથ જોડી ઊભા રહ્યા. ધનુર્ભટ્ટની પાછળ જ જયદેવ મહારાજ પોતે આવી રહ્યા હતા.

ઉદયને ત્યાં દૃષ્ટિ કરી તો મહારાજ એકલા જ આવ્યા હતા. સામાન્યમાં સામાન્ય માણસના જેવો એમણે અત્યારે વેષ ધારણ કર્યો હતો. દેખીતી રીતે એ ભુવનેશ્વરીના મંદિરમાંથી પછી પોતાની રાત્રિચર્યામાં ગયા હોય અને ત્યાંથી જ આંહીં સીધા આવતા હોય તેમ જણાયું.

એના નિત્ય પડછાયા જેવો બર્બરક ક્યાં ઊભો રહી ગયો હતો એ જોવા ઉદયને દૃષ્ટિ ફેરવી, પરંતુ આશ્ચર્યની વાત હતી. તે પણ અત્યારે ક્યાંય દેખાયો નહિ. મહારાજ રાત્રિચર્યામાં એકલા જ ફરે છે એ લોકવાયકા સાચી પડતી જણાઈ. એટલામાં દંડદાદાકે એમને આસન તરફ દોર્યા.

એ ત્યાં બેઠા. અને એની બરાબર સામે થોડે દૂર દંડદાદાકે જગ્યા લીધી. આખા ખંડમાં હવે કોઈ લાગ્યું નહિ. ધનુર્ભટ્ટ ચાલ્યો ગયો હતો. અનુચરો પણ કોઈ ફરકતા ન હતા.

બે પળ એકદમ શાંતિ વ્યાપી ગઈ. પણ એ શાંતિમાં એટલી બધી વાણી ઉદયનને જણાઈ કે એ વ્યગ્ર થઈ ગયો. કોઈ ભવ્ય, ઉત્તુંગ, સંસાર સમસ્તને જાણનારો માણસ, પોતાની સામે બેઠેલા, પ્રમાણમાં જુવાનનો, સંસાર તાપ જાણતો હોય ને બોલીને એને જરા પણ કલેશ આપવા ન માગતો હોય, અને જેવું મૌન ત્યાં વ્યાપી રહે એવું મૌન આંહીં અત્યારે હતું. દંડદાદાકની આ સ્થિતિનું ગૌરવ ભરેલું વૃદ્ધ કુટુંબપદ ઉદયનને અકળાવી રહ્યું.

મહારાજ ઉપર એનો શબ્દ એટલો વધુ અસરકારક બની રહેશે એ એમાંથી સ્પષ્ટ થતું હતું. એટલામાં મહારાજ પોતે જ બોલ્યા :

'પ્રતાપદેવી ને ચારુભટ્ટ આવી ગયાં છે એ તો જાણ્યું નાં દાદાકજી ?'

'જાણ્યું. મળ્યા છે મહારાજ એમને ?' દાદાકે શાંતિથી પૂછ્યું.

'હા મળ્યો. તે પહેલાં પણ મળ્યો હતો. ભાવ બૃહસ્પતિએ સજ્જડ પ્રમાણ આપી દીધું છે.'

'મુદ્રાનું ?'

'હા.'

'તમને શું લાગ્યું ?'

'પ્રમાણ તો સોએ સો ટકા સાચું છે. રાજ-મુદ્રા જ છે.'

'થયું ત્યારે, મહારાજે વિચાર કરવો રહ્યો. અને પછી નિશ્ચય કરવો રહ્યો. પણ જુઓ મહારાજ ! જે કરો તે અચળ શબ્દની જેમ કરો. રાજના શબ્દની અચળતા ફરે—તો રાજ ચળે. એ સમજીને પછી જ મહારાજ આજ્ઞા કરે ! રાજશબ્દ એ નીકળ્યા પછી તો રાજશબ્દ થઈ રહેવો જ જોઈએ.'

'બીજું તો નક્કી છે. માત્ર નિર્ણય, સમયનો કરવાનો રહે છે. પેલો ઉદયન તમને મળ્યો હતો ?' મહારાજે અચાનક કહ્યું.

ઉદયન ચમકી ઉઠ્યો. પોતાની હાજરી મહારાજને ખૂંચી હતી એનો આમાં ઉલ્લેખ હતો.

'ના. મળ્યો નથી. કેમ ?'

'એ સ્તંભતીર્થથી આંહીં આવ્યો છે—એમાં એનો વિચાર કાંઈક ઘર્ષણ ઊભું કરવાનો હોય એમ લાગે છે. મેં હમણાં તો એને મોકલ્યો છે વિજયપાલ પાસે !'

'પણ એ ગયો છે ખરો ?'

ઉદયન સાંભળતાં ધ્રૂજી ઉઠ્યો. દાદાકજીએ સાવચેતીનું વાક્ય કહ્યું હશે કે એ કાંઈ જાણતા હશે ? એને કાંઈ સમજ પડી નહિ. એટલામાં મહારાજે કહ્યું :

'ગયો છે ને. એક મલ્હાર ભટ્ટ પણ સાથે છે !'

ઉદયન વધારે સાંભળવા એકકાન થઈ ગયો.

'થયું ત્યારે.'

દંડદાદાક વિચાર કરતા થોડીવાર થોભ્યા.

'જૂઓ મહારાજ ! જે કરો તે નિશ્ચયથી કરો. બે વસ્તુ સંસારમાં ઈશ્વરીસત્તા જેવી છે. એક રાજસત્તા. બીજી વિદ્યા. એ બન્નેને વારસા વિના જે સોંપે છે એ રૌરવનરકનો અધિકારી થાય છે. અધિકારી ન મળે તો વિદ્યાને દાટી દેવાનું બ્રાહ્મણોને કહ્યું છે. એવા સંજોગમાં રાજને તજી દેવાનું હું કહું છું. બીજો અધિકારી મેળવી લેશે. અનધિકારીને સોંપનારો તો પછીના સર્વનાશની જવાબદારી લેનારો થાય છે. એટલે જેને સોંપો તેને—આજથી, એને પાટણના ગૌરવનો ભક્ત બનાવવો પડે! ચારુભટ્ટ એ માટે યોગ્ય છે ?'

'બીજો કોણ છે ?' મહારાજે કહ્યું.

'મહીપાલ, કીર્તિપાલ, કુમારપાલ, કોઈ નહિ ?'

'મહીપાલ નિર્માલ્ય છે. કીર્તિપાલ એનાથી વધારે નિર્માલ્ય છે. કુમારપાલનું જોર જડનું છે. સંસ્કાર—એને શુદ્ધ શબ્દોચ્ચાર પણ આવડતો નથી. હીનકુલને પાટણનું

સિંહાસન મળે ? ન મળે ! એ કરતાં તો ભલે એ સિંહાસન ન હોય! વિક્રમનું સિંહાસન છેવટે તો આકાશમાં ચાલ્યું ન ગયું ?'

'પણ મહારાજ ! પાટણ નગરીએ કૈંક ચૌલુક્યો જોયા છે. તમારે ભૂમિકા માંડવી પડશે મહારાજ ! નહિતર આ નગરી કોઈની શરમ રાખે તેમ નથી. અને એમાં પાછા—પાટણના જૈન મંત્રીઓ ને જૈન શ્રેષ્ઠીઓ—તમને પડીયામાં ભૂ પાશે ! મહારાજ ભીમદેવ જેવાને એમણે હથેળીમાં નચાવ્યા' તા !'

'તમે શું રસ્તો સૂચવો છો દાદાકજી ? ઘર્ષણ ન થાય, ને ભૂમિકા તૈયાર થતી રહે !'

'હમણાં આપણે કુમારતિલકનો અભિષેક કરો. યુવરાજપદની વાત પછી.'

'કુલસદ્‌ગુરુ પણ એ જ કહે છે.'

'આપણે હજી એક વિચાર કરવો રહી ગયો !'

'શાનો ?'

'આનકરાજનો. એનો સોમેશ્વર છે. મહારાજે પોતે જ એને આશાતંતુ આપ્યો છે. એ આ સહન કરશે ? અને આંહીં આપણે આ રણમોરચે ભારે નહિ પડે ?'

'દાદાકજી ! સિંહાસન પાટણનું એ કાંઈ મલોખાંનું માળખું નથી કે આમ તેમ ગમે તેને આપી દેવાય. સોમેશ્વર નાનો છે. એને સોંપતાં પાટણનું ગૌરવ હણાય તેમ છે. પાટણ જાણે અજમેરનો ભાગ બને છે. એટલે સોમેશ્વરનો સવાલ ઊભો થતો જ નથી ! મેં એ વિચાર કરી જોયો છે.'

'કાંચનબાને પૂછ્યું ?'

'ના. રાજાને માટે રાજ અને પ્રજા પહેલાં, સંબંધી પછી. કાંચનદેવીનો આમાં અવાજ ન હોય.'

'મુંજાલને પૂછ્યું?'

'ના.'

'કેશવ સેનાપતિ—'

'એ ચારુભટ્ટ માટે જાનન્યોછાવરી કરશે.'

'મંત્રી આશુક—'

'એ મુંજાલને પગલે જાશે.'

'તો તમે મહારાજ! મુંજાલ, મહાદેવ, આશુક, કૃષ્ણદેવ, ઉદયન પણ બને તો, કેશવ સેનાપતિ—સૌની સંમતિ પહેલાં મેળવી લ્યો.'

'અને એ સંમતિ ન મળે તો?'

'તો?'

'તો તમે શું કરશો? મારે એ જાણવું છે!'

'હું? હું શું કરું એ જાણવાથી શું ફાયદો છે મહારાજ? તમે જે કરો તે જ હું કરું. મારું અને મહારાજનું સ્વપ્ન જુદું ક્યાં રહ્યું છે? જાણવાનું તો બીજા વિષે હોય. પણ ગુજરાત માલવા જીતે, ત્યારે શું જીતે છે એ એણે સમજવું જોઈએ. એ ભારતનું નેતૃત્વ જીતે છે. એ રાખવું અઘરું છે. એક બળવાન સમર્થ શાસન વિના અને એક કોઈ પણ મહાન પ્રતીકની પાછળ જાનન્યોછાવરીનો સિદ્ધાંત સ્થાપ્યા વિના, હવે પછી આવનારા આક્રમણ સામે કોઈ ટકી નહિ શકે એ મહારાજ પણ માને છે; હું પણ એ જ માનું છું. જૈનોએ આંહીં એક-શાસન સ્થાપ્યું છે એ ખરું. પણ એમના એ એકશાસનની અતિશયતાએ પ્રજામાં બળ મૂકવાને બદલે ગાંડી ધર્મઘેલછાનાં

વેવલાવેડાનાં બીજ મૂકવાં શરુ કર્યાં છે. કુમારપાલને એ સંસ્કારનો વારસો મળ્યો છે. એ હીનકુલ છે. વિદ્યાવિહીન પણ છે. એનું બળ એ એક એવા મલ્લનું બળ છે કે જે બળમાં બળની ખાતર રાચે છે. એનામાં રાજાની ઉદારતા નથી. રાજાનું ગૌરવ પણ નથી. એટલે ચારુભટ્ટ યોગ્ય અધિકારી હોય તો, કુમારપાલનું કોઈ જ સ્થાન પાટણમાં હવે હોઈ શકે નહિ. મારી આ દૃઢ માન્યતા છે. ભાવબૃહસ્પતિનું સોમનાથી સંસ્કાર મંદિર. ભગવાન સોમનાથનું એક સમર્થ પ્રતીક. વિદેશીને પણ ગુજરાત જીતવા માટે, સોમનાથપાટણ સુધી લંબાવું જ પડે, એવી એની પાછળ પ્રજાકીય ભાવના. આ હશે તો આપણે જીવીશું. નહિતર ફના થઈ જાશું. મહારાજ અજિત ભીમદેવનો સમય ફરીને જોવો ન હોય, તો મહારાજે આટલું કર્યે જ છૂટકો છે. ત્યાર પછી બીજી વાત. ચારુભટ્ટ સમર્થ હોય, અધિકારી હોય, મહારાજને એના વારસા વિષે શંકા ન હોય—તો કેવળ અકસ્માત, એ રાજરાણીપુત્ર નથી, એ વસ્તુએ વચ્ચે આવવું ન જોઈએ અને ચારુભટ્ટ યોગ્ય હોય તો પછી કુમારપાલનું કોઈ જ સ્થાન આંહીં હોઈ શકે નહિ એ વિષે પણ મહારાજે હવે તાત્કાલિક નિર્ણય કરી લેવો જોઇએ. મારું તો આ સ્પષ્ટ મંતવ્ય છે. નિર્ણય મહારાજે લેવાનો છે.'

મહારાજ થોડીવાર સુધી કાંઈ બોલ્યા નહિ. ઉદયને જોયું કે દંડદાદાકની રાજનીતિને પણ એ જાણે પોતાના મનમાં તોળી રહ્યા હતા. જયસિંહદેવની ખરી મહત્તાનો અત્યારે બે પળમાં ઉદયનને જેવો ખ્યાલ આવ્યો—એવો આખા જીવનભરમાં ક્યારે ય આવ્યો ન હતો.

અંતે એણે શાંત ધીમા અવાજે કહ્યું: 'ચારુભટ્ટ, યોગ્ય છે તો એનો અધિકાર લઈ લેવાનો મને પણ હક્ક નથી; એટલે હવે તમે છો, મહાદેવ છે, કેશવ છે, કૃષ્ણદેવ છે.. સૌ સંમત થાઓ.'

'તમે કૃષ્ણદેવ કહ્યું મહારાજ? તમે એને નાણી જોયો છે? મને એના વિષે શંકા છે.' દાદાકે કહ્યું.

'તેજોદ્વેષથી પ્રેરાયલાને નાણવાની જરૂર નહિ, દાદાકજી! આપણે જાણીએ નાં એનું મન જ એને આરામ ન લેવા દે. કુમારપાલ પોતાના કરતાં વધે એ કૃષ્ણદેવથી કદી ન સહેવાય. એણે ઘણી વખત એ વસ્તુની ખાત્રી આપી દીધી છે!'

ઉદયનને કૃષ્ણદેવની લાંગવગની કુંચી હવે મળી ગઈ. એ સાંભળી રહ્યો. મહારાજ હજી આગળ બોલતા હતા:

'ઉદયન આંહીં હશે તો કુમારપાલ ક્યારેક પણ ભટકાઈ જાશે—એ વાત એની સાચી છે. કુમારપાલ આપણા હાથમાં હોય તો કોઈ પ્રકારનું પાછળથી ઘર્ષણ જ ઊભું ન થાય. એટલે ઉદયન હવે આંહીં જ રહેવાનો!'

ઉદયન ચમકી ગયો. એની માન્યતા ખરી પડતી હતી. એને માટે હવે આંહીંથી જવાનું શક્ય ન હતું. જો કે એને પણ એ જ જોઈતું હતું.

'મહારાજ! આ બધું ઠીક છે. પણ મને ક્યાંય ચેન નથી. કહો ન કહો પણ મારો અંતરાત્મા એક વાત હજી પણ કહી જાય છે!'

'શી?'

દંડદાદાક થોડીવાર સુધી મૌન થઈ ગયા.

'શું દાદાકજી ?'

દાદાકજી કાંઈ બોલી શક્યા નહિ. એમની આંખ આંસુથી ભરાઈ ગઈ હતી. કંઠ રુંધાતો હતો.

રાજા અને દાદાકજી વચ્ચેનો આ સંબંધ ઉદયન જોઈ રહ્યો. એને વધારે ખાત્રી થઈ ગઈ. છેવટે આ ડોસો ધારશે એ સિંહાસને આવશે. એનામાં એવી કૌટુંબિક પ્રીતિ રાજા પ્રત્યે વસી રહી હતી.

મહારાજ જયસિંહદેવ પણ પળ બે પળ પૃથ્વી ભણી નિહાળી રહ્યા.

દંડદાદાકે ગળું ખંખેર્યું. અવાજ જરાક ચોખ્ખો કર્યો. ધીમેથી કહ્યું: 'મહારાજ ! જમાનો ગયો કે શું થયું ? રઘુકુળની જેમ ચૌલુક્યોની અગ્નિશુદ્ધ પરંપરા કેમ ન ચાલે ? તે વિના મહાન સ્વપ્નાં પાર પડે ખરાં ? કાં આપણે નાના થયા, કાં જમાનો નાનો થયો. કુલસદ્‌ગુરુ, સોમનાથને પ્રત્યક્ષ કરીને આપણને કારણ આપે ! મારે ગુરુ પાસે એ માગવું છે !'

'કુલસદ્‌ગુરુને શ્રદ્ધા છે દાદાકજી !'

'છે ? હેં ? છે ?'

દંડદાદાકના ઉત્સાહ રણકાએ ઉદયનમાં પણ નવો વિચાર પ્રેર્યો હતો. એને આ વસ્તુમાં પોતાને માટે પણ આશાનું નવું કિરણ દેખાયું.

એક પળ વધુ થઈ અને તેણે કેશવને ધીમે પગલે પ્રવેશ કરતો જોયો: તેણે આવીને મહારાજના કાનમાં કાંઈક કહ્યું: મહારાજ જરાક અસ્વસ્થ થઈ ગયા લાગ્યા. ઉદયનને તરત લાગ્યું કે કાં મલ્હારભટ્ટના સમાચાર હોય કાં મહા-

રાણીબાના હોય—પણ એણે હવે વિધિ ઉપર વધારે પડતો વિશ્વાસ રાખવો ઠીક નથી.

તે તરત બેઠો થઈ ગયો. ચારે પગે થઈને ધીમે ધીમે પાછળને રસ્તે જવા માંડ્યો.

એને મોટામાં મોટી ચિંતા એ હતી કે એ દ્વાર ઉપર વળી કોણ હશે ?

એ આગળ વધ્યો. દ્વાર પાસે આવીને અંદરથી જ એણે નજર કરી. કોઈ અજાણ્યો માણસ ત્યાં ઊભો હતો. પણ એની સામે ઊભા રહીને ધનુર્ભટ્ટ ગપ્પાં લગાવતો સંભળાયો.

' હવે ? હવે શું થાય ? ' આ તો કરી કમાણી ધૂળમાં મળે એવું લાગ્યું.

રાહ જોતા ઊભા રહેવાનો કાંઈ અર્થ ન હતો. તે કાંઈક રસ્તો શોધવા માંડ્યો. એટલામાં એણે જોયું કે દ્વારપાલ એ ટાંટિયા પહોળા કરીને, જરા મૂછોને તાન દેતો, પોતાની કોઈ પ્રિયતમાની યાદમાં હોય તેમ જરાક આકાશ તરફ ડોક કરી રહ્યો હતો.

ઉદયનને પોતાની તક પકડી. એ જરાક આમ કે તેમ થયો કે તરત એણે એક નિશાની કરી.

ધનુર્ભટ્ટે તે પકડી હોય તેમ જણાયું.

એ પણ એ જ ચિંતામાં હોય તેમ લાગ્યું. એણે ઉદયનને જવા તો દીધો પણ પછી કાચ્યું કપાય તો ? એટલે એ પોતે જ આંહીં ગપ્પાં મારતો ઊભો રહ્યો, ને એના પાછા નીકળવાની રાહ જોતો રહ્યો.

ઉદયનને લાગ્યું કે એ પણ તક પકડી લેવા

માગતો હતો. એટલામાં પેલા બીજાએ કહ્યું : ' સૌ વાતો કરે છે, પણ આપણને તો વશવાસ બેસતો નથી !'

' શાની વાત કરો છો જોધાજી ?'

' આ જુદ્ધ પુરું થવાની. મારે તો ખેતર ખળું થઇ ગયું હશે !'

' આવો આવો, જુદ્ધ ક્યારે પૂરું થાશે તે હું બતાવું . . .' ધનુર્ભટ્ટ એને જરાક એક બાજુ ઉપર લઇ ગયો : તેણે એને આકાશના તારા બતાવવા માંડ્યા. ' જુઓ ! આ દેખાય છે સપ્તર્ષિ, એની બરાબર સીધાણમાં . . એ પણે . .'

ઉદયન ધીમેથી એક બાજુ સરીને બહાર નીકળી ગયો હતો.

ધનુર્ભટ્ટે એ જોયું અને છૂટકારાનો દમ ખેંચ્યો.

' ક્યાં ?' પેલો સૈનિક હજી એને પૂછી રહ્યો હતો.

' અરે ! આંધળા ! તારે આંખો જ ક્યાં છે ? તારા જોવા હોય તો આંખો જોઈએ આંખો. આંખો તો એક હતી ત્રિભુવનપાલજીની. અંધારી રાતે કુતરું છે કે બિલાડું આટલે છેટેથી એ કહી દે !'

ત્રિભુવનપાલજીને નામે ધનુર્ભટ્ટ વધારે ખીલવાના એ ચોક્કસ. પણ ઉદયનને એમના રસિક વાર્તાલાપનો વધારે લાભ લેવો અત્યારે પોસાય તેમ ન હતો.

## ૧૦. મહારાણી આવ્યાં

અર્બુદાચલથી ધારાગઢ આવતા રાજમાર્ગમાં એક મંદિર હતું. એ મંદિર પાસે ઉદયન બીજે દિવસે સાંજે આવીને કાકભટ્ટની રાહ જોતો ઊભો રહ્યો. કૃષ્ણદેવને એ હજી મળી શક્યો ન હતો. પણ હઠીલા મારફત કહેવા જેટલું એને કહેવરાવી દીધું હતું. સારે નશીબે હજી કાક વિષે બહુ પૃચ્છા થઈ ન હતી. પણ કૃષ્ણદેવ આવી જાય તો અભિષેક વિષેની ને બીજી બધી ખબર મળી જાય. કૃષ્ણદેવ ઘણી સાવચેતીમાં રમનારો માણસ હતો, એ એણે મહારાજની વાતમાંથી જ પકડી લીધું હતું. વળી એણે આ મંદિરમાં મહારાણીબા માટે ઉતારા વગેરેનું તો હઠીલા મારફત ઉદયનને કહેવરાવી પણ દીધું હતું. એટલે એના પોતાના આંહીં આવવા વિષે ઉદયનના મનમાં ખાત્રી ન હતી.

મંદિરથી થોડે દૂર એક વડ હતો ત્યાં ઉપર બેસીને ઉદયન બંનેના આવવાની પ્રતીક્ષા કરી રહ્યો હતો. કાકભટ્ટનો હજી કોઈ પત્તો ન હતો.

આંહીં પોતે આ જુદ્ધક્ષેત્રમાં અકસ્માત સમયસર

આવી પહોંચ્યો હતો. અને કુમારપાલને સહીસલામત દૂર કરી શક્યો હતો. એમાં કૃષ્ણદેવનો હીસ્સો પણ જેવો તેવો ન હતો.

ઉદયને વિચાર કર્યો કે કૃષ્ણદેવ એના પોતાના કાર્યની જે રેખા નક્કી કરી રહ્યો છે, એ રેખા ઉપર જ રમતો રહે એ વધારે યોગ્ય છે. આનકરાજને આંહીંથી વિદાય અપાવવામાં પણ કૃષ્ણદેવને માટે તો મહારાજનો વધારે વિશ્વાસ મેળવી લેવાય એ એના હિતમાં હતું.

થોડીવાર થઈ ને કૃષ્ણદેવ ત્યાં આવી પહોંચ્યો. એની પાસે કાંઈક ઘણી અગત્યની વાત લાગી. ઉદયનને એણે નીચે આવવા નિશાની કરી. ઉદયન નીચે આવ્યો. એણે એક સાવચેતી ભરેલી દૃષ્ટિ ચારે તરફ ફેરવી લીધી: 'કોણ મહારાણીબા આવવાનાં છે ?' કૃષ્ણદેવે અત્યંત ધીમેથી પૂછ્યું.

'હા.'

'ક્યાં રહેશે ?'

'તમે કહો ત્યાં.' ઉદયને જવાબ વાળ્યો.

'તમને હઠીલાએ વાત તો કરી હશે નાં ?'

'કરી તો છે.'

'આ મંદિર છે ત્યાં જ રોકોને. ત્યાં સગવડ કરી છે. અને આંહીં તમને કોઈ જોશે નહિ. નહિતર તો વાત વહેલી પ્રગટ થઈ જાશે. તમને ખબર તો હશે નાં કે મહારાજે કાલે જ ચાગભટ્ટનો કુમારતિલક અભિષેક રાખ્યો છે !'

'સમય ?'

'બે ઘટિકા વીત્યે. સવારમાં.'

'તો તો બરાબર. આનકરાજની આવી ગઈ પેલી સાંઢણી ?'

'એ હવે આવતી હોય કે પછી આવી ગયેલી હોય. એણે પણ ત્યાંગભટ્ટને કાલને કાલ ઊપાડી લેવાની તૈયારી તો કરી રાખી છે!'

'ક્યારે?'

'વહેલી પ્રભાતમાં જ. એ નદીએ સ્નાન કરવા જાશે, ત્યાંથી જ ઊપાડી લેશે. આપણા ફાયદામાં.'

ઉદયન વિચાર કરી રહ્યો. તેણે ધીમેથી કહ્યું:

'પણ તમે મહારાજને આ વાત કરી?'

'ના. હજી તો નથી કરી.'

'તો તમે હવે તરત કરી નાખો. ને કાકભટ્ટ આ બાજુ આનકરાજને વાત કરે કે વાત આપણી ફૂટી ગઈ છે. એટલે એ ભાગ્યો સમજો. આપણે અત્યારે એટલું જ એનું કામ છે! કાકભટ્ટ આવે એટલે એ તરત ત્યાં પહોંચી જાશે.'

'પણ મહારાણીબા જ નહિ આવે તો?'

'ન આવે એવું ન બને. એમને હું ઓળખું છું તો. પોતાનું ગૌરવ પ્રગટ કરવાની એક પણ તક મહારાણીબા જવા દે તેવાં નથી. અને આ એવી તક છે. મહારાજ જવાબ આપતાં વિચાર કરે તેવી. એવી તક મહારાણી લક્ષ્મી જવા દે? પણ તમે મહારાજને આનકરાજની વાત શી રીતે કરશો એનો વિચાર કર્યો?'

'શી રીતે?'

'કૃષ્ણદેવજી! તમને હું એક મહાનમાં મહાન મુત્સદ્દી માનું છું.' ઉદયને પોતાની વાત કહેતાં પહેલાં કૃષ્ણદેવનું જરા અભિમાન પોષ્યું. 'તમારી કુનેહને શોભે એવી રીતે વાત મૂકવી હોય તો મને જે સૂઝે છે તે આ. તમારે એ

હાથ જોડીને મહારાજને કહ્યું: " મહારાજ! આ સ્તમ્ભતીર્થથી મારવાડી આવ્યો છે, એ આપણા માટે ધ્યાન રાખવા જેવો છે. એણે સોમનાથ સમુદ્રે શું કર્યું હતું તે સંભારો પ્રભુ! આંહીં પાછો એ એ જ કરવાનો. મેં સાંભળ્યું છે કે આનકરાજને એણે સાધ્યા છે. ત્યાગભટ્ટને જ એ અલોપ કરી દેશે. એની સાંઢણી તો આવી છે. સેનાપતિ કેશવને મોકલોને પ્રભુ! બધી ખબર!" તમને આ કેમ લાગે છે કૃષ્ણદેવજી?'

કૃષ્ણદેવે ડોકું ધૂણાવ્યું: 'બરાબર છે! પણ હવે હું ભાગું! તમે કાકભટ્ટને તરત મોકલજો'

હજી તેણે વાક્ય પૂરું કર્યું ન કર્યું, ત્યાં ક્ષિતિજ ઉપર દૂર દૂર પશ્ચિમમાં ડૂબતા સૂર્યની સાથે જાણે ચિત્રમાં કોતરાઈ ગઈ હોય તેવી એક સાંઢણી આવતી જણાઈ.

'કાલે મહારાણીબા ત્યાં જ સીધાં આવશે. પણ હું હવે આંહીં નહિ હોઉં હો. તમે છો એટલે મને નિરાંત છે. કાકભટ્ટને તમે બરાબર દોરજો. એ છે જરા ઉતાવળો. ને આ મેં કહ્યું તે. મહારાણીબાને તમે મળો એ તમને ઠીક લાગે છે?'

કૃષ્ણદેવના અભિમાનને બરાબર જાળવીને જુક્તિથી મહારાણીબાને અત્યારે એ ન મળે એમ કરવાનું હતું.

કૃષ્ણદેવે નકારમાં ડોકું ધૂણાવ્યું. ને થોડીવારમાં એ અદૃશ્ય પણ થઈ ગયો.

કૃષ્ણદેવ ગયો ન ગયો ત્યાં કાકભટ્ટનો સાંઢણીને ઝોકારવાની સૂચના કરતો અવાજ સંભળાયો. ઉદયન તરત આગળ આવ્યો. તેણે બે હાથ જોડ્યા. મહારાણીબાને

નમન કર્યો. હજી અજવાળું તો હતું. પણ મહારાણીબાએ એને ઓળખ્યો હોય તેમ લાગ્યું નહિ.

'કોણ છે?' એમણે પૂછ્યું પણ ખરું.

ઉદયન બે હાથ જોડીને વધુ નમતો આગળ વધ્યોઃ 'મહારાણીબા! એ તો હું છું. હું ઉદો મહેતો!'

'એમ? ઉદયન મહેતા! તમે છો?'

'મહારાણીબા! શું કરું? ન આવું તો કાચું વેતરાય. ને આવું તો આખો મુલક જૂએ. એટલે તો આ બવાઈ કાઢી છે. કાકભટ્ટ! તમારી બહુ પૃચ્છા થઈ રહી છે હો!' તેણે કાકને કહ્યું ને એને એક બાજુ લીધો. થોડીવાર પછી કાક મહારાણીબા પાસે આવ્યો. એણે બે હાથ જોડયાઃ 'મહારાણીબા! ત્યારે હું તો આંહીંથી જ વિદાય લઉં છું!'

'કેમ કેમ? એવું શું છે?'

'મહારાણીબા! આંહીં પાસે મંદિર છે ત્યાં બધી સગવડ થઈ ગઈ છે. હું સાથે આવું છું. કાકભટ્ટજી જાય તો સારું. એમના વિષે પૃચ્છા થઈ રહી છે!'

કાકભટ્ટ થોડીવારમાં જ નમીને ગયો. એટલે મહારાણીબાને મંદિરભણી દોરતો ઉદયન ત્યાં એકલો જ રહ્યો.

મંદિરમાં તમામ પ્રકારની સગવડ થઈ ગયેલી હોય તેમ જણાયું. ઉદયનની એક ચિંતા ગઈ. એને કૃષ્ણદેવ વિષેનો પોતાનો અભિપ્રાય થોડો બદલવા જેવો લાગ્યો. મોટાબા એને રાખ્યો હોય તો યોજના ઘડનારો એ અજબ જણાયો.

મંદિરમાં એક બાજુ મહારાણીબાની બેઠક રાખી હતી.

ત્યાં એક બે અનુચર એમની હાજરી ઉઠાવવા ખડે પગે તૈયાર હતા.

થોડીવાર પછી મહારાણી લક્ષ્મીબા પરવારે એટલે ઉદયન એની પાસે જવા માગતો હતો. તે ત્યાં એકતરફ બેઠો બેઠો આકાશના તારા જોઈ રહ્યો હતો. મહારાણીબાનું મન હજી એણે જાણ્યું ન હતું. એણે તો એક અનુમાન ખેંચ્યું હતું કે મહારાણીબાને આવી વાત ન જ રુચે. પોતે સોમનાથના સમુદ્રદ્વારે, ભુવનેશ્વરી વિષે જાણ્યું હતું. એ ભુવનેશ્વરીનો આ છોકરો એટલે એકદમ આવ્યાં તો હતાં, પણ હજી ઉદયનને એમને પોતાને ધારેલે માર્ગે તૈયાર કરવાનાં હતાં.

ઉદયન એ વિષે વિચાર કરતો મહારાણીબાને મળવાની પ્રતીક્ષા કરતો ત્યાં બેઠો.

એટલામાં એક અનુચરે એને બોલાવ્યો.

ગુજરાતનું ભાવિ ઘડવા માટે જતો હોય એમ ઉદયન એક પળ ખંડની બહાર થોભી ગયો. પછી એણે પોતાના ઉપવસ્ત્રથી જરાક ગરમી ઓછી કરવા હવા નાખવા માંડી. એક શાંત સ્થિર દૃષ્ટિથી અંદરનો ખંડ જોયો. અને બે હાથ જોડીને નમન કરતાં જ એણે ખંડમાં પ્રવેશ કર્યો.

## ૨૧. ઉદા મહેતાનું સ્વપ્નું!

અંદરના ખંડમાં એક જરીયાન મૂલ્યવાન બેઠક ઉપર મહારાણી લક્ષ્મીબા બેઠાં હતાં. એક ખૂણામાં બળી રહેલ દીપિકાના પ્રકાશથી આખો ખંડ ઉજાસભર્યો હતો. ઉદયને એક ત્વરિત દૃષ્ટિ ચારે તરફ ફેરવી લીધી. બીજું કોઈ ત્યાં હતું નહિ. તે પાસે આવ્યો. મહારાણીબાને બે હાથ જોડીને નમ્યો, અને પછી તેણે ત્યાં સામે જ બેઠક લીધી.

રાણીનો રૂપાળો, ગર્વીલો, અક્કડ અને સખ્ત ચહેરો અત્યારે વધારે સખ્ત જણાતો હતો. એની સીધી જરાક લાંબી ગણાય તેવી ડોક ઉપર નાનું પણ તેજસ્વી મોં દીપ્તિમાન લાગતું હતું. એના મુખની રેખાએ રેખામાંથી એક પ્રકારની જાણે નિયમપાલનની છાપ ઊઠી રહી હતી. એની હાજરીમાં દીવો પણ પ્રકાશ આપવામાં ભૂલ ન પડે એની સંભાળ રાખતો હોય તેમ સ્થિર શાંત તેજ ફેલાવી રહ્યો હતો.

ઉદયનને રાણીના પ્રતાપી કડક સ્વભાવનો પરિચય હતો. સોમનાથમાં ભુવનેશ્વરીને દરિયામાં જ પધરાવી દેવા સુધીની પરશુરામને આપેલી એની આજ્ઞા એને અત્યારે

યાદ આવી ગઈ. ત્યાગભટ્ટ વિષે કેટલી હદ સુધી મહારાણી-બાને લઈ જવાં એનું માપ મનમાં કાઢયું. તાણતાં તૂટી ન જાય—અને મહારાજ અત્યારે કુમાર અભિષેકની વાત પડતી મૂકી દે એટલે થયું. પછીની વાત પછી.

એણે મહારાણીબાને જરાક અસ્વસ્થ દીઠાં. એની મુખમુદ્રામાં ઉતાવળ અને આકરાપણું બેઠાં હતાં. પણ એનો ગર્વીલો સ્વભાવ એના આખા શરીર ઉપર બેસીને એકચક્રી શાસન ચલાવી રહ્યો હતો. પોતે જાણે કાંઇ જ અસ્વસ્થ ન હોય તેમ એ શાંત, સ્થિર, અને સ્વસ્થ હોવાનો તેણે દેખાવ કર્યો હતો. અંદર એનું મન વધારે ને વધારે વેગ પકડી રહ્યું હતું. એક પળ એણે ઉદયનની સામે જોયું. પછી ધીમા પણ જરાક ઉતાવળા વ્યગ્ર અવાજે પૂછ્યું:

'ઉદયન મહેતા! તમે કાકભટ્ટને મોકલ્યો અચાનક, શું છે એ વાતનું? કોણ છે એ છોકરો?'

ઉદયન બે પળ જવાબ આપતા પહેલાં થોભી ગયો. એને રાણીના અક્કડ અને ગર્વીલા સ્વભાવનું ભાન હવે તો પુરેપુરું થઈ ગયું. એણે 'છોકરો' કહીને જ પોતાનું માનસ તો પ્રગટ કરી દીધું હતું. પણ એક વખત ત્યાગભટ્ટનું કુમારઅભિષેકવાળું એ રોળી ટોળી નાખે એટલી જ વાતનું ઉદયનને કામ હતું. વધારે ખેંચવાનું એને યોગ્ય ન લાગ્યું. પછી સામે મહારાજ હતા. વિફરે તો કોઈના નહિ.

તેણે બે હાથ જોડયાઃ 'મહારાણીબા! મહારાજ કોઈ કોઈ વખત એવી દુનિયામાં જઈ ચડે છે, જ્યાંથી એમને પાછા આણવા માટે, તમારા સિવાય કોઇ સમર્થ હોતું નથી. આંહીં અત્યારે કાંઈક એવું ચાલી રહ્યું છે બા!'

'શું છે ? શાની વાત છે ?'

'સોમનાથમાં પેલી ભુવનેશ્વરી હતી, યાદ છે મહારાણીબા ?'

'પેલી—જે 'ભાગી ગઈ' એમ મહારાણીએ અસ્પષ્ટ જ રાખ્યું.

'હા આ . . એ'

'શું છે એનું ?'

'એનો આ ચાહડ !' ઉદયને પણ મહારાણીબાના ભાવને અનુસરીને ચારૂભટ્ટનું 'ચાહડ' કરી નાખ્યું !

'ચાહડ ? એ કોણ ?' રાણીને કાંઇ સમજ પડી નહિ.

'ચાહડ તો મેં નામ એમ કહ્યું. મારા વાહડના નામે નામ જટ જીભે ચડી જાય. બાકી, ખરું નામ તો ચારૂભટ્ટ !'

'ચારુભટ્ટ ! એ કોણ છે ?'

'એને આંહીં તો સૌ ત્યાગભટ્ટ કહે છે.' ઉદયને સ્ફોટ કર્યો.

'હાં હાં, ત્યાગભટ્ટ. એનું નામ સાંભળ્યું છે.' રાણીએ કહ્યું: 'શું છે એનું ?'

'ભુવનેશ્વરીનો એ છોકરો ગણાય છે.'

'તે ભલેને ગણાતો. એમાં આપણે શું ?' રાણીના સ્વરમાં બારોબાર ઉપેક્ષા હતી. 'પણ કાકભટ્ટ તો કાંઈની કાંઈ વાત કરી રહ્યો હતો એનું શું છે ?'

'ત્યારે એ જ વાત છે બા ! તમે આવો નહિ ને એ ભાળ પડે નહિ !'

રાણીનો સ્વભાવ તો એકદમ અશાંત થતો જતો હતો. પણ ઉદયનને તો શાંતિનું કામ હતું. પુત્રની ઇચ્છા ન હોય

એવી કોઈ નારી એણે કદાપિ જોઈ ન હતી. તેમ મોટામાં મોટી વયે પણ આશા તજતી એણે કોઈ જોઈ ન હતી. એમાં આ તો ગુજરાતની મહારાણી હતી! એની એ ઇચ્છાને આશાનો તંતુ આપવામાં શાંતિ રહી છે એ એના ખ્યાલમાં આવી ગયું હતું. તેણે થોડીવાર પછી મીઠા અવાજે કહ્યું: ' મહારાણીબા ! એક આશ્ચર્ય થયું છે. ' આ મંદિરમાં— એ ને આ બહારના ઓટલે હું સૂતો હતો. ' ઉદયને ભૂમિકા તૈયાર કરવા માંડી. તેણે અંગુલિનિર્દેશ કરી જગ્યા બતાવી. ને આશ્ચર્યચકિત થયો હોય તેમ એક પળ થોભી ગયો. ને એક દિવાસ્વપ્ન જાણે પસાર થઈ ગયું. મને તો લાગે છે એ ફળશે. ભાવબૃહસ્પતિ જેવા ભગવાન સોમનાથને પ્રત્યક્ષ જોનારા પંડિત મહારાજને મળ્યા એનો જ આ પ્રભાવ ન હોય ?

' હું તો બા ! આજ તમે આવ્યાં ન હોત તો આટલું કહેવા માટે જ ત્યાં દોડવાનો હતો ! શું મારા ભગવાનની કીરપા છે ! એક અદનો હું મારવાડો, એની સામે આવીને ગુજરાતના ભાવિની રેખાએ રેખા દેખાડી દીધી ! હજી હું એ જોઉં છું ને આ અંદરનું, ડોલી જાય છે !' ઉદયનના ચહેરા ઉપર ઓળતાં જાણે આનંદની છોળ રમી રહી હોય એમ જોનારને લાગે. તેણે મહારાણીબાને વાત કહેતાં ફરી પ્રણામ કર્યા. ને કાંઈક હર્ષઘેલા અવાજે કહ્યું: ' ભગવાન મહાવીર મને ત્યાં સુધી જીવતો રાખે બા, આટલું જોવા સુધી, પછી ભલે ઉપાડી લ્યે ! '

' શાની વાત છે ઉદામહેતા ? ' મહારાણીને કાંઈ સમજણ પડી ન હતી.

'જાણો તમે બા ! નવાં નક્કોર રેશમી કપડાં પહેર્યાં છે, બે હાથનો ખોબો વાળ્યો છે, એમાં સાચાં મોતીનો ઢગલો છે, પડખે બે અનુચર ચાલે છે, એમણે થાળમાં સોનાનાં કમળ ઉપાડ્યાં છે, મહારાજ પોતે તમારી જરાક જ પાછળ ચાલી રહ્યા છે, ને એમની આંગળીએ . . મહારાણીબા ! મારાથી આ આનંદ સહ્યો જાતો નથી !' ઉદયન હર્ષમાં ને હર્ષમાં જાણે નાચતો હોય તેમ શરીર આમ તેમ ડોલાવતો બોલી રહ્યો: 'ઓ હો હો ! શું ભગવાન મહાવીરની કીરપા છે ? મને ડોસલાને આવું દેખાડ્યું ! બા ! મહારાજની આંગળીએ વળગીને એક પાંચ છ જ વરસનો કુમાર ચાલી રહ્યો છે. પણ શું એનું રૂપ, રૂપ ! ઓ હો હો, ઇંદ્રકુમારને પાણી ભરાવે એવું રૂપ ! તમે સૌ ભગવાન સોમનાથની પૂજા કરવા જાઓ છો, આગળ ભાવબૃહસ્પતિ ચાલે છે, પાછળ ગંગાજળની કાવડ આવી રહી છે ! બા ! મેં આજ આ જોયું ને આજ તમે મળ્યાં. આ મહાદેવ જેવાં મહાદેવનું મંદિર છે. હું તો હજી જાણે એ દૃશ્ય જોઈ જ રહ્યો છું ! ભગવાન સોમનાથનું આ વેણ છે બા ! શેર માટીની ખોટ, એ હવે ગઈ સમજો બા ! ભગવાન સોમનાથ, એના દરબારમાં શેની ખોટ છે ? હે મારા પ્રભુ ! હે મહાવીર ! મારું મરણ સુધારવા આટલી કીરપા હે મારા નાથ ! મજ રંક ઉપર કરજો . . હે મારા પ્રભુ !' ઉદયનનો અવાજ ગળગળો થઈ ગયો. તેની આંખમાં આંસુ દેખાણાં. તેણે ઉપવસ્ત્ર વડે આંખ લોવા માંડી. ને સાચની અવધિ બતાવતું વાક્ય ઉમેર્યું. 'ભગવાન મારો એક દીકરો ઉપાડીને પણ . . . .' ઉદયન બે હાથ જોડીને

જાણે મહાદેવમંદિર તરફ વળતો હોય તેમ સહેજ ફર્યો હતો.

'અરે! મહેતા! મહેતા! મહેતા! આ તમે શું માંડયું છે?' રાણી ત્વરાથી બેઠી થઈ ને એના તરફ આવી. 'આ શું કરો છો?'

'મહારાણીબા!' ઉદયને કાંઈક ખોખરા અવાજે કહ્યું: 'મહારાણીબા! આ સહેવાતું નથી. મારી રાજમાતાનું આ દુઃખ' તેની.. આંખમાંથી ટપ ટપ આંસુ ખરી રહ્યાં હતાં!

'આપણે આપણી વાત કરો ચાલો, પછી? શું છે આ ત્યાગભટ્ટનું?'

'બા! એનું નામ સ્થપાઈ જાય–ને આ સ્વપ્નું મને આવ્યું છે–મહારાજ સામે ઉઘાડું પડવું પડશે તો ઉઘાડો પડીને પણ હું આ નથી થાવા દેવાનો. હમણાં કોઈનું રાજ ગાદીએ નામનિશાન નહિ! કુમારપાલજી નહિ. હમણાં કંચનબાની વાત પણ નહિ. અને આ અડૂકદડૂકયો તો નહિ જ નહિ!'

'મહેતા! તમે ધરપત રાખો. હવે હું આવી છું!' મહારાણીએ ગૌરવથી કહ્યું.

'એટલા માટે તો બા! મેં રાતોરાત કાકભટ્ટને દોડાવ્યો.'

'જુઓ ઉદા મહેતા! આ સિંહાસન ચૌલુક્યોનું છે' રાણીએ પાછી પોતાની જગ્યા લેતાં કહ્યું: 'રાએ-હોના તો ક્ષેમરાજ મોટા સસરો નો'તા? રાજગાદી મળી એમને? આ ભુવનેશ્વરીનો છોકરો, રાજગાદીનો વારસ બને એમ? હું જીવતી છું ત્યાં સુધી તો એ નહિ—બને.'

'બા ! મારું સ્વપ્નું સાચું પડવાનું છે. રાજ ઇંદ્રરાજનું છે !'

'ઇંદ્રરાજ ?'

'એ દિલ હરી લેનારો કુમાર, હું એને હજી જોઉં છું બા !' મહારાણીબા લક્ષ્મી આ દિવાસ્વપ્નની વાતમાં એટલો બધો આશાનો આનંદ દેખી રહ્યાં હતાં કે ઉદયન, કુમારપાલનો જ એક પક્ષકાર છે, એ વાત પોતે જાણતાં હતાં છતાં, જાણે અત્યારે ભૂલી ગયાં હોય તેમ લાગતું હતું. તેમણે પૂછ્યું:

'કાકભટ્ટ તો કાંઇક અભિષેકનું કહેતો હતો ને ?'

'હા બા, મારે તમને એ જ કહેવાનું છે' ઉદયને બે હાથ જોડયા: 'હું તો જાણે મહારાજનો મોકલ્યો અત્યારે ઇંગનપટ્ટનના માર્ગે છું. કોઇને ખબર પડે કે હું આંહીં છું તો થઇ રહ્યું. પણ તમે બા ! કાલે પ્રભાતે-બરાબર અભિષેક ટાણે જઇને ઊભાં રહો. પછી કોઇ પાછું ડગલું પણ નહિ ભરી શકે. નવી યોજના પણ નહિ કરી શકે. અને વાત ફેરવી પણ નહિ શકે. બરાબર સમયસર પહોંચો બા !'

'તમે કયાં હશો મહેતા !'

'બા ! હું તો હવે આંહીંથી મારે કામે ન ભાગું તો આંહીં જ મારો ઘડો લાડવો થઇ જાય. તમને આ વાત કહેવા માટે જ હું રોકાઇ ગયો. બા જો મને રજા આપે, તો મારે હવે ઉપડવું જોઈએ. વખત છે ને, કાંઇની કાંઇ વાત ફેલાણી હોય !'

'કાલે પ્રભાતે છે ? બે ઘડી વીત્યે ?'

'હા બા, કાલે પ્રભાતે, પણ એવું છે મહારાણીબા !

આ વાત હમણાં પડતી મૂકાઈ ગઈ એટલે પૂરું થયું એમ ગણવું જોઈએ. એ ભલે આંહીં રહેતો. આપણે જાગ્યા, એટલે હવે એનો કાંઇ ગજ વાગે ને કારવે ! એમ તો ગજનિષ્ણાત ગણાય છે. ને જુદ્ધમાં એની અનિવાર્ય જરૂરિયાત હોય. એટલે અત્યારે બા ! આપણે આટલું જ રાખવું. પછીની વાત પછી. મારો રૂદિયો તો કે' છે કે, ભગવાન સોમનાથે આજ હાથોહાથ વેણુ આપ્યું છે. નહિતર આવું ન હોય ! તમે આવી ગયાં બા !—એ જ પડેલી તો શુભશુકનની નિશાની. હવે . . . હું . . . રાતમાં ભાગું તો જ કામ આવે . . . આંહીં સુખાસન છે. સાંઢણી છે. અનુચરો છે. આજ્ઞા ઉપાડવા તમામ ખડે પગે તૈયાર રાખ્યા છે. રજા આપો તો હું ઊપડું બા ? '

ઉદયનને લાગ્યું કે એણે મહારાણીઆને બરાબર તૈયાર કર્યાં છે. હવે વખત ખોવો નકામો છે.

રાણીએ એક વખત એની સામે જોયું. ઉદયન બે હાથ જોડીને ભક્તિથી એને નમી રહ્યો. ' બા ! એક છેલ્લી વાત. આ વાત કોઈને કહેતાં નહિ. પણ ત્યાં તો એમ કહેજો કે ભગવાન સોમનાથ છે, બાવબૃહસ્પતિ છે, મહારાજની ભક્તિ છે, મારી શ્રદ્ધા છે. હજી એમાંથી કોઈ ઉપરનો મારો વિશ્વાસ ડગ્યો નથી. એટલે કુમાર અભિષેક હમણાં ન હોય. ' કુમાર, ભગવાન સોમનાથ પોતે, મોકલશે જ મોકલશે ! ' આટલું જ વેણ વાપરવાનું બા ! આપણે તૂટે એમ ખેંચવું જ નથી. એ ગજનિષ્ણાત ભલે સેવા કરતો ! ને આનકરાજ પણ હમણાં લોભ રાખે તો છો જાય—મને શ્રદ્ધા છે બા ! આપણું આ સ્વપ્ન નથી. સત્યદર્શન છે.

મહાઅમાત્ય દંડદાદાકજીની પણ એ જ માન્યતા છે. એટલે આપણે અત્યારે આ અવસર સાચવી લ્યો. પછીની વાત પછી. ઠીક બા! હવે તમે છો એટલે મને ધરપત છે!' એણે ઊભા રહીને બે હાથ જોડી માથું નમાવ્યું. ને પછી થોડી જ વારમાં અદશ્ય થઈ ગયો.

એને ખાત્રી હતી કે મહારાણી લક્ષ્મી બા હવે ધાર્યું કરશે જ કરશે.

## ૨૨. કૃષ્ણદેવે શું કર્યું ?

ઉદયન પાસેથી નીકળીને કૃષ્ણદેવ સીધો રણક્ષેત્રમાં ગયો. પણ એના મનને શાંતિ થઈ નહિ. પોતાને હવે જેમ બને તેમ જલદી મહારાજને વાત કરવાની હતી થોડીવાર પછી એ મહારાજની પાસે જ ગયો. મહારાણી બા હવે આવવાનાં એ ચોક્કસ હતું. એમનો શબ્દ સમર્થ નીવડવાનો. પણ મહારાણીબાને તેડાવનાર ઉદયન જ હોવો જોઈએ એ મહારાજની નજર બહાર નહિ રહે. ઉદયન સાથે પોતાનું નામ જોડાય એ પણ સંભવિત હતું. એણે પાણી પહેલાં પાળ બાંધવામાં સલામતી જોઈ. ઉદયનની વાત બરાબર હતી. એને માટે આનકરાજની યોજનાની વાત મહારાજ પાસે મૂકવાનો એક જ રસ્તો રહ્યો હતો.

મહારાજ પાસે એ પહોંચ્યો. કુમાર અભિષેકની તૈયારીની મંત્રણા અંદર ચાલી રહી હોય તેમ એને લાગ્યું. તે બહાર થોભ્યો. થોડીવાર થઈ અને મહારાજની પાસેથી કેશવ બહાર આવ્યો. તેણે કૃષ્ણદેવને જોયો એટલે તે તેની પાસે આવ્યો: 'ઉદયન મહેતા આવી ગયા ?' તેણે અચાનક પૂછ્યું, કૃષ્ણદેવ વિચારમાં પડ્યો. પણ તેણે તરત પ્રત્યુત્તર વાળ્યો:

'અરે ! ભૈ ! તમારા ઉદયન મહેતા ! એ આંહીં સળગાવતા ગયા છે એ તમને ખબર નહિ હોય ? એમ હવે એ જલ્દી ક્યાંથી આવશે ? ઇંગનપટ્ટન કાંઇ માર્ગમાં પડયું છે ? ને આંહી પોતે કુંભારણું કરીને જ ગયા છે, એટલે બહુ હશે તો આવવાનાં પણ ગલાં તલાં કરશે !'

'કેમ એવું શું છે ?'

'હું એ સમાચાર મહારાજને કેવાને જ આવ્યો છું. મહારાજ હમણાં તમને બોલાવશે !'

'શાના સમાચાર છે ?'

'આનકરાજના !'

'શું ?'

'તે તમે હમણાં સાંભળશો.' કૃષ્ણદેવે વધારે માહિતી ન આપતાં, મહારાજ પાસે જવા માટે પગ ઉપાડચો. કેશવ ચાર ડગલાં આઘે નહિ ગયો હોય, ત્યાં એની પાછળ અનુચર દોડતો આવ્યો. મહારાજે એને બોલાવ્યો હતો. કેશવ વિચાર કરતો પાછો ફર્યો.

કેશવ અંદર ગયો તો મહારાજની મુદ્રા ઉપર એણે ફેરફાર જોયો. ઘડી પહેલાં જ એ, ત્યાગભટ્ટનું કાલનું અભિષેક મૂહુર્ત જાળવી લેવાની વાત કરીને તો બહાર નીકળ્યો હતો. મહારાજ ત્યારે પ્રસન્ન હતા. અત્યારે એમના ચહેરા ઉપર ગુપ્ત રોષ હતો. કૃષ્ણદેવે શી વાત કરી હશે એનો એ વિચાર કરવા બેઠો. ત્યાં મહારાજે કહ્યું:

'કેશવ ! તું આવી રીતે આનકરાજની ખબર રાખે છે ? તને ખબર તો છે કે ત્યાગભટ્ટની વાત એને પસંદ ન હોય. એ આંહીં વિવેકની ખાતર આવ્યો છે. આપણને

એ મદદ કરવામાં તો માનતો જ નથી. આવતી કાલે તો ત્યાગભટ્ટને જ અલોપ કરી દેવાનો છે ! '

' મને ખબર છે મહારાજ !' કેશવે અત્યંત શાંતિથી કહ્યું. ને એક વિજયભરી દૃષ્ટિથી કૃષ્ણદેવને માપી કાઢ્યો.

કૃષ્ણદેવ ચમકી ગયો. એના મનમાં બીજું તોફાન જાગ્યું. આને ક્યાંક ઉદયનની જ ખબર હોય નહિ ! તો એની પોતાની વાત એને ફેરવી તોળવી પડે એવું થાય. ત્યાં મહારાજે કહ્યું: ' પણ તેં મને તો એ કહ્યું નથી ?'

' મહારાજ ! એમાં કાંઇ કહેવા જેવું હતું નહિ ! વિખ્યાત એની ' રણભદ્રી ' આંહીં આવી ગઈ, એને જોઈ, અને તરત જ અમે સમજી ગયા કે, અજમેરિયા કોઈને ઉપાડવા માગે છે. અને એમને ઉપાડવાનો સ્વાર્થ–ત્યાગભટ્ટ સિવાય બીજા કોને માટે હોય ? અને એમની એ યોજના અફળ થવા માટે નિર્માણ થઇ ચૂકી છે.'

કૃષ્ણદેવે છૂટકારાનો દમ ખેંચ્યો. પણ હજી એના મનમાં ગડભાંગ તો હતી. એ સાવધ થઈ ગયો. એટલામાં મહારાજ બોલ્યા: ' પણ આ કૃષ્ણદેવ તો બીજી જ વાત લાવ્યા છે એનું શું ? ઉદયન આનકરાજને ચડાવતો ગયો છે. તે પોતે તો આપણે કામે ગયેલ છે એટલે કોઇને શંકા પણ ન પડે !'

' ત્યાગભટ્ટ પૂરતી તો આનકરાજજીને પોતાને જ પડી છે ! એમાં આનકરાજજીને ચડાવવા પડે તેમ નથી મહારાજ !' કેશવે કહ્યું. અને ઉમેર્યું:

' સોમેશ્વર રાજકુમારજીનો લાભ જે કોઈ ઝૂંટવી લ્યે, એ આનકરાજજીનો કુદરતી દુશ્મન થાય જ.'

'એટલે તેં શું કર્યું છે? તને ખબર છે નાં, મારે તો આવતી કાલથી અનુષ્ઠાન સમાપ્ત શરૂ થાય છે.!'

'કાલે મહારાજ જાણશે જ. આપણે આ રણમોરચે એની હાજરી જ શું કરવા જોઈએ?

એટલે એને રવાના જ કરી દેવો. અને કોઈની કાંઈ મદદમાં તો એ આવેલ નથી. મોટાભા થવા આવેલ છે.'

'પણ આપણું મૂહુર્ત કાલે છે..'

'મહારાજ એ વિષે નિશ્ચિંત રહે. એ સચવાશે જ.'

'થયું ત્યારે!' કૃષ્ણદેવ બોલ્યો: 'આનકરાજને આપણે કાંઈ અત્યારે ઊભા કરવા નથી!'

'ઉદયન આવી ગયેલ છે કૃષ્ણદેવજી?' મહારાજે અચાનક પૂછ્યું.

'મહારાજ! એણે તો આ સળગાવ્યું છે. હમણાં તો એ આવતા હશે તો એ દિ મોડા આવશે!'

કૃષ્ણદેવે એ પ્રત્યુત્તર આપ્યો. અને પછી ધીમેથી ઉમેર્યું: 'હમણાં આપણે તો એનું જાણતા છતાં, જાણે જાણતા નથી એમ રાખ્યું છે, મહારાજ! એને આધારે કોઈક દી કુમારપાલજી પણ આવી ચડે. પણ કેશવ સેનાપતિ! તમે જાગ્રત રહેજો!'

કેશવે કૃષ્ણદેવને પગથી માથા સુધી માપી જોયો. કાંઈક કટાક્ષમાં કહ્યું: 'દરેકનું માપ કૃષ્ણદેવજી! મહારાજ પાસે જ છે. તમારું ને મારું કાલે જ નીકળશે!'

'મહારાજથી શું અજાણ્યું છે? કાલે મહારાજ! મારે શું કરવાનું છે?'

'સૌથી પહેલો કેશવ સોમનાથ સાક્ષીએ ત્યાગભટ્ટનો

સ્વીકાર કરશે. પછી તમે. પછી મુંજાલ, એ પ્રમાણે છે.'

'મહારાજે આજ્ઞા કરી એ તો આંખમાથા ઉપર. પણ પ્રભુ! હું ગમે તેમ પણ મોઢેરકનો સ્વામી. હું પહેલો કેમ નહિ? મારે ક્યાં પાછળથી કહેવું છે? સેનાપતિજીની સમક્ષ જ મૂકું છું તો—સૌથી પહેલો ત્યાગભટ્ટનો સ્વીકાર કરનાર હું . . . હું કેમ નહિ?'

'સેનાપતિજીનું આમાં પહેલું કામ હોય કૃષ્ણદેવજી!'

'મહારાજની આજ્ઞા માથા ઉપર ને શીર ઉપર. પણ આ તો માપ કાઢવાની વાત થઇ, એટલે મારે કહેવું પડયું. રાજભક્તિમાં પાછળ રહેવામાં અમે માનતા નથી.'

કૃષ્ણદેવને લાગ્યું કે મહારાજનો પોતે વધારે વિશ્વાસ મેળવ્યો છે. પણ હજી કેશવનો એને ભરોંસો ન હતો. તેણે ને કેશવે થોડીવાર પછી વિદાય લીધી. રસ્તામાં કેશવે કહ્યું: 'આ વાત હતી કૃષ્ણદેવજી? કાકભટ્ટે આ વસ્તુ તો અમને જણાવી હતી. ને એને પોતાને જ આનકરાજની યોજના અફળ કરવાનું કામ પણ સોંપાઈ ગયું છે!'

કૃષ્ણદેવને તો આનંદ આનંદ થઇ ગયો. તે સમજી ગયો. ત્યારે કાકભટ્ટે ઉદયન પાસેથી આવીને પહેલું કામ જ આ કર્યું લાગતું હતું. એની ત્વરિત શક્તિ માટે એને માન થયું. પોતાની ઉપર કોઈ ડાંગ હવે લટકતી નથી એટલે એ નિશ્ચિંત બન્યો.

એણે ચાલતાં ચાલતાં કેશવને પૂછયું: 'મહારાજ કાલથી અનુષ્ઠાન સપ્તાહમાં બેસે છે? શાનું અનુષ્ઠાન છે?'

'ભાવબૃહસ્પતિએ એક બે સપ્તાહની મર્યાદા આંકી છે. હોય તે ખરું. એને અંતે જ જુદ્ધ પણ રંગ લેશે!'

કૃષ્ણદેવ વિચાર કરી રહ્યો : એને સમજમાં આવ્યું નહિ કે આ અનુષ્ઠાન શાનું હતું. કેશવને પૂછવાનું ફળ ન હતું. થોડીવાર પછી બન્નેના માર્ગ જુદા પડ્યા.

કેશવની રજા લઈ એ પોતાને માર્ગે વળ્યો.

થોડેક ગયો હશે ત્યાં કાકભટ્ટ કેટલાક ઘોડેસવાર સૈનિકો લઈ ક્યાંક જતો એની સામે મળ્યો : કૃષ્ણદેવે એને જોયો : કાક એની પાસે આવ્યો: એના કાનમાં એણે કહ્યું:

'કૃષ્ણદેવજી ! મહારાજને મળી આવ્યા ? હું પણ આનકરાજને કહેવા જ જાઉં છું !'

'શું ?'

'કે પરોઢ પહેલાં ભાગી જજે. નહિતર ક્યાંક સપડાઈ જઈશ. મહારાજ પાસે વાત પહોંચી ગઈ છે. ચૌહાણોની દેરી, પાછળનું જંગલ ને એની છાવણી—અત્યારથી જ ઘોડાં ગોઠવાવા માંડ્યાં છે. એટલે સવારે એ ચોક્કસ ભાગવાનો !'

કૃષ્ણદેવે એને ધીમેથી કહ્યું: 'પણ મહારાણીબા આવી તો ગયાં છે નાં ?'

'હા હા, ચોક્કસ કાલે સવારે આંહીં. અભિષેક ક્રિયા તો બહુ જ થોડા વિશ્વાસુ સેનાપતિઓ, મંત્રીઓ એમની સમક્ષ થવાની છે. ત્યાં મહારાણીબા અહીંઆં. પછી તો અણીચૂક્યા જેવી થાશે. મહારાજ તો તરત અનુષ્ઠાનમાં બેસવાના છે !'

'પણ આ અનુષ્ઠાન શાનું છે ?'

'ખબર નથી પડતી ! પણ ગજની વાત કાંઈક હોય કે પછી ત્યાગભટ્ટની.'

'ત્યાગભટ્ટને લઈને જવાની ?'

'હાસ્તો. એમાં દિ ભાંગશે. એનું આ અનુષ્ઠાન. નહિતર તો માલવી કાંઈ ઓછા છે? રાજા વિનાના સેનમાં તો કપટ કરવા કેક દાવ નાખે! સંધીનો દાવ આવ્યો છે ને!'

'એમ છે? સાથે બીજું કોણ કોણ જવાનું છે?'

'કેશવ સેનાપતિ તો હશે જ. વખતે દંડદાદાક પોતે હોય. જે હોય તે ખબર પડશે. બર્બરક ચોક્કસ.'

'પણ કાલે મહારાણીબા આવશે બરાબર સમયસર?'

'એક વિપળ પણ મોડું નહિ થાય. સુખાસન તૈયાર રખાવ્યું જ છે. એ ઉપરાંત સાંઢણી પણ છે. તમે હઠીલાના મોકલેલા ચાર ભીલો હશે. રાણીબાને શરીરે ઠીક પડે તે સાધન વાપરીને પણ આવી શકે, એવી બધી તૈયારી તો તમે રાખી જ છે.'

કૃષ્ણદેવ વિચાર કરી રહ્યો. પોતાનો વારો આવે અને મહારાણીબા આવી પહોંચ્યાં હોય—તો—પોતે બચી જાય.

એટલામાં કાકે રજા લીધી.

## ૨૬. અણી ચૂકયો

'અણી ચૂકયો' એ કહેવત કાકે ઘણી વખત અનુભવી હતી. એટલે જ એ ઉદયન પાસેથી છાવણીમાં આવ્યો પછી એને એક પળની પણ નિરાંત ન હતી. વહેલી પ્રભાતમાં તો એને બધું કામ પતાવી દેવાનું હતું. આનકરાજને રવાના કરી દેવાનું એના ઉપર હતું. ત્યાગભટ્ટની, સેનાપતિ કેશવને સોંપણી કરવાની હતી. મહારાણીબા આવે એ વખતની બરાબર પ્રતીક્ષા તો કરવાની હતી જ. અને એ ઉપરાંત સંભવ ન હતો છતાં, મલ્હારભટ્ટ અચાનક આવી ચડીને તાલ બગાડી ન જાય. એ વિષે પણ સંભાળ લેવાની હતી.

એટલે એ તો બધો વખત પોતાના ઘોડા ઉપર જ રહ્યો હતો. આંહીંથી તહીં ને તહીંથી આંહીં એમ ફરતો જ રહ્યો. દરમ્યાન મહારાજના મંત્રણાખંડ પાસેના એક વિશાળ ખંડ તરફ દંડદાદાકજી, કૃષ્ણદેવ, મુંજાલ, મહાદેવ, કેશવ સેનાપતિ, એમને જતા આવતા એણે જોયા.

એ સમજી ગયો. ત્યાગભટ્ટ પ્રત્યેની રાજભક્તિ માટેની આ તૈયારી હતી. સોમનાથનું જલ લઈને દરેક જણ પ્રતિજ્ઞા લે એટલી પૂર્વભૂમિકા બાંધી લેવાની આ વેતરણ

ચાલી રહી હતી. ત્યારપછી મહારાજ રણસંગ્રામ માટે થઈને અનુષ્ઠાનમાં બેસવાના હતા. અને તેમાંથી ઊઠે એટલે માલવનું છેલ્લું જબરજસ્ત યુદ્ધ ચાલવાનું હતું. એ વાતના ભણકારા હવામાં એણે સાંભળ્યા હતા. એ ચોંકી ઉઠ્યો હતો. કારણકે ત્યાગભટ્ટ માટે રસ્તો સ્વચ્છ કરી દેવાની તૈયારી પણ સાથે સાથે વણાતી જતી હતી એમ એને લાગ્યું. એણે એ વસ્તુ ઊપર પણ નજર રાખવાનો સંકલ્પ કરી લીધો.

પણ અત્યારે તો એણે પોતાનું કામ પહેલું પહેલું ઉકેલવાનું હતું. એમાં ત્વરાની જરુર હતી.

એટલે એ પહેલાં તો આનકરાજ તરફ ગયો. ત્યાં એણે તમામ તૈયારી થઈ ગયેલી જોઈ. કેટલાક ઘોડેસવાર સૈનિકો આમ તેમ ઘૂમતા હતા. એક બે સાંઢણી પણ ઉપડવાની તૈયારીમાં હોય તેમ અધીરાઈથી ઊભી રહી ગઈ હતી. આનકની પ્રખ્યાત રણભદ્દરીને એણે ત્યાં ઉપડવા માટે તૈયાર ઊભેલી દીઠી. આનકરાજે તૈયારી તો સાચ વાટીને કરી હતી.

એણે જઈને પોતાના આવવાના સમાચાર મોકલાવ્યા. ઉતાવળો એક અનુચર એને અંદર લઈ ગયો. કાકભટ્ટે આ પહેલાં એક વાત બરાબર જાણી લીધી હતી. બાપદીકરાને એવું વેર હતું કે આ સ્વાર્થ આવ્યો ન હોત તો બેમાંથી એકે કોઈનું મોં જોવા ઊભા રહે તેમ પણ ન હતા. જગદેવ ખુન્નસ સ્વભાવનો, લોભી ને ઈર્ષાખોર હતો. એને રાજ મેળવવાની ઉતાવળ હતી. પણ આનકને કાંઈ મરવાની ઉતાવળ ન હતી. એટલે આ વેર વધી ગયું હતું. જગદેવને એના ઓરમાન ભાઈ સોમેશ્વર ઉપર પણ એમ જ હતું. આટલું આ પાટણનું કૌભાંડ ઊભું થયું તો બાપદીકરો

જરા કામે વળગ્યા હતા. કાકભટ્ટે આ વાતનો લાભ લેવાનો મનમાં વિચાર કરી રાખ્યો હતો. એ વિના આનક ત્વરાથી નહિ ઉપડે. નહિતર તો એને મહારાજ તરફની આશા હતી.

એણે અંદર પ્રવેશ કર્યો ત્યારે આનક જગદેવને કાંઈક ઉતાવળે ઉતાવળે કહી રહ્યો હતો. બાપદીકરાની કાંઈક સંતલસ ચાલતી હતી. કાકને એણે જોયો ને તરત પૂછ્યું: 'કેમ? આવવાના છે નાં સ્નાન માટે?'

'આવવાના તો છે પણ ...' કાકે જરાક ધીમે કહ્યું ને અટકી ગયો.

'શું પણ?' આનકે ઉતાવળે કહ્યું : 'બોલો, કહી નાખો જે હોય તે.'

જગદેવ જતાં જતાં થોભી ગયો હતો તેના તરફ કાકે એક સાશંક દૃષ્ટિ નાખી. પોતાની વાત એની હાજરીને લીધે અટકાવવી પડતી હોય તેમ એ જરાક નીચું જોઈ ગયો.

આનકરાજે ઉતાવળે, સહેજ કર્કશપણે કહ્યું : 'જગદેવજી! તમતારે જાવને. આપણું કામ ચાલતું કરો. હું આ તમારી વાંસોવાંસ આવ્યો!'

જગદેવ ઉપડી ગયો.

કાકભટ્ટ એને જતો જોઈ રહ્યો. એ અદૃશ્ય થયો, એટલે આનકરાજ તરફ ફરીને એણે હાથ જોડયા: 'મહારાજ! ઘર ફૂટયે ઘર જાય એવી વાત થઈ ગઈ છે! તમને તો ખબર હશે નાં?'

'શું છે કાકભટ્ટ? આપણે અત્યારે પળે પળ કિંમતી છે. આ જગદેવ ગયો છે પણ એ મારા વિના પગલું નહિ

માંડે. હડીલો પણ છે ને વહેમીલો પણ છે. ત્યાગભટ્ટ નહાવા તો આવવાનો છે નાં ?'

'નહાવા તો આવવાનો છે. ને તમારે ત્યારે ઉપાડી લેવાનો છે. તમારી તૈયારી પણ મેં જોઈ છે. અમારે પણ વચ્ચેથી વગરમહેનતે એક સાલ જાય તેવું છે. પણ મેં કહ્યું એમ થયું છે. વાત ફૂટી ગઈ છે !'

'ફૂટી ગઈ છે ? કેમ જાણ્યું ? કોણે કહ્યું ? તમને કોણે મોકલ્યા છે ? માંડીને વાત કરો તો ખબર પડે. ઉતાવળ કરજો. મારે જગદેવની વાંસોવાંસ જવાનું છે !'

'એ જગદેવજીની જ આ મોંકાણ છે પ્રભુ !' કાકે એના શબ્દો ઉપર વિચાર કરતાં ધીમેથી ઉમેર્યું ને પછી પોતાને કોઈ સાંભળતું તો નથી નાં એવી શંકા પડી હોય તેમ, ચારે તરફ એક સાશંક દૃષ્ટિ ફેરવી રહ્યો.

'ત્યાં કોઈ નથી. એ તો ગયો. પણ શી વાત છે ?' આનકરાજે ઉતાવળે કહ્યું.

'પ્રભુ ! મહારાજને કાને આ વાત આવી ગઈ છે. જે વખત જાય છે તેમાં સેનાપતિ કેશવ આ તરફ આવ્યો બતાવું. મને એના તરફથી આવેલો તમે જાણો. પહેલાં આવતાં વેંત તમારી રણભદ્રી ઉપર એનો હાથ પડશે !'

'રણભદ્રી ઉપર હાથ પડશે ? એટલે ? આંહીં બધા ચૂડલી પહેરીને બેઠા હશે !'

'મહારાજ ! આ સમય કાંઈ અમારે તમારે જુદ્ધનો નથી. આ તો અણી ચૂક્યો સો વર્ષ જીવે એવી વાત છે. ખબર પડી ગઈ છે અત્યારે, તો આપણે હમણાં વાત પડતી મૂકો. બીજી વખત વાત ! દિના ક્યાં દકાળ છે ?

અને અમે આંહીં બેઠા તો છીએ નાં?'

'પણ તમે કહો છો ખબર પડી ગઈ છે—તે શેની ખબર પડી ગઈ છે?'

'તમે રણભદ્રી ઉપર ત્યાગભટ્ટને ઉપાડી જવાના છો એની. એ હું જાણું છું. મહારાજને ખબર પડી ગઈ એટલે તો હું આવ્યો છું. આમાં તમને અમારા સ્વાર્થે દોર્યા એટલે તમને ચેતવવાનો અમારો ધર્મ છે. અને અમારી પોતાની પણ એમાં સલામતી ક્યાં નથી? અમે પણ સંડોવાઈએ નાં? એટલે હવે મહારાજને ઠીક પડે તેમ કરે. સમય ઘણો જ—ટૂંકો છે. માંડ ખંખેરી મૂકવા જેટલો. હરેક પળ તમારો જાતભય વધારી રહી છે! એમ જ સમજોને કે એ ભય આ પળે નિવારી શકાશે. એ પળ પછી તમારે ભાગતાં ભોં ભારે પડશે!'

'મહારાજને આ વાત કરી કોણે?'

'કરવાવાળાએ.' કાકભટ્ટે ટૂંકો સૂચક જવાબ વાળ્યો: 'અમારો તો આમાં સ્વાર્થ છે. તમારે ત્યાં કોઈ હશે નાં—જેને રાજગાદીની ઉતાવળ હશે, એણે આ વાત આડી-અવળી ગમે તેમ પહોંચાડી દીધી! તમારા ઉપર તરવાર ઉતરે તો એને નિરાંત!'

'ત્યારે તો જગદેવડે એમ કહોને!' આનકરાજનો તિરસ્કાર પ્રગટ થઈ ગયો. કાકભટ્ટને પોતાનું બાણ સફળ લાગ્યું. 'કે પછી તમે પટ્ટણીઓએ રોડયું છે?' આનકરાજે અચાનક તરત પૂછ્યું.

'એમ ગણો તો એમ.' કાકભટ્ટે સીધો જવાબ વાળ્યો. 'પણ તમારી જાત સલામત માટે દલીલનો કે તર્કનો

વખત નથી. મહારાજ ! કેશવ હમણાં આવશે અને એના માણુસો એક વખત આંહીં ચારે તરફ વીંટળાઈ વળશે—પછી ભાગતાં ભોં ભારે પડશે. બાકી મારું માનો પ્રભુ ! તો જગદેવનો હવે વિશ્વાસ ન કરતા !'

'ભૈ ! એ ઓટીવારે ત્યારે આ તાલ બગાડયો— મોંમાં આવ્યો કોળિયો જાય છે. પણ ત્યારે તમે સાંભળી લ્યો—જો તમારે ત્યાં મુંડકાનો મુંડકો—કુમારપાલ—કોઈપણ સમે ગાદી ઉપર આવ્યો છે, તો આટલું નોંધી લેજો, કે પાટણ પાધર થાશે. મહારાજનું રાજ હવે હક્કદાવે અમારું છે, અને અમને એ મળવું જોઈએ. મહારાજે એ વલણ બતાવ્યું પણ છે. પણ તમે ભામણાં ને વાણિયાં—જો અમને છેડશો તો એમાં ભલી વાર નહિ નીકળે. નરદેવજી !' આનકરાજે ઊભા થઈ જતાં ઉતાવળે હાકલ કરી.

બહારથી નરદેવજી પણ દોડતો જ આવી રહ્યો હતો : 'સૈનિકોની હેરફેર બહુ જણાય છે ! મહારાજ !' તેણે આવતાં વેંત બે હાથ જોડીને કહ્યું. 'મને કાંઈક દગો લાગે છે પ્રભુ !'

'એની પાટણને કયાં નવાઈ છે નરદેવજી ? મૂલરાજ સોલંકીના વખતથી એ થાતું આવે છે. કયાં છે આપણી રણભદ્રી ? આપણે અત્યારે જ ખંખેરી મૂકવાં છે. રાહ નથી જોવી. ઝેરનાં પારખાં ન હોય. પછી દેખી લેવાશે. જગદેવને કહેવરાવી દો કે તમે માણસ લઈ ને આવજો. અમે જઈ એ છીએ. ચાલો, ત્યારે ! ઠીક કર્યું કાકભટ્ટ ! તમે ચેતાવ્યા તે. અમે નાહકના ફાંસલામાં ફસાત. બાકી મેં કહ્યું છે એમાં મીનમેખ નહિ થાય. તમતારે સૌ ઘોડા કરી લેજો.

હ્યો તયારે ' જયસાંબ ! '

રણભદ્રી તરફ જતાં આનકે ઉતાવળે કહી નાખ્યું.

આનકરાજને લાગ્યું કે નક્કી વાતમાં કાંઈક પણ આડું અવળું થયું છે. એ પોતે આવા ફાંસલા ગોઠવવામાં કુશળ હતો. એટલે એને આમાં તરત ભયંકર સત્ય જણાયું. દગાખોર માણસ બધે દગો દેખે એ ન્યાયે સફળતાએ કામ કરી ગયો હતો. એણે તો બીજી જ પળે રણભદ્રી ઉપર બંખેરી પણ મૂકયાં.

કાકને અત્યારે એક રીતે સંતોષ થયો. એને લાગ્યું કે ધાર્યાં કરતાં વાત વહેલી પતી ગઈ. કોઈ ન દેખે તેમ એ થોડી વારમાં ત્યાંથી પાછો ફરી ગયો. પાછા ફરતાં એણે જગદેવને પણ તૈયાર થતો જોયો. કેશવના મોકલેલા સૈનિકો તે પછી તરત આવતા જણાયા.

તે પોતે મહારાજના શિબિર તરફ હવે મહારાણીઓની પ્રતીક્ષા કરવા ઉપડયો.

## ૨૪. દંડદાદાકે રસ્તો કાઢયો

કાકભટ્ટ કૃષ્ણદેવને મળ્યા પછી ફરીને આ ખબર એને કરવા ગયો હતો. પણ એ બહાર નીકળી ગયેલ. વહેલી પ્રભાતે એને માટે ફરીને ગયો. પણ પત્તો ન મળ્યો. તે શિબિર તરફ ગયો. એને જોવાની એણે આશા રાખી હતી. પણ એ આવ્યો ત્યાં તો બધી વાતની તૈયારી થઈ ગયેલી જણાઈ. બે ચાર બ્રાહ્મણો આવીને મંડપમાં ઊભા રહી ગયા હતા. મંત્રીઓના હાથીઓ પણ બહાર ઝૂલી રહ્યા હતા. સૈનિકો વ્યવસ્થા માટે ચારે તરફ ફરી રહ્યા હતા. એણે કેશવને શોધ્યો પણ એ દેખાયો નહિ. મહારાજનો ઉત્તુંગ ગજરાજ એક તરફ ઊભો ઊભો પોતાના ગૌરવમાં આમ તેમ ઝૂલી રહ્યો હતો.

વખત તો ઝપાટાબંધ વહી રહ્યો હતો. કાકે ચારે તરફ દૃષ્ટિ કરી. પણ હજી મહારાણીબાની સાંઢણી ક્યાંય આવતી જણાઇ નહિ. પળ ચાલી જશે કે શું એની એને ચિંતા થઈ. એટલામાં એને સાંભર્યું કે કદાચ કેશવ સેનાપતિ એની રાહ જોતો હશે. એ જરાક સામે ચાલ્યો. થોડી વાર થઇ ને કેશવ સેનાપતિ દેખાયો.

તમે કહ્યું તેમ હતું. પણ એને કોઈએ ચેતાવી દીધો

જણાય છે !' કેશવે કાકને જોતાં જ કહ્યું: 'રાતે જ ભાગી ગયો લાગે છે !'

'એમ? અત્યારે તો આપણે એક લપ ગઈ એમ સમજો ને. પણ મહારાજને મળવા ન રોકાયો ?'

'ક્યાંથી રોકાય ?'

'તો આપણે પણ વધારે શું કામ હતું? ત્યાગભટ્ટ તો સહીસલામત છે નાં ?'

'એ તો એ સ્નાન કરીને આવે. પણ આ ચોર પકડવાનો રહી ગયો નાં ?'

'પકડીનેય અત્યારે આપણે રોકવો તો ભારે પડે તેમ હતો. ભયથી ભાગ્યો એ જ ઘણું છે !'

અત્યારે સમય ન હતો એટલે કેશવે વધારે વાત છેડી નહિ. પણ એના મનમાં અસંતોષ રહી ગયો હતો. કેશવની પાછળ પાછળ કાકે પણ ત્યાં મહારાજના પરિષદ્-ખંડમાં પ્રવેશ કર્યો.

ત્યાં એણે તમામ મહામંત્રીઓને દીઠા. કૃષ્ણદેવ પણ આંહીં હતો. મંચ ઉપર રાજગાદી પથરાઈ ગઇ હતી. મહારાજ પોતે પણ ત્યાં બેઠા હતા. એની પાસે દંડદાદાક એક નાનકડી ગાદી ઉપર બેસીને મહારાજ સાથે કાંઈક મંત્રણા કરી રહ્યા હતા. કાકને હવે આ સમય ભારે કટોકટીનો લાગ્યો. ત્યાં પવિત્ર બ્રાહ્મણો હાજર હતા. સોમનાથનું જળ હાજર હતું. દરેકે દરેક મંત્રી એક પછી એક મહારાજના સાન્નિધ્યમાં જ સોમનાથની સાખે, કુમાર તિલક ત્યાગભટ્ટનો અત્યારે સ્વીકાર કરવાનો હતો. એનો અર્થ વ્યવહારુ રીતે તો રાજ્યાભિષેક સમાન થઈ જતો

હતો. એટલે મહારાણીઓ જો બરાબર સમયસર આવી નહિ પહોંચે તો બધું કર્યું કારવ્યું ધૂળ મળવાનું હતું. આંહી પ્રતિજ્ઞા લીધેલા તમામ મંત્રીઓ જો ત્યાગભટ્ટનો સ્વીકાર કરે તો પછી કાંઈ બાકી રહેતું ન હતું. વારંવાર ચિંતાભરેલી દૃષ્ટિએ, મહારાજની રાજગાદી પાછળ આવી રહેલા પશ્ચિમ-દ્વારમાંથી, બહાર દૃષ્ટિ કરતો, એ ત્યાં શાંત બેઠો. ક્યાંય સાંઢણી આવતી દેખાય છે? પણ હજી ત્યાં કોઈ ચિહ્ન ન હતું. આંહી તૈયારી હતી. એણે કેશવ તરફ જોયું. જાણે કોઇ જીવન કાર્યની સિદ્ધિ મળી હોય એટલો આનંદ ત્યાં એના ચહેરા ઉપર બેઠો હતો. પોતાને દંડદાદાકજી પ્રથમ બોલાવે એની જાણે એ રાહ જોઇ રહ્યો હતો.

એટલામાં ત્યાગભટ્ટ આવ્યો. એણે સ્નાન કરીને પવિત્ર વસ્ત્ર પહેર્યાં હતાં. તે શાંતિથી આવીને દાદાકજીના પગ પાસે જ બેસી ગયો.

મહારાજે ચારે તરફ દૃષ્ટિ કરી. કોઈ અગત્યની વ્યક્તિ હવે બાકી ન લાગી. તેમણે એક શાંત મૂંગી અર્થ-ભરી દૃષ્ટિએ તમામ મંત્રીઓને નિહાળ્યા. પછી ધીમેથી કહ્યું: 'દાદાકજી! આપણે જે માટે સૌને બોલાવ્યા છે તે વાત ત્રણ વખત રજુ કરી જૂઓ. કોઈના મનમાં પછી વસવસો ન રહે.'

કાકભટ્ટે આતુરતાથી મહારાજની બેઠકની પાછળ આવેલા પશ્ચિમ દ્વારમાંથી ફરીને બહાર દૃષ્ટિ કરી. પણ હજી કાંઇ કહેતાં કોઈ નિશાની ત્યાં ન હતી. તે અધીરી અશાંતિમાં બેસી રહ્યો. એ વિચારી રહ્યો હતો કે આ પળ નહિ જળવાય તો હૃદયને લીધેલી તમામ મહેનત અફળ જવાની. પળે

પળે એ ચોરી ભરેલી દૃષ્ટિ કરવા લાગ્યો.

એટલામાં દંડદાદાકજી બેઠા થયા. ભીષ્મપિતામહ જેવો, ધોળા નિમાળામાં શોભતો, એનો ગૌરવ ભરેલો ચહેરો, એક વખત પટકુટિના ખૂણેખૂણાને માપી વળ્યો. પછી એમણે શાંત ધીમા ગંભીર અવાજે કહ્યું:

'મહારાજ પ્રત્યે અંગત પ્રેમભરી રાજભક્તિ જેમનામાં ન હોય, અને પોતાના અધિકાર પરત્વેની સેવાભક્તિથી જ જે આવ્યા હોય, તે આંહીંથી હવે વિદાય લઈ શકે છે! આપણું આજનું કામ એવા વિશ્વાસનું છે.'

કાંકરી નાખી હોય તો એનો અવાજ સંભળાય એવી શાંતિ ત્યાં એ પળ વ્યાપી ગઈ. સૌ એક બીજા તરફ જોઈ રહ્યા હતા. પરિસ્થિતિની મુંઝવણ મુંજાલ, મહાદેવ, અનુભવી રહ્યા હોય તેમ જણાતું હતું. પણ સ્પષ્ટપણે ઊભા થવાનો અવિવેક કોણ કરે? મહારાજ પ્રત્યે અંગત પ્રીતભરેલી રાજભક્તિનો કોણ ઇન્કાર કરે? એ શી રીતે થાય? અને એ પ્રીતિનો સ્વીકાર કર્યા પછી તો મહારાજની વાતને અનુમોદન આપવાનું જ રહેતું હતું. વાત કોયડા જેવી હતી.

દંડદાદાકજીનો રૂપેરી રણકા જેવો, સ્વચ્છ, સ્પષ્ટ, ભાવભીનો અવાજ ફરીને આવ્યો: 'કેવળ મહારાજ પ્રત્યેની સ્વજન જેવી પ્રીતિ, જેમના હૃદયમાં હોય, એમને માટે જ આજનો આ કાર્યક્રમ છે. રાજહિતની દૃષ્ટિએ પણ, મહારાજપ્રીતિ જેમને માટે ગૌણ હોય, એ કોઈ જાતના માનભંગ વિના હજી વિદાય લઈ શકે છે. મહારાજ જે પગલું લેવા માગે છે, એની એમને ખાત્રી થઈ ચૂકી છે. અને તમામ સહાયકોને એ ખાત્રી કરાવશે—ભવિષ્યમાં. આટલું જાણ્યા

પછી પણ જવા વાળા હજી ભલે જાય !' પણ એના જવા-બમાં તો સૌ મહારાજ પ્રત્યે બે હાથ જોડીને નમી રહેલા દેખાયા. મહારાજ પ્રત્યેની અંગતપ્રીતિ જાણે સૌ માટે સર્વોપરી હતી.

દંડદાદાકજીએ, એક વજ્ર જેવા બંધનથી સૌને જાણે બાંધી લેવાની ભૂમિકા આંહીં તૈયાર કરી દીધી હતી. એ હવે કાક અનુભવી રહ્યો. હરપળે એ મહારાણીબાના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો. એ પળ અત્યારે બે વરસ જેવડી હતી.

દંડદાદાકજીએ ત્રીજીવાર કહ્યું : 'આપણી આ નગરી પાટણમાં, સ્વજનપ્રીતિથી પ્રેરાઇને, મહારાજ કર્ણના અવસાન સમયે દેહ ધારી રાખવાનું દેવપ્રસાદજીને ન રુચ્યું. એ જાણીતી વાત છે. આજની વાત પણ એવી જ છે. કેવળ એવા અંગત પ્રેમને માટે જ આ સભા છે. બીજા ભલે વિદાય લે. એમને માટે હજી રસ્તો ખુલ્લો છે.'

કોઈ સ્થાન ઉપરથી ફરક્યું નહિ. તરત જ દંડદાદાકજીએ એક બ્રાહ્મણને ઇશારત કરી. સોનેરીકુંભમાં ભગવાન સોમનાથનું પ્રસાદી જલ લઈને એ આગળ આવ્યો.

દંડદાદાકજીએ પોતે બ્રાહ્મણને અને જલકુંભને બે હાથ જોડીને નમસ્કાર કર્યા.

બ્રાહ્મણ એમના હાથમાં જલ આપવાની તૈયારી કરતો હતો, એટલામાં મહારાજે ઉતાવળે કહ્યું : 'દાદાકજી ! ખમો.'

દાદાકજી એક ક્ષણભર થોભી ગયા. શું હતું એ જોવા.

મંચની પાસે એક તરફ આવાને, છાતી ઉપર માથું ઢાળી, એક પણ અક્ષર બોલ્યા વિના, બર્બરક ઊભો રહી

ગયો હતો. એ બોલ્યો કાંઈ ન હતો. પણ મહારાજે એનો મર્મ તરત પકડી લીધો હતો.

મહારાજની પ્રીતિપરીક્ષાથી છક્ક થઈ જતા દાદાકજીએ પણ બોલ્યા વિના જ મહારાજને પ્રણામ કર્યો. માથું નમાવ્યું ને બર્બરક તરફ એક દૃષ્ટિ કરી. એ દૃષ્ટિમાં જ એને ઉપર આવવાનું નિમંત્રણ પણ હતું.

મહારાજની અંગતપ્રીતિભક્તિનો ખરો વારસો, દંડ દાદાકજીની પણ પહેલો, આ જંગલી બર્બરક સાચવી રહ્યો હતો, એ વાત મહારાજે આજે પ્રગટ કરીને, કેવળ ગુજરાતની ભૂમિમાં શકય છે એવી, સાચી પ્રેમસમજ દર્શાવી હતી. અણહિલપુર પાટણ નામ પાડતાં, મહારાજ વનરાજે એ પહેલાં બતાવી હતી. આજ મહારાજ સિદ્ધરાજે બતાવી.

મોટા મોટા રાજભક્ત મંત્રીઓની પણ પહેલાં–મહારાજને આ જંગલીએ પોતાના હૃદયમાં સંઘર્યા હતા. એને મન એ હવે પોતાના દેવ નહિ–જાણે બાપ હોય, એવા બની રહ્યા હતા. નાના બાળકની માફક જ મહારાજને પડછાયે પડછાયે એ હમેશાં ઊભો જ હોય! અત્યારે પણ એ આંહીં એક ખૂણે ઊભો રહી ગયો હતો. જ્યારે મહારાજની અંગતપ્રીતિ ભક્તિની વાત દાદાકજીએ કરી ત્યારે એ સૌથી પહેલો આગળ આવ્યો, એ બોલી શકયો ન હતો, પણ એને કહેવાનું હતું કે 'સૌથી પહેલો એમનો આ વારસો હું ધરાવું છું. એ મારો હક્ક છે. મને પહેલી પ્રતિજ્ઞા લેવા દો.'

મહારાજે એને ત્યાં દીઠો. અને તરત એમણે એનું હૃદય જોઈ લીધું. દંડદાદાકજી જેવા મહાઅમાત્યની પણ પહેલાં, ત્યાગભટ્ટના કુમારતિલક અભિષેકની પડખે ઊભા રહેવા ને,

જીવનસમર્પણ પ્રતિજ્ઞા લેવા એ આવ્યો હતો.

મહારાજે એને ઉપર આવવા માટે સહેજ પ્રેમનિશાની કરી.

બર્બરક ઉપર આવ્યો. સોમનાથ મહાદેવનું પવિત્ર જળ એના જમણા હાથમાં બ્રાહ્મણે રેડ્યું. સાત જનમારાનું વંધ્યત્વ એ પ્રતિજ્ઞાભંગ માટે શાપ રૂપે મૂક્યું: પ્રતિજ્ઞાનું ઉચ્ચારણ કર્યું: 'હું કુમારતિલક ત્યાગભટ્ટના અભિષેકનું પડખું પ્રાણાંતે પણ ન છોડું!'

બર્બરકે જલઅભિષેક માથે ચડાવ્યો. ત્યાગભટ્ટને એ હાથ જોડીને નમ્યો. અને પછી એ ધીમેથી પાછો પોતાને સ્થાને, એક પડછાયાની જેમ, શાંત સ્થિર ગતિરહીત ઊભો રહી ગયો. જાણે એ ત્યાંથી ખસ્યો જ ન હોય!

ત્યારપછી તરત વૃદ્ધઅમાત્ય દંડદાદાકજીએ સોમનાથની સાખે ત્યાગભટ્ટના અભિષેકને જ પોતાનું જીવનધ્યેય કહીને, મહારાજને ચરણે સમશેર ધરી.

હવે સેનાપતિ કેશવ ઊભો થયો. કૃષ્ણદેવ ઉંચો નીચો થઈ ગયો—પોતાનો હક્ક ખૂંચવાય છે એવો ડોળ કરતો, ખરી રીતે તો મહામોંઘી પળ વીતી રહી છે ને મહારાણીબા કાં આવતાં નથી, એનો શોક કરતો.

કેશવ સેનાપતિ પછી એનો જ વારો હતો.

કેશવ સેનાપતિએ આગળ આવીને પોતાની સમશેર મહારાજને ચરણે ધરી. કુમારતિલક ત્યાગભટ્ટ માટે જાન-ન્યોછાવરીની સોમનાથજળે પ્રતિજ્ઞા લીધી. મહારાજની આપેલી તલવાર લઈ એ ધીમેથી નીચે ઉતર્યો.

કૃષ્ણદેવ માટે હવે બીજો રસ્તો ન હતો. તેને ઊભો થતો કાકભટ્ટે જોયો. એને મંચનાં પગથિયાં ચડતો એણે

નિહાળ્યો. એ રાજગાદી પાસે પહોંચ્યો. એણે મહારાજને ચરણે પોતાની તલવાર મૂકી અને બ્રાહ્મણને પ્રણામ કર્યા. બ્રાહ્મણે સોનેરી કુંભ ઊંચો કરીને જલધારાની તૈયારી કરી, બરાબર એ જ વખતે કાકભટ્ટની બહાર ફરતી દૃષ્ટિએ રાણીબાની સાંઢણીને ઝૂકારાતી જોઈ. અને એના અંતરમાં અધીરો આનંદ વ્યાપી ગયો. બે ક્ષણમાં તો, એણે મહારાણીબાને મહારાજની બેઠકના પાછળના દ્વારમાંથી આગળ આવતાં દીઠાં. એ અતિ આનંદમાં આંખો મીંચી ગયો. ત્યાં જેવા તેવાનાં હાડ ધ્રૂજાવી દે તેવો, ઉતાવળો, વ્યગ્ર, પણ સમર્થ અને સ્પષ્ટ અવાજ બહારથી આવતો એને કાને સંભળાયો: 'દાદાકજી! ખમો, ખમો, તમે આ શું આદર્યું છે?'

કાકની આંખ ઉઘડી ગઈ. કૃષ્ણદેવ આશ્ચર્યમાં હોય તેમ થંભી ગયો. બ્રાહ્મણની જલધારા આવતી અટકી પડી. દાદાકજીએ ઉતાવળે અવાજની દિશા તરફ જોયું. મહારાજે પાછા ફરીને એક દૃષ્ટિ કરી. મંત્રીઓ તમામ ઊભા થઈ ગયા હતા. પાછળના દ્વારથી આવી રહેલાં મહારાણીબાને રોકવા વ્યર્થ પ્રયત્ન કરતો દ્વારપાલ ત્યાં દૃષ્ટિએ પડ્યો. હવે રોકવાનું કરવું નકામું છે એ જાણીને એ બહાર જ ધ્રૂજતો ઊભો રહી ગયો હતો. એટલી વારમાં તો મહારાણી લક્ષ્મીબા પાછળનાં પગથિયાં ચડીને મંચ ઉપર જ સીધાં આવી ગયાં હતાં. તેણે એક તીક્ષ્ણ દૃષ્ટિથી સૌને જાણે ભેદી નાખ્યા. અને કાંઈક તીખા, વેગભર્યા, ઉતાવળા પણ શક્તિશાળી અવાજે તરત પૂછ્યું: 'આ બધું શું થાય છે મહારાજ? દંડદાદાકજી! આ શું આદર્યું છે? ક્યાં છે

મુંજાલ મહેતા ? મહાદેવ ક્યાં છે ? આ તમે શું કરો છો ? સોમનાથનું આ જળ શું ? આ પ્રતિજ્ઞા શી ? આ શું ચાલી રહ્યું છે ?'

મહારાણીએ એટલી ઉતાવળે વાતમાં વચ્ચે પ્રશ્નો મૂક્યા હતા કે પહેલાં તો આનો શું જવાબ વાળવો એ કોઈને ખબર ન પડી. અંતે દાદાકજી ધીમેથી બોલ્યા: 'મહારાણીબા ! આપને અન્યાય આપવા માટે આ નથી !'

'ત્યારે તો મને ન્યાય આપવા માટે ભેગા થયા છો કાં ?' રાણીએ તીખાશથી કહ્યું: 'પણ મેં તમારી પાસે ક્યારે ન્યાય માગ્યો છે દાદાકજી ? આનકરાજ આમાં કેમ નથી ?'

'મહારાણીબા ! આપ જરા શાંતિ રાખો તો વાતની સમજણ પડે !' દાદાકજીએ ગૌરવથી કહ્યું.

'શાંતિ તો દાદાકજી ! મેં ઘણી રાખી છે. આજ તમે આ ન આદર્યું હોત તો હું તો શાંત જ હતી નાં ? તમે પરાણે બોલાવી છે. આ તમે આદર્યું છે શું ? હજી તો હું જીવતી છું ! મહારાજ ! આ વાત તમે મને કરી પણ નહિ? શું આ પાટણનું સિંહાસન આટલું બધું ગૌરવહીણું થઈ ગયું છે કે આવા મહત્ત્વના પ્રસંગે એની રાણીનો એમાં અવાજ પણ ન હોય ? આ રાજરીત ક્યાંની ? આ રાજનીતિ તમે શીખવી દાદાકજી ? અને આ છોકરો—આ આંહીં કોણ બેઠો છે કૃષ્ણદેવજી ?'

રાણીએ વાત એવી ત્વરાથી, જાણે વાત તો પોતે જાણે જ છે, એમ ઉપાડી લીધી હતી કે, એનો જવાબ કોઈની પાસે ન હતો. મહારાજ જયદેવ પણ શાંત થઈ ગયા હતા.

એમના મનમાં, કાંઈક ઉતાવળ થઈ છે, એવી વાત એકદમ આવી ગઈ. પોતાની પાસે પણ મહારાણીના પ્રશ્નનો પ્રત્યુત્તર ન હતો—સિવાય કે ભુવનેશ્વરીની સ્મૃતિની નિઃસીમ મધુરતા. મહારાજ શી રીતે કહી શકવાના હતા કે કોઈક વખત—જીવનમાં ક્યારેક જ—બે પળનું જીવન એ જીવન બની રહે છે. ને લંબાતાં વર્ષો એ કેવળ પડછાયા થઈ જાય છે. મહારાજ તદ્દન શાંત રહ્યા.

કૃષ્ણદેવને પણ પ્રત્યુત્તર ન વાળવામાં ડહાપણ લાગ્યું. તે કાંઈ જ બોલ્યો નહિ. પણ મહારાણીબાએ તો ફરીને પૂછ્યું:

'કેમ કોઈ કાંઈ બોલતા નથી? આ સોમનાથજળ આંહીં કેમ લાવ્યા છો મહારાજજી? આ છોકરો કોણ છે કૃષ્ણદેવજી?'

'મહારાણીબા!' કૃષ્ણદેવે પોતાના કાર્યની સિદ્ધિની તક હવે જોઈ. તેણે અનુમાનથી વાત ઉપાડી. તેણે હાથ જોડ્યા. એને લાગ્યું હતું કે એણે કાંઈક એવો પ્રત્યુત્તર આપવો જોઈએ કે આ વાત અત્યારે બીજી રીતે ને બીજી દિશામાં જાય. તો પછીની વાત પછી. તેણે નમન કર્યું: 'મહારાણીબા! એ પણ એક શક્તિશાળી જુવાન છે. આંહીં તો જુદ્ધના મામલા છે. કેકના ખપ પડે. કૈક વાત સાચવવી પડે. કૈક રીતે સાચવવી પડે. એ ગજનિષ્ણાત છે, મહારાણીબા! મહારાજને આંહીં આ રણભૂમિમાં એનો ખપ પડ્યો છે!'

'હેં. મહારાજ?' મહારાણીના કાનમાં ઉદયનના શબ્દના ભણકારા વાગી રહ્યા હતા: 'તૂટે એટલું લંબાવતાં

નહિ બા ! ગજનિષ્ણાત થઇને તો એ ભલે ને રહેતો.' એટલે એણે આ વસ્તુનો તાર તરત પકડી લીધો.

જયદેવ મહારાજને તો આમ અચાનક આ વસ્તુનો આવો અંત આવશે એ ખ્યાલ પણ ન હતો. એને લાગ્યું કે આ ઘા પેલા ખંભાતી વાણિયાનો લાગે છે. એણે આ રસ્તો બતાવી દીધો છે. પણ આ કૃષ્ણદેવના ઉત્તરમાં કાંઈક બીજી ભૂમિકા તૈયાર થતી હતી. એમણે કહ્યું:

'મહારાણી ! એ રાજકુમાર આ રણક્ષેત્રના ગજ-સેનાપતિ છે !'

'ગજસેનાપતિ ? ઓહો ! આટલી કુમળી વયમાં ? એ કોના કુમાર છે મહારાજ ?'

'મહારાણીબા !' દંડદાદાકે હાથ જોડયા: 'એ બધું સમય આવ્યે પ્રગટ થાશે. આંહીં તો રણક્ષેત્ર છે. બધું એકી સાથે પ્રગટ ન થાય !'

'દાદાકજી !' મહારાણીબાને ઉદયનના સ્વપ્ન ભણકારા હવે સાંભરી આવ્યા. એમણે એ વાત સ્પષ્ટ કરી નાખવામાં પોતાનું વધારે હિત દીઠું. 'તે ભલે તમતારે તમારાથી થાય તેટલી રણક્ષેત્રના ઓઠા નીચે વાતો ગોઠવી લેજો.' જરાક તીખો કટાક્ષ કરીને પછી એણે અવાજ ફેરવ્યો: 'પણ તમે વૃદ્ધ છો. અનુભવી છો. પંડિતજન છો. ચૌલુક્યવંશના સ્વજન જેટલા જ રાજભક્ત છો.' મહારાણીબાનો અવાજ શાંત, ધીમો, અતિશાંત અને પછી ભાવભીનો થઈ ગયો હતો. 'મારી એક અચળશ્રદ્ધાની વાત મારે તમને કહી બતાવવાની છે. મહારાજ ! તમારે પણ એ સમજવા જેવી છે. વડસસરા ભીમદેવ મહારાજે જે પ્રણાલિકા પાડી, ને સસરા ક્ષેમ-

રાજજીએ રાજગાદી તજી દીધી, એ કાંઈ અમસ્તી તજી દીધી નથી. મહારાજ! એ પ્રણાલિકા હજી આંહીંનું ગૌરવ જાળવી રહી છે! ને જાળવી રાખશે.

'દંડદાદાકજી! ભગવાન સોમનાથ જેવા મહાદેવ છે, અને હવે ભાવબૃહસ્પતિ જેવા એમને પ્રત્યક્ષ જોનાર પંડિત મહારાજને મળ્યા છે, મહારાજે તો એ ધજાનું ઉચ્ચત્તમ ગૌરવ સ્થાપ્યું છે—તમારી સૌની શ્રદ્ધા ડગી હોય તો ભલે—મારી ડગી નથી. હું તો ચૌલુક્યરાજની પરંપરાને આગળ ચાલતી આજ પણ નિહાળું છું. આ ઉતાવળું પગલું શા માટે લ્યો છો મહારાજ? આ પગલું તમે ભર્યું અને દંડદાદાકજી! આવતી કાલે સોમનાથ પ્રસન્ન થયા.... તો...? વિચાર કર્યો કાંઈ? તો? કેટલો પશ્ચાત્તાપ હશે અને કેટલું ઘર્ષણ થાશે?'

દંડદાદાકજીના દિલમાં મહારાજ પ્રત્યેની નિઃસીમ પ્રેમભક્તિથી આ વાત તો બેઠી જ હતી. અને એમાં મહારાણીબાનો ભાવભીનો અવાજ. એટલે એમને એની વધારે અસર થઈ ગઈ. તેણે મહારાજ સામે ધીમેથી જોયું. વાતને વધારે સ્ફુટ કર્યા વિના, કોઈ પણ જાતનો વધારે રૂચિભંગ કર્યા વિના, આટલેથી જ અત્યારે અટકાવાય તો ખોટું નહિ, એવી સમજણ એ દૃષ્ટિમાં હતી.

ભાવબૃહસ્પતિને હજી શ્રદ્ધા હતી એ તો મહારાજે જ કહ્યું હતું આજે લક્ષ્મીરાણીને પણ અચાનક એ જ વાત કરતી જોઈ એમની શ્રદ્ધા વધારે દૃઢ થઈ. ઉદયને બરાબર જ્યાં જેટલી જોઈએ તેટલી જ વસ્તુ મૂકવાની ચીવટ રાખી હતી. એનું ફળ આવી રહ્યું હતું. કૃષ્ણદેવને તો

મહારાણીના શબ્દોમાંથી ઉદયનની અજબ બુદ્ધિનો પરિચય મળી ગયો હતો. તે મનમાં ન મનમાં એને પ્રશંસી રહ્યો. અને જરાક ભય પણ પામ્યો. એણે આ વાતને એકદમ જ મહારાણીબા સ્વીકારી લે એવો એક વધુ પાસો નાખવામાં બુદ્ધિ જોઈ: 'મહારાણીબા! આંહીં તો બધા નાણી જોયેલા મંત્રીશ્વરો છે, એટલે કહેવામાં વાંધો નથી. પણ અમારા સૌના જીવ તાળવે ચોટયા છે. મહારાજે 'જલસમાધિ'ની પ્રતિજ્ઞા લીધી છે એ તમને ખબર છે?'

'હેં! શું? મહારાજ!' મહારાણીબાનો અવાજ એકદમ અસ્થિર ને વ્યગ્ર હતો.

'ત્યારે એ વાત છે બા! અમે તો વધારેમાં વધારે માન આપીને કોઈ એવો ગજસેનાપતિ લાવવા માગીએ છીએ કે, આ દુર્ગ મહારાજે જે દિવસે કહ્યો છે, તે દિવસે તૂટે જ તૂટે. અમારાં મોં ઉપર અમારે મેંશ નથી લગાડવી બા! એટલા માટે આ આજનો પ્રસંગ છે બા! આ તો રણક્ષેત્ર છે. આંહીં તો અનેક રમ્મત હોય. તમે અધીરાં થાવ—પણ મહારાજને આધારે લાખ્ખોની સેના પડી છે એનું શું? આ કુમાર ગજવિદ્યાના મહાનિષ્ણાત છે!'

કૃષ્ણદેવની વાત વધારે અસર કરી ગઈ. મહારાણી લક્ષ્મી ત્યાં મહારાજની પાસે શાંતિથી બેસી ગયાં. તેણે વ્યથાથી કહ્યું: 'મહારાજ! આ શું કહ્યું કૃષ્ણદેવે? શી વાત છે?'

'મહારાણી!' મહારાજે શાંતિથી કહ્યું: 'આંહીં આ જુદ્ધમાં આ રાજકુમાર—અમારા ગજનિષ્ણાત બન્યા છે. એ દેખાય છે નાના, પણ એને સિદ્ધિ વરી છે એ અદ્ભુત છે. એની પાસે સિંહનાદી વિદ્યા છે!'

'એમ ? ઓહો મહારાજ ! એનું નામ તો મને કહો !'

'એનું નામ ત્યાગભટ્ટ !'

'ચારુભટ્ટ કહે છે તે જ આ નહિ ?'

'હા, એ જ !'

'ગજેન્દ્રનાથજી !' મહારાજે ત્યાગભટ્ટને કહ્યું: 'તમને આજે એક સદ્ભાગ્ય ફળ્યું છે. તમને તમારા કામમાં મહારાણીના પણ આશીર્વાદ મળે છે !'

ત્યાગભટ્ટ સમજી ગયો. તે ઉઠીને ઊભો થયો. બે હાથ જોડીને મહારાણી લક્ષ્મીને નમી રહ્યો.

મહારાણી લક્ષ્મીએ અજબ જેવી સુરૂચિ ધારણ કરી લીધી. એને બહુ ખેંચવું નહિ—એ ઉદયને આપેલું સૂત્ર હૃદયે પુરેપુરું બેસી ગયું હતું. વળી મહારાજાની પ્રતિજ્ઞાનો ભાર એને લાગ્યો હતો. એટલે અત્યારે આ બધું છિન્નભિન્ન થઈ જતું હતું એ એને મન કાંઈ ઓછું કામ ન હતું. એણે રૂચિભંગ ન દેખાય માટે ત્યાગભટ્ટના માથા ઉપર પ્રેમથી હાથ મૂકયો: 'તમને શતયુદ્ધમાં વિજય મળો ગજાધિપતિ-રાજ !' મહારાજ ! અધિકાર તો મેં કહી નાખ્યો પણ એ બરાબર છે ?'

'બરાબર છે. તમારા આશીર્વાદે એમને સિદ્ધિ મળશે જ મળશે. એ અમારા હવે પછીના ગજાધિપતિરાજ બની ચૂકયા છે. ત્યાગભટ્ટજી ! આ લ્યો ...' મહારાજે સોનેરી મૂઠવાળી એક સમશેર એની સામે ધરી.

વાતને આ પ્રમાણે તદ્દન નવો જ વળાંક મળતો સૌ જોઈ રહ્યા.

દંડદાદાકજીના મનમાં એક પ્રકારનો સંતોષ આવી

ગયો લાગ્યો. કદાચ સોમનાથ પ્રસન્ન થાય—એવી હવા એમને સ્પર્શી ગઈ હતી.

મહારાજને પણ એ જ હવાનો સ્પર્શ થયો હોય તેમ કૃષ્ણદેવને લાગ્યું.

પણ પોતે આજે પ્રતિજ્ઞામાંથી આબાદ બચી ગયો છે—એના મનમાં એનો ઊંડો સંતોષ આવી ગયો હતો. પણ સોમનાથ કરે, ને કુમારપાલજીનું ભાવિ જોર કરે, તો એણે આ બે, બર્બરક ને કેશવ, પ્રતિજ્ઞાથી ચારુભટ્ટના જે પક્ષકાર થયા છે, તેમનું જેવું તેવું ધ્યાન રાખવાનું નહિ રહે. એણે પોતાના મનમાં એની ઊંડી નોંધ ટપકાવી રાખી.

થોડીવાર થઈ અને મંચ ઉપર મહારાજના અનુષ્ઠાનની વાત ઉપડી. મહારાજ પંદર દિવસ માટે એક અનુષ્ઠાનમાં બેસવાના હતા. એનું મુહૂર્ત પણ તરત હતું. માલવરાજે પણ પંદર દિવસની સંધિ યાચી હતી.

મહારાણી લક્ષ્મીબા એ પંદર દિવસ હવે આંહીં જ રોકાઈ જશે, એ નક્કી થયું.

કાકને મનમાં ધરપત થઈ ગઈ કે ઉદયને એને જોખમમાં તો મૂક્યો હતો, પણ વાત બરાબર ધારી ઉતરી હતી.

થોડીવાર પછી એક શંખનાદે સૈન્યમાં જાહેર કર્યું કે મહારાજ હમણાં અનુષ્ઠાનમાં બેઠા છે. પણ કાકભટ્ટને નિરાંત ન હતી. એને આમાં ઊંડો ભેદ જણાયો હતો.

તે દિવસે મધરાતે સોલંકી છાવણીમાંથી ત્રણ ઘોડેસવારોને ક્યાંક જવા માટે નીકળતા કાકભટ્ટે જોયા. અને એને ભેદ ઉકેલવા જેવો જણાયો. પછી એને શાંતિ વળી નહિ. આ ત્રણ સવારો કોણ કોણ હશે? ક્યાં જવા નીકળ્યા

હશે ? મહારાજનું અનુષ્ઠાન શું ? એ જાણ્યા વિના એને અનાજ ભાવે તેમ લાગ્યું નહિ. ઉદયન આંહીં હતો નહિ. કૃષ્ણદેવને જણાવવા જતાં વખત જાય. કાકભટ્ટે તો તત્કાલજ એમનો પીછો પકડવાનો નિશ્ચય કરી લીધો. આંહીં રણભૂમિમાં બન્ને પક્ષે પંદર દિવસનો ગાળો અરસપરસની સમજુતીથી જાહેર થઈ ગયો હતો. એટલા દિવસ આંહીં માખો મારવાનો કાંઇ અર્થ ન હતો. મહારાજ અનુષ્ટાનમાં બેઠા હતા. એણે તે જ ક્ષણે પોતાનો નિશ્ચય કરી લીધો. અને તે એકલો, એમને નજરમાં રાખતો, એમની પાછળ ઉપડયો. કાકનો ઘોડો કમ ન હતો, પણ આગળ જતા સવારો પવનવેગી લાગ્યા. અદૃશ્ય ન થઈ જાય એટલું અંતર જાળવતો એ અંધારામાં દિશા સાચવીને એમની પાછળ પાછળ આગળ વધતો રહ્યો.

## ૨૫. ત્રણ ઘોડેસવારો કોણ?

પોતે કોની પાછળ જઈ રહ્યો છે એ સવાર થયા પહેલાં ખબર પડે તેમ કાકભટ્ટને લાગ્યું નહિ. એણે અનુમાને ધાર્યું કે એક તો કેશવ સેનાપતિ હોય. પણ બીજા બે કોણ હોઈ શકે એ કળવું મુશ્કેલ બન્યું. બીજા બે ગમે તે હોય. પણ એ ચોક્કસ પેલા ગજની શોધમાં નીકળ્યા હોય તે સંભવિત હતું. તો બીજો ત્યાગભટ્ટ અને ત્રીજો—કોણ દંડદાદાકજી હશે? કે મહાદેવ? કે મુંજાલ મહેતો? એમાં કોઈની શક્યતા ન લાગી. ત્યારે શું મહારાજ પોતે હશે?

મહારાજ પોતે હોય ને આ પ્રમાણે એને દેખે તો શું થાય?

એણે ધીમે ધીમે દિશા સાચવીને અંતર વધારવા માંડયું. એને લાગ્યું કે હવે આ વસ્તુનો છેડો લેવામાં મજા છે. *કાન્તિનગરીના કલ્પનાતીત સૌન્દર્ય વિષે એણે સાંભળ્યું

---

* કાન્તિનગરી તે કાન્તિવર્માએ વસાવેલી. ત્યાં હાથી લેવા માટે જયસિંહદેવ ગયાનો પ્રબંધોમાં ઉલ્લેખ છે. બર્બરકનું નામ પણ છે. કુમારપાલ એક વખત ફરતો ફરતો કાન્તિનગરીમાં આવેલો. મહોબા. બુંદેલખંડમાં કલંજર પાસે.

હતું. મહારાજે આ એક જબ્બર સાહસ ઉપાડયું હતું. ત્યાંથી હાથી લાવવો એ ખેલ ન હતો. મહારાજ પાસે સૈન્ય પણ ન હતું. કાકને થયું કે જે થવાનું હોય તે, પણ કાન્તીનગરી તો જોવી.

એમની વચ્ચેનું અંતર વધતું ગયું. પણ એણે દિશાની નોંધ બરાબર રાખી હતી.

મોં સુજણું થવા પહેલાંની વહેલી પ્રભાતે એણે ત્રણ આછા પડછાયાને એક ધાર ઉપરથી નીચે જતા જોયા. તેણે દિશા નોંધી રાખી. થોડી વારે એ ધાર ઉપર આવી પહોંચ્યો તો આઘે એક નાનકડા ગામડાની ભાગોળે મૂકામ નાખીને એમને પડેલા દીઠા. એણે એ ગામડા તરફ જવાની સામેની બીજી બાજુ પકડી.

ગામડે પહોંચ્યો તો ખબર પડી કે ગામનું લોકટોળું ધરમશાળા તરફ જઈ રહ્યું હતું. કાકભટ્ટને નવાઈ લાગી. એણે ઘોડાને ત્યાં મંદિરમાં રાખી દીધો. મહારાજ નીકળ્યા હોય તો આટલા પ્રગટ રીતે તો ન જ નીકળે. લોક જતા હતા એ રસ્તે એ પણ ચાલ્યો.

એણે રસ્તે જતા કોઈ શ્રેષ્ઠીને પૂછયું : 'શેઠજી ! લોકો ક્યાં ઉપડયા છે ? છે કાંઈ જોણું ?'

'કે' છે માલવરાજ આવ્યા છે ને !'

'કોણ ? માલવરાજ યશોવર્માજી ?'

'ભૈ ! આ તો બધા કે' છે. ખરી ખોટી ત્યાં ગયે ખબર પડે. આવવું હોય તો તમે પણ ચાલો ! તમે આંહીંના નથી લાગતા.'

'ના. . . .' કાકે ટૂંકમાં પતાવ્યું ને તે આશ્ચર્યથી આગળ વધ્યો.

કાકભટ્ટને નવાઈ લાગી. પોતે જે ત્રણ સવારોનો સોલંકી છાવણીમાંથી જ પીછો પકડ્યો હતો એ શું માલવાના હતા? અંધારામાં કાંઈ પિછાન થઈ નહિ કે શું? પણ તો તો આ ખબર કહેવા એણે તરત જ પાછું ફરવું પડે! કે પછી લોકસમજ ખોટી હતી? કે પોતે પેલા સોલંકી સવારોને અંધારામાં ગુમાવીને બીજા કોઈની પાછળ આવી ચડ્યો હતો? હમણાં એણે જોયા એ સવારો માલવાના આંહીં હોય—ને પેલા સવારો આગળ વધી ગયા હોય ને પોતે ભ્રમમાં પડ્યો હોય એમ તો નહિ બન્યું હોય?

જે હોય તે, કાકભટ્ટ લોકટોળામાં ભળી ગયો. ગામને પાદર પાન્થાશ્રમ તરફ એ ગયો, તો ત્યાં વડના એક મોટા ઝાડ નીચે, બે ત્રણ માણસો બેઠા હતા. કાકના રામ રમી ગયા! ઓત્ તારીની આ તો કોઈ બીજા છે! સારે પેલા સોલંકી સવારો ક્યાં ગયા? પોતે અંધારામાં એમને ખોયા ને બીજાની પાછળ પડયો કે શું? એ તો વિચારમાં પડી ગયો.

લોકોની પેઠે એણે પણ ટીકીટીકીને જોવા માંડ્યું. ત્રણે મોટા શ્રેષ્ઠી જેવા જણાતા હતા. એમાંના એકે કાંઈક ઉદારતા, કોઈ ગામડિયા પ્રત્યે બતાવી હશે, એમાંથી તરત આ વાત વધી ગઈ લાગી ને માલવાના મહારાજ આવ્યા છે, એવી ગપ કોઈકે ચલાવી હતી. કાકભટ્ટને વાતવાતમાં આ ખબર પડી.

પણ કાકને ધીમે ધીમે પ્રતીતિ થતી ગઈ કે કહો ન કહો આ લોહી કોઈ રાજવંશીનું છે! એ ચોક્કસ. એથી આમ બેસે નહિ.

એણે પોતાની પાસે કોઈ વણિક વ્યાપારી ઊભો હતો એને કહ્યું: 'પૂછોને ક્યાં જવા નીકળ્યા છે?'

'હીરા લેવા જાય છે કહ્યું ને એમણે!'

'પણ સાથે કોઈ સથવારો નથી. જોખમ હશે.'

'સથવારો હમણાં આવશે!'

એટલામાં 'જય ભોલેકી' કરતું કેટલાક સાધુ સંન્યાસી જોગીઓનું ટોળું બીજી દિશામાંથી આવી ચડયું. એમની સાથે કેટલાક હથિયારબંધ કિરાત પણ હતા. ઘોડાં હતાં. હાથી હતાં. એક પછી એક 'જય ભોલે કી' કહીને એમણે મૂકામ નાખવા માંડયો.

કાકભટ્ટને ખાત્રી થઈ ગઈ કે કહો ન કહો આ માલવરાજ પોતે જ લાગે છે.

પણ તો એ આમ ક્યાં જતો હોય?

મહારાજ સિદ્ધરાજ જતા હોય તો આમ કયાં જાય?

કાકભટ્ટના અંતરમાં દિવા જેવું અજવાળું થઈ ગયું. ચોક્કસ આ પણ જાય છે કાન્તિનગરી. કાં ત્યાંના મદનવર્માની મદદ માગવા, કાં મહારાજની પેલી ગજયોજના અફળ કરવા. બેમાંથી એક વાત હોવી જોઈએ. દિવસે જોગીઓ મૂકામ કરે. રાતે મુસાફરી કરે. એવો એમનો સંકેત લાગ્યો. કાકને એક એક પળ કિંમતી લાગી. એને લાગ્યું કે એણે એક મહાન તક મેળવી છે. એણે જોયેલા સોલંકી ઘોડેસવારો બીજે રસ્તે વળી ગયા જણાય છે.

તેણે ઉતાવળે લોકટોળામાંથી પોતાનો રસ્તો કાઢવા માંડ્યો.

આટલા બધા સાધુ સંન્યાસી જોગી લોકોનો જમાવ જોઈને લોકોને વધારે રસ પડ્યો. કોઈ ખસતા ન હતા. કોઈ એમના ઘોડા માટે ઘાસ લાવતા હતા. કોઈ આવી રહેલા હાથી માટે લોટ લાવવા માગતા હતા. કેટલાક જોગીઓને પગે પડવા આવ્યા હતા. કાકને લાગ્યું કે જોગી લોકો હવે પાછા રાતે મુકામ ઉપાડશે. એણે પાછા ખસવા માટે ઉતાવળ કરી. એટલામાં કોઈ વૃદ્ધ સૈનિક જેવાનો અવાજ એને કાને અથડાયો: 'તું લાગે છે આંધળો!' પેલો કોઈ બીન અનુભવીને કહી રહ્યો હતો; 'હું આંધળો નથી. જોતો નથી? આ જુવાન રૂપાળો જોગીરાજ, આપણે જયવર્માજી જોયા હતા, એનો જ જાણે અણુસારે અણુસારો! જોને જરાક આંખ ઉઘાડીને! મેં તો ઉજજેણીમાં બે દસકા ગાળ્યા છે!' લોકોનું ધ્યાન ખેંચાય છે એમ લાગતાં એ ચૂપ થઈ ગયો.

'ભાઈ! એ જ લાગે છે, તમે કહ્યું તે!' કાકે ધીમેથી એની પાસે જઈને અંદર તાલ પૂરાવ્યો.

'લે, જો—છે નાં?' ડોસાએ કહ્યું: 'વેષ લીધો એટલે શું થઈ ગયું? એ તો એ જ રાજકુમાર છે!'

'કોણ જયવર્માજી?' પેલો હજી માનતો ન હતો.

'હા હા, ચોક્કસ.'

'આમ નીકળ્યા છે કામે' કાકે ધીમેથી મમરો મૂકયો. પેલા ડોસાએ બોલ્યા વિના ડોકું ધૂણાવ્યું. કાકે ઉતાવળે પોતાને મુકામે દોટ મૂકી. એને લાગ્યું કે માળવરાજ યશોવર્મા પોતે આમાં ચોકકસ હોવો જોઈએ. તે

મદનવર્માને મળવા જતો હોવો જોઈએ. કાન્તિનગરીના ભૂપતિની મદદથી એ ગુજરાતને પાછું હઠાવવાનો આ છેલ્લો પ્રયત્ન કરતો હોય. પંદર દિવસનો આરામની વાત એણે કેમ તરત કબુલી લીધી એનો ભેદ એ પામી ગયો. પણ એની પાસે હવે એવી મૂલ્યવાન માહિતી હતી કે એણે તરત દોડવું જ જોઈએ.

પણ એ ક્યાં દોડે?

મહારાજ ક્યાં હશે? કેશવ ક્યાં હશે? પેલા ત્રણ સવારો એણે જોયા એ ભ્રમ કે આ શ્રેષ્ઠી જોયા એ ભ્રમ?

એ પળ બે પળ કાંઈ નિર્ણય કરી શક્યો નહિ. એણે નાનપણમાં સ્વરોદયનો અભ્યાસ કર્યો હતો. પોતાની નાસિકાએ એણે હાથ ધર્યો. પણ તલવાર બાંધ્યા પછી નાસિકા હવે એને કાંઈ કહેવાને તૈયાર હોય તેમ લાગ્યું નહિ.

તેણે આંખમીંચામણાં કર્યાં.

જય સોમનાથ કરીને કાન્તિનગરીની દિશામાં ઘોડો મારી મૂક્યો.

કાં તો પેલા ઘોડેસવારો મળે છે ને નહિતર પોતે મૂર્ખ બને છે!

## ૨૬. એક નવું આશ્ચર્ય !

કુકભટ્ટે કચકચાવીને ઘોડાને ઉપાડી મૂક્યો હતો. પણ દિશા ફેર હોય કે વાત ફેર હોય, ખેતર ઉપર ખેતર ને ઝાડ ઉપર ઝાડ આવતાં હતાં, ક્યાંય માણસ જણાતાં ન હતાં. ઘોડેસવારોનું તો નામોનિશાન પણ ન હતું.

પોતાની સમજફેર થઈ છે એવી શંકા જન્મતાં એનો ઉત્સાહ નરમ પડવા માંડ્યો. એક ઝરણાંને કાંઠે એણે થોડો સાથુ બનાવી પેટપૂજા કરી લેવાનો વિચાર કર્યો. ઘોડાને આરામ આપવા માટે એક ઝાડ સાથે એને બાંધ્યો. પોતે પાણીમાં ઊભા રહીને નજર ઘોડા ઉપર ને બે છાંટા ઉડાડવા શરુ કર્યા. સંધ્યા કરવાનો વિચાર હતો પણ આંખ બંધ કરવાનું જોખમ આ અજાણ્યા પ્રદેશમાં એને વહોરવા જેવું લાગ્યું નહિ. એણે વિચાર કર્યો કે બીજી વખત પોતે બમણો સમય આંખ મીંચી રાખીને આનું સાટું વાળી દેશે.

પણ એણે આંખ ઉઘાડી રાખી એ જ ઠીક કર્યું હતું. એણે બે ચાર પાણીના છાંટા આમતેમ નાખી, દિશા જરાક બદલી, કે એક માણસને પેલા ઝાડ ઉપરથી ઉતરીને

એના ઘોડા પાસે જ ઊભો રહેલો દીઠો. કાકભટ્ટ સંધ્યા પડતી મૂકીને એકદમ દોડ્યો. તેણે નદી કાંઠે લુગડાં ને હથિયાર પહેલાં કબજે કરી લીધાં. અને તરત એક પથરો હાથમાં ઉપાડ્યો. પણ એટલામાં તો પેલા માણસે બૂમ પાડીઃ 'તમારો કોઈ મિત્ર હશે, ઓળખો, ઓળખો!'

કાકભટ્ટને સ્વર પરિચિત લાગ્યો. પણ આંહીં અંતરિયાળ કોઈ મિત્ર મળવાનો સંભવ ન હતો. તેણે ઉતાવળે ઉતાવળે લુગડાં પહેર્યાં. જલ્દીથી એની વાત જાણી લેવા ઊપડ્યો.

પેલો પથ્થરો એણે હજી છોડ્યો ન હતો.

'ઓળખો છો?' એક કોઈ કિરાત જેવો આદમી એને બોલાવતો હોય તેમ લાગ્યું.

'કોણ તમે?' કાકભટ્ટે દૂરથી બૂમ પાડીઃ 'ઘોડા પાસેથી આઘા ખસીને પછી વાત કરો.' મલ્હાર ભટ્ટે ઉદયનનો ઘોડો ઉપાડી મૂક્યો હતો એ અનુભવ કાકને સાંભરી આવ્યો.

'ન ઓળખ્યો મને?' પેલા માણસે પાસે આવતાં કહ્યુંઃ 'એક વખત જગત આખું મને ઓળખતું. અને હું જગતને ન ઓળખતો. આજ આ પણ સમો છે. મને કોઈ ઓળખતું નથી. ઓળખતું હોય એ પણ જાણે નથી ઓળખતું!'

'અરે! અરે! મહારાજ! કુમારપાલજી...'

કાકે અવાજ, કદ, દેખાવ ઉપરથી તરત એને ઓળખીને કહ્યું. છતાં કિરાતનો વેષ તો આબેહૂબ હતો.

જવાબમાં કુમારપાલે એને એકદમ ચૂપ રહેવા નિશાની

કરી: 'કાકભટ્ટજી! અત્યારે એ કાંઇ ન બોલતા. તમારા મહારાજને થોડોક સાથુ મળે તેમ છે? આજ ત્રીજો દિ છે!'

કાકભટ્ટે પેલો પથ્થરો ફેંકી દીધો. તે એકદમ આગળ વધ્યો. એનો કંઠ ભાવભીનો થઈ ગયો: 'અરે! મારા મહારાજ! . . .

'કાકભટ્ટ! તમે સાવધ લાગતા નથી. મને થોડો સાથુ આપો. હું મારે રસ્તે પડી જાઉં!'

'પણ કયાં જવું છે પ્રભુ!'

કુમારપાલે ચારે તરફ દૃષ્ટિ કરી. આસપાસનાં ઝાડ ઉપર જોયું: 'તમે કયાં જાઓ છો! કાન્તિ નગરી?'

'હા; પણ તમને કેમ ખબર પડી?'

'મેં કાલે રાત્રે આ રસ્તે બર્બરકને જતો જોયો. એની પાછળ ત્રણ ઘોડેસવારો હતા. આ ઝાડ નીચે રાતવાસો રહ્યા!'

'હેં!'. કાકભટ્ટને વાતનો તાલ મેળવતાં ભારે આશ્ચર્ય થયું. પોતે ગમે તે વખતે એક જુથને બદલે બીજા જુથની પાછળ થઈ ગયો હોય તેમ લાગ્યું. યશોવર્મા ને એ પણ ત્રણ જણ હતા.

'કોણ કોણ હતા?'

'એક તો મોટા કાકા. . .'

'કોણ મહારાજ?'

'હા. કેશવ બીજો. ત્રીજાને હું ઓળખી શકયો નહિ. વાતચીતમાં ચારુભટ્ટ નામ સાંભળ્યું!'

'આહા! ત્યારે તો મેળ મળ્યો. ત્રણે સવારો મેં જોયા તે ભ્રમ નહિ. કયાં ગયા એ?'

'કાન્તિનગરી. ગજેન્દ્ર લેવા ગયા છે. કાકભટ્ટ! ગજેન્દ્ર એ, મેં જોયો છે. ત્રણ હજાર હાથીમાંથી પેલો તો એને શોધી કાઢવો જ મુશ્કેલ છે!'

કાકભટ્ટને હવે સાંભર્યું કે એ વાતમાં રસ લઈ રહ્યો હતો, પણ આંહીં કુમારપાલજીને ત્રણ દિવસના કડાકા હતા. તે દોડતો પાણી લઈ આવ્યો. એક લુગડામાં સાથુ લીધો. થોડુંક ગોળનું પાણી કર્યું. એ પળમાં પાસેના ખાખરાનું પાન તોડીને તેમાં કુમારપાલજીનું ભોજન મૂક્યું: 'મહારાજ! આજે તો આ. . . છે. . .!' એની આંખમાં આંસુ આવી ગયાં.

કુમારપાલે એનો હાથ પકડી લીધો: 'કાકભટ્ટજી! આવા મોંઘા અન્ન પાસે આંસુ ન સારતા. મને આ અમૃત જેવું લાગે છે!'

## ૨૭. કુમારપાળનો આશાતંતુ !

ક્ષુધાની શાંતિ થઈ એટલે બન્ને જણા પહેલાં તો કોઈ ડુંગરા ટેકરાનો આશ્રય લેવા ગયા. ત્યાં એમને વધારે સલામતી જણાઈ. પડખે એક પાણખાણ જેવું હતું એમાં ઘોડાને ઉતારી દીધો. ઘાસ નીરીને કાકભટ્ટ કુમારપાલ પાસે બેઠો.

'મહારાજ ! તમે આંહીં ક્યાંથી ? ઉદયનજીએ તો મને તમારા દક્ષિણના સમાચાર આપ્યા હતા !'

'સૌ એમ જ ધારે છે. પણ કાન્તિનગરીમાં મહારાજને જોઈએ છીએ એવો રાજમજ છે એ મને ખબર હતી. મહારાજ એ વહેલા મોડા લેવા જશે જ એ મારું અનુમાન સાચું નીકળ્યું છે. હું પણ ત્યાં જાઉં છું. વખત છે ને છેલ્લી પળે આ મુદ્દામાં મહારાજને મારો ખપ પડે–તો હું મારું આ ચક્ર ઉતારી શકું. મોટા કાકાની મહત્તા મારાથી ભૂલી ભૂલાતી નથી કાકભટ્ટજી ! ગમે તેમ પણ એ ચૌલુક્યકુળના શિરોમણિ છે ! મારે એમનો આધાર મેળવવાનો છે.'

કાકભટ્ટ સમજી ગયો. કુમારપાલજી હજી આશાતંતુએ વળગ્યો હતો. પણ એ જોખમ ખેડે તેવો હતો, એટલે

કાકે એ વસ્તુને વધુ ઉત્તેજન ન આપ્યું. તેમ પોતે જાણતો હતો એ કાંઈ સમાચાર પણ ન આપ્યા.

'તમે કેમ કાંઈ બોલ્યા નહિ કાકભટ્ટજી ?'

'મહારાજ! હું શું બોલું ? તમારો ખપ પડે—ભગવાન કરે તો એવું થાય. બાકી મહારાજે તો એટલા માટે જ આ ત્યાગભટ્ટને ઉપાડ્યો છે.'

'એક છોકરો ભેગો હતો એ ?'

'હા.'

'ઉદયનજી ક્યાં છે ? કાંઈ ખબર ? એ કાન્તિનગરી આવ્યા હોત. એ નગરી એક વખત મેં જોઈ છે, એટલે જોવાની ફરી ઇચ્છા પણ હતી. આ તક લીધી છે. તમે મળ્યા એ પણ ઠીક થયું. વખતે મહારાજને છેલ્લા પળે—બીજો કોઈ મળવાનો સંભવ ન હોય ત્યારે, તમને જાણ હોય તો નામ દઈ દેવાય. હું કાન્તિનગરીમાં સંન્યાસીઓના મઠમાં હોઈશ. ત્યાં એક મઠ તો સરોવર કાંઠે જ છે !'

'હું આંહીં છું એ મહારાજને ખબર પડે તો તો ભારે થાય. પણ હવે એ તો ત્યાં ગયે ખબર પડે. બાકી તો. . .' કાકે વિચાર કર્યો: 'આને માલવરાજની વાત ન કરવી. હજી એનામાં સાહસ કરી નાખવાની વૃત્તિ છે. મહારાજની કૃપા મેળવવા એ સાહસ કરી બેસે—આ કર્યું છે તેવું, ને વખતે ઊંધામાંથી ચતું થાય.' તે વાતને ખાઈ ગયો.

'કેમ અટકી ગયા ?'

'મને લાગે છે મંત્રીશ્વર ઉદયન પણ વખતે ત્યાં જ મળશે.'

'મને પણ એમ જ લાગે છે !'

થોડીવાર બન્ને જણા ઊંઘી ગયા.

કાકને હવે પેલા સોલંકી સવારોનો પત્તો મળી ગયો એટલે ઉતાવળ ન હતી. તાજા થઈને પછી એણે ઉપડવાની તૈયારી કરી: એણે જતાં જતાં કુમારપાલને કહ્યું: 'કુમારપાલજી! મારું માનો તો હમણાં દક્ષિણાપંથ જ લ્યો.'

'મને થાય છે કાકભટ્ટજી! વિધિ બળવાન છે. પણ પ્રયત્ન તો કરું. કદાચ ફેરો સફળ થાય. હું તો સાધુ સંન્યાસીઓના મઠમાં હોઈશ એટલે પત્તો નહિ લાગે. આ રસ્તે બર્બરક ગયો છે એટલે મુસાફરી પણ ગુપચુપ કરવી પડશે. તમે ત્યાં મળજો— હું તો રાતે નીકળીશ!'

થોડીવાર પછી કાકભટ્ટ રજા લઈને પોતાને રસ્તે પડી ગયો. કુમારપાલની ભાગ્યરેખા વિષે એ ઊંડા વિચારમાં પડી ગયો હતો. એની પાસે શું ન હતું? એ મલ્લ હતો. સાહસિક હતો. ગજવિદ્યાનો તો એ નિષ્ણાત ગણાતો. એકલયુદ્ધ એનું જ. અને છતાં આ દશા!

એક રાત એણે વચ્ચે કાઢી. બીજે કે ત્રીજે દિવસે એને જમીનમાં ફેર જણાયો. વૃક્ષો વધારે સુંદર થતાં જણાયાં. જમીનમાં ચમક આવી. પાણીનાં ઝરણાં ઠેર ઠેર દેખાવા લાગ્યાં. હીરાના વેપારીઓનો રસ્તે ભેટો થવા લાગ્યો. એને લાગ્યું કે એ કાન્તિ નગરીની સમીપમાં હવે હોવો જોઈએ.

એક ઠેકાણે પાણી પીવા થોભ્યો. ત્યાં કોઈકનું ટટ્ટુ ઊભેલું જોઈને એને નવાઈ લાગી.

થોડીવારમાં તો એનો માલિક નજરે પડયો ને કાકભટ્ટ આંખો ફાડીને જોઈ જ રહ્યો: 'અરે! આ તે ભ્રમ છે કે સત્ય?'

પણ એટલામાં પેલો માણસ એની વધુ નજીક આવી પહોંચ્યો. 'કાં કાકભટ્ટજી ! કોને શોધવા નીકળ્યા છો ? માલવરાજને ?'

'અરે ! પણ મંત્રીશ્વર ! તમે આંહી ક્યાંથી ?'

'તમે ક્યાંથી ?'

'હું તો આપણે થાનકથી'

'ત્યારે હું ઉંગિનપટ્ટનથી. એમ જ સમજો ને. બોલો, તમે મળ્યા તે ઠીક થયું. શું થયું પછી આપણી વાતનું ? મહારાણીબા આવી પહોંચ્યાં હતાં ?'

'એ તો આવી ગયાં હતાં.'

'મને ખબર તો મળી ગયા હતા. એટલે નિરાંત થઈ ગઈ હતી. હું આંહીં નીકળ્યો છું, કારણ કે મલ્હારભટ્ટ છટકી ગયો છે. એ ઉંધુંચતું ભરાવે તે પહેલાં મહારાજને દક્ષિણ દરવાજાની માહિતી પહોંચાડી દેવી છે. રસ્તે એક વૃદ્ધ માલવસૈનિક મળી ગયો તે ત્યાંનો જ નીકળ્યો એની પાસેથી દામબેદે વાત મળી ગઈ. જતો હતો ત્યાં રસ્તે ખબર મળ્યા કે માલવરાજ જેવું કોઈક નીકળેલ છે. એટલે પત્તો મેળવવા આ બાજુ નીકળી આવ્યો. પણ એ હોય તો એ કાન્તિનગરી ભેગા થઈ ગયા. પછી કીધું મલ્હારભટ્ટ ઊંધુંચતું ભરાવવાનો જ છે—તો ભેગા ભેગી કાન્તિ નગરીની હકીકત મહારાજને પહોંચાડી હોય—તો મહારાજને કહેવાપણું રહે નહિ. ને બામણો નાહકનો હેરાન ન કરી શકે !'

'પણ ત્યારે તમને ખબર નથી લાગતી ?'

'શેની ?'

'મહારાજ તો અનુષ્ટાનમાં બેઠા છે !'

'એમ ? ઓહો—ત્યારે તો આપણે કાન્તિનગરીને જોઈ જ લઈએ. યુદ્ધવિરામ હશે હમણાં ?'

'યુદ્ધવિરામ જ છે!'

'મેં તો આ નગરી જોઈ છે કાકભટ્ટ! નગરીષુ કાન્તિ—તે આ. તમે એને જોશો, પછી સ્વર્ગ સાંભરશે નહિ. મેં એમ સાંભળ્યું છે ત્યાં એક ગાથા છે!'

'ગાથા ? શેની ?'

'સિદ્ધસેનજીની લખેલી કહેવાય છે. એ મારે જોવી પણ છે!'

'શું છે એમાં ?'

'એમાં અગમનિગમની વાતો છે. કુમારપાલજીનું ભાવિ એમાં કહ્યું છે!'

'કુમારપાલજીનું ? પણ હું કુમારપાલજીથી હમણાં જ છૂટો પડ્યો છું. એ પણ ત્યાં આવે છે. અને મંત્રીશ્વર! મહારાજ પણ ત્યાં ગયા છે!'

'મહારાજ ? કોણ જયદેવ મહારાજ ? એ તો અનુષ્ઠાનમાં છે એમ તમે કહ્યું ને ?'

'એ ખોટું. આ સાચું.'

'કોણે કહ્યું ?'

'હું જાણું છું. હું એમની પછવાડે પછવાડે કુતુહલભર્યો નીકળ્યો. રસ્તોફેર થઈ ગયો. એક ગામડે ગયો તો ત્યાં માલવરાજવાળી વાત, તમે કહી તે જાણી. પાછો કાન્તિ નગરીનો માર્ગ પકડ્યો. ત્યાં રસ્તે આશ્ચર્ય થયું. કુમારપાલજી મળ્યા!'

'હજી પોતે આંહીં જ ફરે છે ? કાકભટ્ટ! આ તો

ભારે જોખમની વાત થઈ. મહારાજ ત્યાં ગજ માટે જાય છે નાં ?'

'હા. કેશવ પણ સાથે છે. ત્યાગભટ્ટ છે. કુમારપાલજી ત્યાં સંન્યાસીઓના મઠમાં હશે. તમે પણ ત્યાં જાઓ છો. હું પણ ત્યાં ઉપડચો છું. આ તો આપણે સૌ પ્રગટ થઈએ તેવી વાત થઈ !'

'પણ હવે તો આપણે જવું જ છે, મહારાજ ગજેન્દ્રને કેમ લાવે છે તે જોવા મળશે.'

'આપણે સાવચેત રહેવું પડશે.'

'કુમારપાલજી એ ગજેન્દ્રની આશાએ ત્યાં જતા લાગે છે.'

'એ કહે છે પહેલાં તો એ ગજ કળવો જ મુસ્કેલ છે !'

'એમ ? નગરી ઘણી મોટી છે. જૈનદેવાલયોનો પાર નથી. મારા એક બે ઓળખીતા શ્રેષ્ઠી પણ છે. આપણે હવે તો ત્વરા કરો. ક્યાંક કુમારપાલજી કાંઈકનું કાંઈક ન કરી બેસે ! આપણે એ જોતા રહેવું પડશે. એ જુવાન છે. નિરાશા પણ મળી છે. પોતાની શક્તિ વડે મહારાજને કેમ પોતે ન જીતે એનો જાણે અંત લેવા નીકળ્યા છે. જુઓ, શું થાય છે.'

ત્વરાથી બન્ને ઉપડ્યા. કાકભટ્ટને તો આ બધી વસ્તુ કુમારપાલના ભાવિ માટે શંકાસ્પદ લાગતી હતી. પણ ઉદયનના મનમાં ઘણી જ આશા લાગી. 'કાકભટ્ટજી ! આ જબ્બર જોગ, ચોક્કસ ભાવિમંગલનો સૂચક છે. હું હવે મહારાજનો માલવવિજય જોઈ રહ્યો છું. તમે પણ કહ્યું કે માલવરાજ જવાની વાત થતી હતી ?'

'હા.'

'ત્યારે એ પણ ચોક્કસ મદનવર્માની મદદ યાચવા

માટે જાય છે. મહનવમ તો યુદ્ધને જ ધિક્કારે છે. એ કોઈને મદદ નહિ કરે!'

આમ વાત કરતા બન્ને કાન્તિનગરીને પંથે ઝપાટાબંધ ઉપડ્યા. એકાદ ટંકનો પંથ રહ્યો ત્યારે રાત રહી ગયા. સવારે વહેલી પ્રભાતે ઉપડ્યા.

રસ્તાનું રૂપ થોડે દૂર જતાં ફર્યું. બન્ને બાજુ પાણીના પ્રવાહ વહી રહ્યા હતા. એમાં ઠેર ઠેર વનકુંજો દેખાતી હતી. રૂપાળા પાન્થાશ્રમો નજરે પડતા હતા. એક જગ્યાએ ઉંચી ધાર ઉપર એક સુંદર આરામછત્રી જોઈને ત્યાં થોડીવાર બેસી ગયા.

પ્રભાત થયું. અજવાળું આવ્યું. પક્ષીઓ બોલવા માંડ્યાં. મયૂરો ટહુક્યા. સુરજ કિરણાવલિએ પોતાની સોનેરી રેખા વડે આકાશને છાઈ દીધું. કાકભટ્ટ ચારે તરફનો મનોહર રૂપભંડાર જોઈ રહ્યો.

એટલામાં ઉદયને કહ્યું: 'કાકભટ્ટ! જૂઓ, પેલી દૂર દેખાય તમારી સામે, સોનરી કમળ ખીલ્યું હોય તેવી, એ જ કાન્તિનગરી!'

કાકભટ્ટ ત્યાં જોઈ રહ્યો. એનું મન, ઘડીભર જે જોયું તે માનવાની ના પાડી રહ્યું હતું. ત્યાં મહાલયો, દેવમંદિરો, ઉત્તુંગ ગોપુરો, ને મહાપ્રાસાદોથી શોભી રહેલી કાન્તિ નગરી ઊભી હતી.

પણ આટલે દૂરથી, જાણે આકાશમાં કોઈ સુવર્ણ-વિમાન ઉડી રહ્યું હોય એવી સુંદર એની છટા જણાતી હતી.

કાકભટ્ટ એ આંખો ભરી ભરીને જોઈ જ રહ્યો.

## ૨૮. એક નવી ચિંતા!

**કાકભટ્ટની** વાત જાણ્યા પછી ઉદયનના દિલમાં એક નવી ચિંતા આવી ગઇ હતી. કાન્તિનગરીમાંથી ગજેન્દ્ર લેવા માટે ગયેલ જયસિંહ મહારાજને યશોવર્મા ક્યાંક રસ્તામાં રોકે નહિ.

કાકભટ્ટની વાતમાંથી એ જ સાર નીકળતો હતો. યશોવર્મા મદદ લેવાનું તો બાનુ કરી ને આવ્યો ન હોય? અને આંહીંથી હકીકત જાણી રસ્તામાં જ ગજેન્દ્રને રોકી રાખે. એને વાતનો તાગ લેવા જેવું લાગ્યું. કાન્તિ નગરી પહોંચીને પોતે મહારાજ સિદ્ધરાજને શી રીતે અને કયા નિમિત્તે મળવું એનો જ એ વિચાર કરી રહ્યો. વળી કુમારપાલજીના સાહસની પણ ચિંતા હતી.

બન્ને જણા કાન્તિનગરી તરફ ચાલ્યા, ત્યારે હજી આ વસ્તુનો નિર્ણય એ કરી શક્યો ન હતો. એટલામાં એને સાંભર્યું કે એનો લંગોટિયો ભાઇબંધ ધનદશ્રેષ્ઠી આમાં ઉપયોગી થઇ પડશે. બે ત્રણ વરસે એ હીરામાણેક લઈને સ્તંભતીર્થમાં ભેળો જ હોય! પોતે તે પહેલાં કાન્તિનગરી

જોઈ હતી. એના વાસની ખબર હતી. એટલે એ તરફ ઘોડાં લીધાં.

પણ નગરીમાં પેઠા પછી સંભાળવાનું હતું. વિદેશી પ્રત્યે નગરજનોને અત્યંત દ્વેષ રહેતો. પોતાના એકાંત રક્ષિત સ્થળને એ એમ ને એમ સાચવી રાખવામાં માનનારા હતા. રાજા મદનવર્માએ પણ એ જ રાજનીતિ રાખી હતી. એટલે તેઓ ત્વરિતગતિથી કોઇની બહુ નજરે થયા વિના ધનદ-શ્રેષ્ઠીને આવાસે પહોંચવા માગતા હતા.

પણ કાકભટ્ટ તો આ આરસનગરી જોઈને દિઙ્મૂઢ બની ગયો હતો. ચંદનછાંટયા વિશાળ માર્ગ ઉપર થઈને જતી ત્યાંની સુંદરીઓએ એનું મન હરી લીધું હતું. નગરીમાં ઠેકાણે ઠેકાણે સરોવરો હતાં. સ્થળે સ્થળે ધવલગૃહો ઊભાં હતાં. સપ્તભૂમિપ્રાસાદ જેવા ગગનચુંબી મહાલયોથી એના રસ્તા શોભી રહ્યા હતા. મોટા પર્વતના શિખરો જેવી અનુપમ હવેલીઓ જોતાં એ ઘડીભર તો માની શક્યો નહિ કે આ તે સાચું નગર છે કે પોતાનું કોઈ સ્વપ્ન પોતે જોઇ રહ્યો છે.

ઉદયને એને પાછળથી કાનમાં કહ્યું: 'ભટ્ટજી ! ઉતાવળ રાખજો હો ! સીધો જ માર્ગ લ્યો. હમણાં ધનદશ્રેષ્ઠીનો આવાસ આવશે. લોકોને આપણા વિષે કુતુહલ જાગે એવું આપણે ન કરતા ! આ તો કાન્તિનગરી છે. તમે જુઓ છો તે કાંઈ નથી, એવાં ધામ પડયાં છે. પણ પહેલાં તો ઠેકાણું પકડી લઈએ !'

કાકે ઉતાવળ કરી. પણ જેમ જેમ આગળ ગયો તેમ તેમ અદ્‌ભુત મહાલયો આવવા માંડયાં. એક જુએ ને એક

ભૂલે. એક ઠેકાણે શુભ્રહસ્તિદંત આરસમહાલયમાં તો દ્વાર ઉપર જ જાણે કોઈ અપ્સરા સોનેરી કમળ લઈને અતિથિને સત્કાર કરતી ઊભી રહી હતી — કાકે એ દૃશ્ય જોયું, ને ઘડીભર થંભી ગયો. સાંભર્યું ને તરત ઉપડ્યો તો ખરો, પણ આંખ તો જાણે ત્યાં જ રહી ગઈ!

એ તે સ્ત્રી હતી કે પ્રતિમા? એના વિભ્રમમાંથી ઉદયનના અવાજે એને જગાડ્યો ત્યારે એ જાગ્યો: 'ભટ્ટજી! આપણે આવી પહોંચ્યા છીએ ઠીક સમયસર. હજી અવરજવર થતી આવે છે. શ્રેષ્ઠીજી પણ ઘરમાં હશે — ડાબે હાથે પહેલું જ ઉત્તુંગ મહાલય!'

કાકભટ્ટે ઘોડાને ત્યાં રોકયા. સ્ફટિકના એના સ્તમ્ભમાં પડતું પોતાનું પ્રતિબિમ્બ એ નિહાળે છે, ત્યાં તો અંદરથી કોઈ શ્રેષ્ઠીને આવતો એણે દીઠો. ઉદયનનો કહેલો એ જ ધનદ શ્રેષ્ઠી હોવો જોઈએ એમ એણે અનુમાન કર્યું. કાંઈક સ્થૂળ, પણ રૂપાળી એવી, એની બેઠા ઘાટની શરીર રચનામાં, એનું મોં એકદમ મધુર જણાતું હતું. એ આકર્ષી રાખે એવું સુંદર હતું. તેના કાનમાં સાચા મોતીનું લંગર લટકતું હતું. કપાળમાં રૂપાળો કાસ્મીરી કેસરનો ચંદ્રક શોભી રહ્યો હતો. હાથમાં એણે બે સોનેરી હીરારત્નજડિત કડાં પહેર્યાં હતાં. કોઈ અજાણ્યા ઘોડેસવારને દ્વાર ઉપર જોતાં એ આગળ આવ્યો. પણ એની નજર તરત પાછળ ઉદયન ઉપર પડી ને એની મુખાકૃતિમાં અજબ જેવું પરિવર્તન થઈ ગયું: 'ઓ હો હો હો હો' શ્રેષ્ઠીજી! — અરે શ્રેષ્ઠીજી શેના? અરે! પ્રથ્વીનાથ તમે આંહીં ક્યાંથી? અલ્યા એ ભિલ્લુ! —'

જવાબમાં એક અનુચર દોડતો આવ્યો. ધનદશ્રેષ્ઠીએ તેના તરફ સહેજ જોયું ને તેણે બન્ને ઘોડાં સંભાળી લીધાં.

ધનદશ્રેષ્ઠી સાથે ઉદયનને જૂની પિછાન હોય એવું કાકને લાગ્યું. શ્રેષ્ઠી એમને પાછળના ખંડમાં લઈ ગયો. ત્યાં સુખાસન ઉપર એમને બેસાર્યાં. પોતે અંદર અનુચરને કાંઈક આજ્ઞા આપીને પાછો આવ્યો.

'પ્રભુ! બોલો, આપ આંહીં ક્યાંથી? આ ભાઈ આપણા જૈન . . . . . . . .' કાક તરફ જોઈને ધનદ શ્રેષ્ઠીએ કહ્યું.

'ના. એ તો માહેશ્વરી છે. એ આપણા મિત્ર છે.'

'પાટણના છે?'

'હા.'

ધનદશ્રેષ્ઠીની ચિંતા ઉદયન કળી ગયો. પાટણ ને માલવા યુદ્ધમાં હતાં. આંહીં આ કાન્તિનગરી તો યુદ્ધથી અલિપ્ત રહેનારી ભૂમિ હતી. દેખીતી રીતે આંહીં એ બે દેશના નિવાસીઓ માટે કાંઈક શંકા હોવી જોઈએ. કાંઈક પ્રતિબંધ પણ હોવો જોઈએ. તેણે ધનદશ્રેષ્ઠીને પોતાની પાસે બેસવા માટે બોલાવ્યાઃ 'શ્રેષ્ઠીજી! આંહીં આવો, આંહીં. મારી પાસે. મારે તમારું કામ પડયું છે. આપણો ધંધ ક્યાં હશે?'

ધંધરાજ શ્રેષ્ઠીનો પુત્ર હતો. પણ એ મહા વિચિક્ષણ ને સોમાં સોંસરવો હતો. એના જેવો ભાગ્યવાન અભાગી, રત્નમાણેકનો જાણકાર, ભારત વર્ષમાં કોઈ હતો નહિ. એ દેખીતી રીતે તમારી આંગળીમાં રત્નમુદ્રિકા પહેરાવે, પણ એમાં નંગ એવું જડયું હોય કે તમારું ધનોતપનોત

કરી નાખે! એ કહેતો કે રત્નના જાણકારો તો મહારાજ્યો ઘડે છે ને અજવાળે પણ છે. આંહીં રાજમાં એની ભારે લાગવગ હતી.

'પ્રબંધ આવતો હશે — કાં હમણાં આવશે. પ્રભુનું મારા જેવું કામકાજ?'

'શ્રેષ્ઠીજી! કુમારપાલજી તે પછી બીજી વખત આંહીં આવ્યા હતા?' એક વખત કુમારપાલ કાન્તિનગરીમાં હસ્તિઓની પરીક્ષા માટે આવ્યો હતો. ઉદયનને એ ખબર હતી. તે વખતે ધનદશ્રેષ્ઠી ઉપર ભલામણ એણે જ કરેલી.

ધનદશ્રેષ્ઠીએ કાક સામે જોયું. 'એ કુમારપાલજીના મિત્ર છે!' ઉદયને કહ્યું: 'એમના સમાચાર ઉપર તો હું આંહીં આવ્યો છું. કુમારપાલજી આંહીં આવ્યા હતા?'

'આવ્યા નથી!' ધનદશ્રેષ્ઠીએ કહ્યું.

એટલામાં બહારથી એક રૂપાળો જુવાન આવી ચડયો. તેણે આવતાં વેંત ઉદયનને હાથ જોડ્યા: 'ઓ હો! પ્રથ્વીનાથ! કહેવરાવ્યું પણ નહિ કે તમે આવવાના છો?'

'કહેવરાવ્યું નથી પણ પ્રબંધરાજ! અમે તમારી જ રાહ જોઈ રહ્યા છીએ. તમારા વિના આંહીં ક્યાં ડગલું ભરાય તેવું છે? તમે એક રત્ન એવું વળગાડી દ્યો કે સાત પેઢી સાફ! તમારાથી તો સૌ કોઈ ડરે. વિદ્યા — વિદ્યા પણ તમને ભારે વરી છે હો! પેલી વાપીની ગાથા તમે પછી જોઈ કે?'

'કઈ?'

'પેલી સિદ્ધસેનજીવાળી?'

'હાં હાં, પેલી ભવિષ્ય ભાખે છે એ? હા. હા.

હવે તો માહેશ્વરીઓએ એમના વાડામાં એ વાળી છે. પણ હજી જવાય તેમ છે. એ મેં પછી જોઈ નથી.'

'ત્યારે જુઓ, ધન્ધરાજ! અમે તમારે ત્યાં બે ત્રણ દિવસ રહેવા આવ્યા છીએ!' ઉદયને કહ્યું: 'અમારે તમારા જેવું કામ પણ છે.'

'આંખ માથા ઉપર પ્રભુ!' ધંધરાજે કહ્યું.

'એમ નહિ, પાટણ ને માલવા જુદ્ધમાં છે; તમારે ત્યાં એ બે દેશવાસીઓ પ્રત્યે કાંઈક પ્રતિબંધ હોય જ. અમે લોકનું ધ્યાન ખેંચવા માગતા નથી. પાછળ વરંડામાં પેલી વાપી છે ત્યાં અમે રહી જાશું. ત્યાં ઠંડક પણ સારી છે. પણ તમે આ અમારા ભટ્ટરાજ કાકભટ્ટને જરાક કાન્તિનગરી બતાવી દેજો. કાકભટ્ટજી! ધંધરાજ સાથે તમારે જરાક ચક્કર મારવું હોય તો કાંઈ વાંધો નથી. સંન્યાસીઆશ્રમ પાસે જ પેલી વાપી છે કાં ધંધરાજ?'

કાક સમજી ગયો. કુમારપાલ આવ્યો હતો કે શું થયું હતું તે જાણી લેવાની જરુર હતી. એના સાહસિક સ્વભાવે એ આંહીં, મહારાજ પાસે હસ્તિ પરીક્ષા માટે આવીને ક્યાંક ઓડનું ચોડ વેતરશે, એ ભય હતો. ત્યાગભટ્ટ હજી કેવો નિષ્ણાત નીકળે છે એ ખબર ન હતી. કાક જવાબ આપે તે પહેલાં જ ધંધરાજ બોલ્યો: 'એમ કરો પ્રભુ! આંહીં અમારે ત્રણ દિવસ પછી મહોત્સવ છે. તે વખતે મહારાજ પોતે રાજમહાલયમાં આવવાના છે! કાન્તિનગરી ને, બધું એક સાથે રાખી લ્યો. ગૂર્જરેશ્વરને પણ મહારાજ ત્યારે મળશે! એક હસ્તિ માટે મહારાજ આવ્યા છે નાં? એ હસ્તિપરીક્ષા પણ ત્યાર પછી જ થાશે.'

'મહારાજ ત્યારે આવી ગયા છે એમ ? હજી રસ્તામાં હશે, એમ ધારીને મેં તમને વાત ન કરેલી. કાકભટ્ટે મને કહ્યું તો હતું, પણ મને પુરી પ્રતીતિ નહિ થયેલી.' ઉદયન બોલ્યો: 'ત્યારે તો કાકભટ્ટજી ! તમારી વાત સાચી નીકળી. મહારાજ પણ આંહીં છે. માલવરાજ પણ આવ્યા છે. આપણી જવાબદારી વધતી જશે ! મહારાજ ગુર્જરેશ્વર ક્યાં ઉતર્યાં હશે ? ખબર છે કાંઈ ધંધરાજ ?'

'એ છે રાજવાટિકામાં.'

'અને માલવપતિ ?'

'અવંતીનાથ તો જે કામે આવ્યા હતા, તેનો સેનાધિપતિ સજ્જનદેવે જ જવાબ આપી દીધો. યુદ્ધ માટે મદદ માગવા આવનારને તો મહારાજ મળતા જ નથી. એમને યુદ્ધમાં મદદ જોઈતી હતી. આંહીં અમે યુદ્ધમાં માનતા નથી. એમને તો એ પ્રત્યુત્તર મળી ગયો. ને એ ગયા પણ ખરા —કે જવાની તૈયારીમાં હશે !'

ધંધના ઉત્તરથી ઉદયનને સંતોષ થયો નહિ. માલવરાજ એમ જાય તો આવે જ શું કરવા ? એને એમાં કાંઈક ભેદ લાગ્યો: શ્રેષ્ઠી ધનદ એ કળી ગયો: 'પ્રભુ !' એણે ઉદયનને કહ્યું: 'આ અમારો ધંધરાજ એને તમે કોઈ સાધારણ વ્યક્તિ ન સમજતા હો. જેવી રત્નની ઊંડી સમજ એની પાસે છે એવી માણસની પણ છે. અને આપણા ધર્મની પણ છે. મહારાજ જયસિંહદેવ અમારા મહારાજને મળવા આવ્યા છે, પણ આઠ દિવસ સુધી તો એનો પત્તો જ ખાત નહિ. સદ્ભાગ્યે મહોત્સવ છે, એટલે એમાં મહારાજ દેખાશે ! માલવરાજને આંહીં યુદ્ધમાં કાંઈ સાર જેવું

મળે એમ લાગ્યું નહિ હોય—ને એ ગયા જ હશે. આંહીં તમે વહેલી પ્રભાતે આવ્યા. દ્વાર એક પણ બંધ હતું ?'

'ના !' ઉદયને આશ્ચર્ય પામતાં કહ્યું: 'એમ કેમ ?'

'એ આ રાજ છે પ્રભુ !' ધંધે કહ્યું: 'અમારી આંહીંની રાજનીતિ સ્પષ્ટ છે. આંહીં અમારે પ્રથ્વીનાથ ! યુદ્ધ નથી. ને યુદ્ધ જોઈતું પણ નથી. આંહીં યુદ્ધનો કોઈને રસ પણ નથી. આંહીં ચોરી નથી. આંહીં કોઈ ભિખારી નથી. તમે સ્વધર્મબંધુ છો. તમારું કામ અમારે મન ધર્મીજ્ઞા છે. બાકી મદનવર્મા મહારાજની આજ્ઞા સ્પષ્ટ છે. ઉત્તેજન, યુદ્ધાર્થીને કોઈ જાતનું નહિ. એટલે માલવરાજ ગયા હશે—કાં જશે. આંહીં રહીને પછી શું કરે ? પ્રભુને કેમ એમાં વિશ્વાસ ન બેઠો ?'

'એ તો ધંધરાજ ! હું બીજી વાત વિચારી રહ્યો હતો. તમે કહ્યું તેમજ કરીએ. ત્રણ દિવસ પછી મહોત્સવ પ્રસંગે જ બધું રાખીએ. પણ તમે સ્વધર્મબંધુ છો એટલે તમને કહું છું. અમારે તો પેલી ગાથા જોવી છે !'

'તે પ્રભુ ! જોઈશું જ જોઈશું ! બસ. તો તો નક્કી. હવે હું જાઉં. ત્રણ દિવસ પછી મળીશ. મદનવર્મા મહારાજ ને જયદેવ મહારાજની ત્યારે પ્રીતિભેટ થશે. પણ અમારા મહારાજના ગજ ત્રણ હજાર—એમાંથી ગજેન્દ્રશ્રેષ્ઠને શોધી કાઢનારો—એવો નિષ્ણાત તમારે ત્યાં કોણ ? છે—કોઈ ?'

ઉદયન ને કાક ચમકી ગયા. વાત તો કુમારપાલજીએ કરી હતી ત્યાં આવીને જ આ અટકતી હતી. પણ ધંધ ઉતાવળમાં હતો: 'ત્યારે તો મહોત્સવને દિવસે જવું છે નાં ? નગરી પણ ત્યારે જ જોજો. આંહીં અમારે પ્રભુ ! કોઈને

નગરીમાં બહુ પ્રવેશ મળતો નથી. વિદેશીને આઠ પ્રહરથી વધારે થોભવાનું હોય તો જણાવવાનું છે. યુદ્ધ દેશનો તો કોઇ જ નહિ. એટલે તમે હમણાં બે ત્રણ દિવસ થાક ઉતારો. હું બરાબર સમયે મારી મેળે જ આવી જઇશ !'

થોડીવાર પછી ધંધ ગયો. પાછળના વરંડામાં આવેલી વાપીમાં બન્નેને માટે બરાબર બંદોબસ્ત કરીને પછી ધનદ એષ્ઠી પણ ગયા. કાકને તો આ નગરીની બધી વાત કલ્પનાતીત લાગતી હતી. તેણે ઉદયનને કહ્યું: 'આ નગરી આપણે જોઈ એ કલ્પનાતીત છે, પણ મંત્રીશ્વર ! એ એવી શી રીતે રહી શકશે ?'

'એ જ સમજાતું નથી. પણ ધંધે વાત કરી, ત્યારની મને તો એક નવી ચિંતા થાય છે !'

'શું ?'

'એક તો આ ગજનિષ્ણાત વિશે. ત્યાગભટ્ટનું માપ ઓછું નીકળ્યું તો ? કુમારપાલજીનું ભવિષ્ય ચમકે ખરું ? એક તો એ ચિંતા છે. બીજું કુમારપાલજી આંહીં છે. મહારાજ આંહીં છે. મલ્હારભટ્ટ હવે તો ચોક્કસ આંહીં જ હોવો જોઈએ. એમાં કુમારપાલજી સપડાશે તો ? અને ત્રીજું આ ગજેન્દ્ર તો મળશે—પણ મહારાજ એને પહોંચાડશે શી રીતે ?'

'કેમ શી રીતે ?'

'માલવરાજ આંહીં આવી ગયો. અને એ પોતે જ વાત પણ જાણી ગયો. કદાચ એ માટે જ એ આવ્યો નહિ હોય ? મદદનું તો બાનું હોય. તમારો રસ્તો રોકતો એ પડ્યો નહિ રહે ? તમે જોગી સાધુ સંન્યાસીનાં ટોળાં

દીઠાં; સાથે હથિયારધારી કિરાત પણ દીઠા; એ બધા કોઈક જગ્યાએ તમારા પાછા ફરવાની રાહ નહિ જુએ? અને તમારો રસ્તો તો વિંધ્યાચળમાં છે! ગજ જેવો ગજ કાંઈ એમ જાવા દેશે?'

કાકભટ્ટ સમજી ગયો. તે પણ મૂંગા જેવો થઈ ગયો. આ વસ્તુ મહારાજને વહેલામાં વહેલી પહોંચાડી દઈને જ પોતાની અને ઉદયનની હાજરીને સાર્થક કરી શકાય. તેણે થોડીવારે કહ્યું: 'પ્રભુ! આપણે રાજમહાલય વખતે જ મળે તો, હવે પહેલી તક પકડી લેવી! કુમારપાલજી ગજપરીક્ષા પહેલાં તો પ્રગટ નહિ જ થાય. એટલે એ ચિંતા નથી.'

પણ ત્રણ દિવસ જેમતેમ કાઢયા વિના છૂટકો ન હતો. બહાર ફરવા નીકળે ને મહારાજને કાને એ વાત હમણાં જાય એ ઉદયનને ઠીક લાગ્યું નહિ. હજી ગજેન્દ્ર મેળવવા વિષે કાંઈ નક્કી થઈ ગયું ન હતું. એટલે બન્ને જણા મહોત્સવ દિનની રાહ જોતા બેસી રહ્યા.

ત્રીજે દિવસે એમને બન્નેને રાજમહાલય તરફ લઈ જવા માટે ધંધ વખતસર આવી ગયો હતો. વયમાં નાનો હતો પણ ધંધરાજ વાતને એના મૂળમાંથી પકડી લેતો. એ સમજી ગયો હતો કે મંત્રીશ્વર ઉદયન આવેલ છે એ મહારાજ સિદ્ધરાજને ખબર ન પડે એવી ખાસ કાળજી આ બન્ને રાખી રહ્યા હતા. એને લાગ્યું કે આ બન્ને કુમારપાલની શોધમાં એને કાંઈક ચેતવણી આપવા માટે જ આવ્યા છે. કદાચ કુમારપાલ ગજનિષ્ણાત હોને પ્રગટ થવાનું જુવાની સાહસ કરી ન બેસે માટે આ સાવચેતીનાં પગલાં લેવા આવ્યા હોય. ને દૂરથી બધું પતતું હોય તો

પ્રગટ થવા માગતા નથી. ધંધે પણ વાત બોલ્યા વિના જ એમને એવે રસ્તે લીધા કે જ્યાં રાજપુરૂષોની ઓછામાં ઓછી અવર જવર હોય. એને પણ કુમારપાલની વાતમાં રસ હતો.

ઉદયને તો કાન્તિનગરી જોઈ હતી. પણ કાકભટ્ટે તો માત્ર સુભાષિતોમાં 'नगरीषु कान्ति' એમ સાંભળ્યું હતું. આ નગરી જોવાનો પહેલો પ્રસંગ હતો. એમાં પાછો આજે તો મહોત્સવ હતો એટલે નગરીમાં ઠેકાણે ઠેકાણે આનંદજનક દૃશ્યો દેખાતાં હતાં.

વિશાળ સરોવરોમાં ફરતી વિહાર નૌકાઓમાંથી પવનની પાંખે ચડીને આવતા મધુર સરોદથી વાતાવરણની ઊર્મિએ ઊર્મિ જાણે નાચી રહી હતી. ઠેકાણે ઠેકાણે ઉદ્યાનમાં પ્રગટાવેલી દીપાવલિ પુષ્પછોડની સાથે જાણે પ્રેમગોષ્ટિમાં પડી ગઈ હતી. સરોવરમાં બેઠેલાં પોયણાંઓએ આંખો ઉઘાડીને નગરસુંદરીઓનાં રૂપને પીવા માંડયું હતું! સોનેરીરૂપેરી ઘુઘરીઓના રણત્કારથી, રોમાંચિત થએલા રાજમાર્ગે, પોતાના અંતરની પ્રેમકવિતાને, આજે જાણે વાણી આપી હતી. સપ્તભૂમિપ્રાસાદની દીપાવલિઓએ આકાશના અસંખ્ય તારાઓની સ્પર્ધા કરવા માંડી હોય તેમ, એમની તમામ કાવ્યકણિકાઓને વીણીને, જાણે કે આંહીં પૃથ્વીને આંગણે ઉતારી લીધી હતી. કાકભટ્ટ તો નગરીની આ અદ્ભુત સુંદરતા જોતો આગળ વધ્યો. પળભર તો પોતે પૃથ્વીમાં છે કે પોતાના જ કોઈ સુંદર સ્વપ્નની મનોરમ વાટિકામાં ચાલી રહ્યો છે એનો જ એને વિભ્રમ થઈ ગયો!

ઉદ્યાનમાં ક્યાંક કોઈક રસિક સ્ત્રીપુરુષો એક બીજાને મદ્ય આપતાં પાસા ખેલી રહ્યાં હતાં. તો ક્યાંક સંગીત ને ઢોલકે વનકુંજને જગાડી દીધી હતી. કોઈ ઠેકાણે નૃત્યાંગનાઓએ આકાશી અપ્સરાઓને મોહિત કરે તેવું નૃત્ય માંડયું હતું, તો બીજે સ્થળે સુંદરીઓએ ગીતાવલિથી, વનકુંજોની કોકિલાઓને પણ, વસંતઋતુની બ્રાંતિ થાય એવી મધુર સુરાવલિ રેલાવી હતી. કોઈ જગ્યાએ નાગરિકા સુંદરીઓના રત્નકંકણુ રણત્કારી હાથની તાલીએ તાલીએ, સ્ફાટિક સ્તમ્ભ ઉપર બેસીને, સોનેરી ઘૂઘરીએ નાચતા મયૂરને જોવા મેદની જામી પડી હતી, તો બીજે સ્થળે કાન્તિનગરીનું અનુપમ કાવ્યવર્ણન કરતી મેનાંને સાંભળવા લોકમેદની માતી ન હતી !

કાકભટ્ટના ખભા ઉપર પાછળથી ઉદયને હાથ મૂક્યો: ‘ કાકભટ્ટજી ! જો જો હો, આપણે રાજમહાલયની પાસે જ આવી ગયા છીએ. આ સામે રાજમહાલય દેખાય જુઓ. . .’

ઉદયને કહ્યું હતું ત્યાં કાકભટ્ટે જોયું. રાજમહાલયના વિશાળ રાજદ્વારની બન્ને બાજુએ અસંખ્ય હાથીઓની હાર એની દૃષ્ટિએ પડી. ઉત્તમ નગરજનો, શ્રેષ્ઠીઓ ને રાજમંત્રીઓ એમના ઉપર આવી ગયા હોય તેમ જણાતું હતું. રાજદ્વારમાં અંદર દૃષ્ટિ કરતાં તો કલ્પના થંભી જાય એવી સુંદર સૃષ્ટિ નજરે ચડતી હતી. અંદરની એક વિશાળ પુષ્પવાટિકામાં થઈને સીધો ચાલ્યો જતો રાજમાર્ગ આંહીંથી નજરે પડતો હતો. એ રાજમાર્ગને છેડે સેંકડો સોપાનની પરંપરા દાખવતો ઉત્તુંગ રાજમહાલય ઊભો હતો. એની એક સહસ્ર સ્ફાટિક સ્તમ્ભની હારાવલિ જોતાં બે પળ તો

મન, એને આ પૃથ્વી-પરનું દશ્ય ગણવા જ ના પાડે. એવી મનોહર એની શોભા હતી. એનું સપ્તભૂમિપ્રાસાદ ગોપુરમ્ આખું અત્યારે લાખો દીપિકાઓથી ઝળહળી ઉઠયું હતું. અને જલતરંગમાંથી, સ્ફાટિક સ્તમ્ભમાંથી, ધવલગૃહમાંથી, આરસ મહાલયમાંથી આવતાં, એનાં કરોડો પ્રતિબિમ્બો જોતાં, એક પળ ભર લાગે કે આકાશ આખું તારાઓને લઈને નીચે રમવા આવ્યું છે.

અનેક જણ એ તરફ જોઈ રહ્યા હતા. અને અનેક જણ એ તરફ જઈ રહ્યા હતા. ઉદયન અને કાક પણ એ માણસ ટોળામાં ભળીને આગળ વધ્યા.

## ૨૯. રાજમહાલયમાં

બન્ને જણા રાજમહાલય તરફ જવા માટે પુષ્પ-વાટિકાને માર્ગે ચાલી રહ્યા હતા. ચંદ્રજ્યોત્સના સરોવરનું, ધવલ આરસના કિનારાથી શોભતું નિર્મળ જળ, અત્યારે પ્રકાશનાં લાખો પ્રતિબિંબ ઝીલતું શોભી રહ્યું હતું. એને કાંઠે કેટલાંક ધોળાં મૃગ અહીંતહીં ફરી રહ્યાં હતાં. એક એક દૃશ્યે કોઇ કવિની કલ્પના જાણે ખડી થતી હતી.

ઉદયન અને કાક આગળ વધ્યા. સોપાનની પરંપરા ચઢીને રાજમહાલયના મુખ્ય દ્વારે આવીને ઊભા. ત્યાં દ્વારભટ્ટ માધવદેવની પાસે જ એમણે ધંધરાજને ઊભેલો જોયો. એટલે એમનો રસ્તો સાફ થઇ ગયો. કાકભટ્ટે રાજમહાલયમાં પ્રવેશ કર્યો ને ચારે તરફ એક દૃષ્ટિ કરી. મહાલયમાં ઠેર ઠેર સ્ફટિક સુંદરીઓના હસ્તમાં સુગંધી દીપ જલી રહ્યા હતા. સામેની સ્તમ્ભાવલિમાંથી ઉઠતી એમની પ્રતિચ્છાયાની એક મનોહર પંક્તિ રચાતી ઠેઠ રાજસિંહાસન સુધી જતી હતી.

કાકે ત્યાં દૃષ્ટિ કરી. રાજમંત્રીઓ, શ્રેષ્ઠીઓ નગરજનો આવ્યા હોય તેમ જણાયું. એણે ઉદયનને ધીમેથી કહ્યું: 'મહાઆમાત્ય કોણ છે?'

'આવ્યા લાગતા નથી.'

એટલામાં એક પ્રતિભાશાળી માણુસ આવતો દેખાયો. એને જોઈને સભા ખડી થઈ ગઇ. 'આ મહીદેવ—એ મહાઅમાત્ય છે!' ઉદયને કાકના કાનમાં કહ્યું.

થોડીવાર થઈ અને મહારાજ મદનવર્મા આવતા જણાયા. એમની આગળ સોનેરી દીપિકા લઇને એક અનુચર ચાલતો હતો. પાછળ શસ્ત્રધારી સ્ત્રી સૈનિકો દેખાતાં હતાં. એમને પડખેથી વાયુ નાખતા બે માણુસો આવી રહ્યા હતા. મોઢા આગળ સેનાધિપતિરાજ સજ્જનદેવ ચાલી રહ્યો હતો. એમણે રાજસિંહાસન ઉપર જગ્યા લીધી. અને દરેકે દરેક સ્તમ્ભની પાછળથી, એક એક નર્તિકા નીકળી આવી. બે હાથ જોડીને મહારાજને નમસ્કાર કરી ક્ષણુ એકમાં એ પાછી અદશ્ય થઇ ગઇ.

હવે તમામ દીપિકાઓ પ્રગટવા માંડી. એમના તેજથી સ્ફાટિકના સ્તમ્ભો જાણે આકાશી તારાથી મઢ્યા હોય તેવા શોભવા માંડ્યા. સિંહાસનનાં રત્નોમાંથી તેજની કિરણાવલિ પ્રગટી રહી. એક અદ્ભુત દશ્ય થઇ રહ્યું. કાકે મદનવર્મા તરફ દષ્ટિ કરી. અને એ નવાઈ પામ્યો. એનામાં શું હતું તે તરત કળી શકાતું ન હતું. પણુ જેમ કોઈ, એક સુંદર દશ્ય તરફ જુએ, અને એનાથી એ હરહમેશ આકર્ષાયા જ કરે, એવું કાંઇક રાજાના ચહેરા ઉપર બેઠું હતું. એમાં જાણે કે કોઇ દિવસ ન ખૂટે એટલી બધી રસસૃષ્ટિ રેલાઈ રહી હતી. કેવળ રસની ખાતર રસ—જાણે એ રસનિધિના સાંનિધ્યમાં બેસીને તમામ સૃષ્ટિને ભૂલી જઈએ, એવું કાંઇક ઘેન એણે રાજાની આંખમાં જોયું. એનો ચહેરો કોમળ છતાં, પુરુષત્વભર્યો

અને રસિક હતો. એની આંખમાં અત્યંત ઉચ્ચ પ્રકારની રસિકતાના વહેણુ દેખાતાં હતાં. એના હોઠ જાણે કવિતા બોલવા ઉત્સુક હોય—છતાં કવિતા બોલવા માગતા ન હોય— એવી દ્વિધાવૃત્તિમાં પડેલા કવિજનની યાદ આપતા હતા.

કાકને લાગ્યું કે એ પોતાની રાજનીતિના બરાબર પ્રતીક જેવો છે. એ યુદ્ધમાં માનતો ન હોય, તે છતાં અનિવાર્ય યુદ્ધ માટે તત્પર હોય, એવો દેખાતો હતો. સૌ, કોઈકના આવવાની રાહ જોતા હોય તેમ લાગ્યું.

'કેમ કયાં છે ગુર્જરેશ્વર? મહીદેવ! હજી આવ્યા નથી?'

'પ્રભુ! એમને આવતાં થોડીવાર થાય તેમ છે. એમણે આવતી કાલે સંન્યસ્તામઠના તમામ સંન્યાસીઓને ભોજન માટે નિમંત્રણ આપ્યું છે. એમાં જરા વાર થઈ. મહારાજ પોતે પગે ચાલીને આમંત્રણ આપવા ગયા હતા!'

કાક અને ઉદયન બન્ને ચમકી ગયા. એમને કુમારપાલ વિષે શંકા ગઈ. એમણે ધંધરાજને ખોળવા નજર ફેરવી. પણ એ કયાંય દેખાતો ન હતો.

એટલામાં બહાર મેદાનમાં શંખનાદ થયો. રણભેરી વાગી. વાજિંત્રના ઘોષ થયા. અને એની પાછળ તરત જ મંગલપ્રશસ્તિના શબ્દો સંભળાયા.

મહારાજ જયસિંહદેવ આવતા હોય તેમ જણાયું. ઉદયને પોતાની જાતને જરાક વધારે છૂપાવવા માટે એક તરફ ખસીને એક મહાન સ્તમ્ભની આડશ લીધી. કાકે તરત જ પાછળ દષ્ટિ કરી. દ્વારમાંથી આવતા મહારાજ જયસિંહદેવ પોતે દેખાયા. તેની પાછળ સેનાપતિ કેશવ ને ત્યાગભટ્ટ હતા.

બર્બરકને તો ત્યાં દ્વાર પાસે એક તરફ ઊભો રહી જતો કોઈ જોયો. પણ મહારાજની આગળ ચાલતા મલ્હારભટ્ટને એણે જોયો અને એનાં હાંજાં ગગડી ગયાં. તેણે ઉદયન તરફ દૃષ્ટિ કરી, એટલામાં એક મંગલ પ્રશસ્તિ હવામાંથી આવી રહીઃ

मौलिं मालवनायको नमयति स्वामङ्गुलिं जाङ्गल
स्वामी कृन्तति दक्षिणक्षितिपतिं गृह्णाति दन्तैस्तृणम्
सिन्धौ सिन्धुपति निमज्जति नगोत्सङ्गे च वङ्गेश्वरो
नश्यत्याशु निशम्य यस्य जयिनः प्रस्थानभेरीस्वरम् ॥

મલ્હારભટ્ટને આંહીં આ પ્રશસ્તિથી મહારાજના આગમનનું સૂચન આપતો જોઈને ઉદયન પોતાના સ્થાન ઉપર બેઠોબેઠો પણ છળી ગયો. એના મનમાં કૈંક વાતનાં ઘોડાં ઘડાઈ ગયાં. એનું ચાલે તો એ અત્યારે જ ભાગીને પહેલાં તો સંન્યાસીમઠમાં પહોંચી જાય. કુમારપાલને ચેતાવી દે. એને ખાત્રી થઈ ગઈ કે મલ્હારભટ્ટે કુમારપાલની આંહીંની હાજરીની વાત ગમે તેમ જાણીને મહારાજને પહોંચાડી દીધી લાગે છે. વર્ષોનું બંધન—અને પોતાની તમામ યોજનાને નિષ્ફળ બનાવતું આ સાહસ, કુમારપાલજીએ કેમ ફરીને ઉપાડ્યું એની એને નવાઈ લાગી. પણ હવે અત્યારે કાંઈ બીજો ઉપાય જ ન હતો.

મલ્હારભટ્ટના પ્રશસ્તિ શબ્દ સાથે જ મહારાજ જયસિંહદેવે રાજમહાલયના ખંડમાં પ્રવેશ કર્યો. આખી સભા એક પગે થઈ ગઈ હતી. સ્તમ્ભિકાની પાછળથી નીકળીને નૃત્યાંગનાઓએ મસ્તક નમાવ્યાં, અસિસૈનિકોએ મહારાજને ચરણે ધરાતી હોય તેમ સોનેરીમૂઠવાળી સમશેરોને મસ્તકે અડાડીને મહારાજને સાદર કરી, નગરજનો, શ્રેષ્ઠીઓ, મંત્રીઓ,

નતમસ્તકે મહારાજને નમી રહ્યા. જયસિંહદેવે ગૌરવથી એ પગલાં આગળ ભર્યાં અને મહારાજ મદનવર્મા પોતે પોતાના સિંહાસન ઉપરથી ઉતરીને તત્કાલ સામે ચાલ્યા. અને મહારાજની પાસે આવીને એમને પ્રીતથી ભેટી પડ્યા: 'અરે! મહારાજ! ગુજરપતિ! આજ તમે અમારી કાન્તિ નગરીને જન્મ સાફલ્ય આપ્યું છે. કલિયુગમાં જ્યાં જીવન ટૂંકા છે ત્યાં મહારાજ! આટલો પ્રીતિઉત્સવ થાય એ જ એક વસ્તુ ઇચ્છવા જેવી રહી છે!' મદનવર્માએ કહ્યું.

મહારાજ જયસિંહદેવે મદનવર્માનો હાથ પ્રીતિથી પકડ્યો: અને આગળ ચાલ્યા: 'મહારાજ! તમને ઇશ્વરે કાંઈક અલૌકિક શક્તિ આપી છે. જેને મળો છો એને પ્રીતિથી વશ કરી લો છો. મને કાંઈક એવું મળ્યું હોત!'

મદનવર્મા હસી પડ્યો: એના મોંમાંથી આવતું હાસ્ય પણ એક પ્રકારની રસિકતા ધારી રહ્યું હતું. મહારાજ જયદેવ એ જોઈ રહ્યા.

ઉદયન અને કાક, બન્ને ગજ વિષેની વાતમાં વધારે રસ ધરાવતા હતા. મહારાજને સિંહાસન પ્રત્યે જતા એ જોઈ રહ્યા. અને બન્ને એકધ્યાન એકકાન થઈ ગયા.

થોડીવાર સુધી તો બન્ને રાજાધિરાજની વચ્ચે કાંઈક પ્રેમગોષ્ટિ થઈ રહી. ઉદયન અને કાક પોતપોતાની જાત પ્રગટ થઈ ન જાય એની સાવચેતી રાખતા શબ્દે શબ્દ પકડવાની આતુરતા બતાવી રહ્યા હતા. એટલામાં નૃત્યાંગનાઓએ સૌનાં મનને આકર્ષનારું અદ્ભુત અપ્સરા નૃત્ય શરુ કર્યું.

થોડા વખત માટે ત્યાં શાંતિ છવાઈ ગઈ. કેવળ આંખો બોલી રહી હતી. અને આંખો જ જાણે સાંભળી રહી હતી.

## ૩૦. તાત્કાલિક કસોટી

મહોબકરાજે, ગુર્જરેશ્વરના આતિથ્ય સત્કાર માટે નૃત્ય, યોજ્યું હતું. એટલું જ એ, એમની કોઈ યુદ્ધમાં ભાગ ન લેવાની રાજનીતિ અંગેનું પણ હતું. માલવરાજ યશોવર્મા આવ્યા. એમણે સીધી મદદ માગી. સજ્જનદેવે જ ના પાડી. મહારાજ જયદેવ આવ્યા. મહોબકરાજની પ્રીતિ ભેટ થઈ. આતિથ્ય સત્કાર લેખે એક ગજેન્દ્ર એમને ભેટ થતો હતો. આ ગજેન્દ્ર માટે જ મહારાજ આવ્યા હતા.

આ પ્રમાણે રાજનીતિ તો સચવાઈ ગઈ. મહોબકરાજ નૃત્ય પૂરું થતાં જ ઊઠ્યા. સભા હડુડુ ઊભી થઈ ગઈ: 'મહારાજ!' તેમણે જયસિંહદેવને કહ્યું: 'આપણે બે પળ વિશ્રમ્ભગોષ્ટિ કરીએ. પાછા કોણ જાણે ક્યારે મળશું? કલિકાલમાં રસિકગોષ્ટિ વિના બીજે મહારાજને ક્યાંય ચેન પડે છે ખરું?'

'મહારાજ!' જયસિંહદેવે કહ્યું: 'તમને એક આ જગ્યા મળી ગઈ છે. તમારી પાછળ જમના વહે છે. આગળ વિંધ્યદેવીની ગિરિમાળા છે. પણ અમારે તો અમારી વાત જાળવવાની છે!'

'અરે મહારાજ! પણ થોડા દિવસ માટે આ બધી ઉપાધિ શી? મહારાજને હાથી જોઈએ છીએ સજ્જનદેવ! તમે આવો — મહારાજને જોઈએ તે આપણે ન જોઈએ.'

મહોબકરાજને માલવા કે ગૂર્જર બેમાંથી એકેના યુદ્ધમાં તણાવું ન હતું. માલવરાજને તો એવો ઉત્તર આપી પણ દીધો હતો. મહારાજ જયદેવને આતિથ્ય સત્કાર લેખે એક હાથી આપવાની વાત હતી. સેનાધિપતિ સજ્જનદેવ અંદરના ખંડમાં ગયો.

ઉદયને કાકને જરાક પાસે આવવા નિશાની કરી. પણ એટલામાં એની નજર કેશવસેનાપતિ અને ત્યાગભટ્ટ ઉપર પડી. એ બે પળ આશ્ચર્યમાં થંભી ગયો.

મહારાજ જયદેવ ને મદનવર્મા મંત્રણામાં અંદરના ખંડમાં બેઠા, એટલે કેશવ ને ત્યાગભટ્ટ બન્ને સ્તમ્ભાવલિ જોતા જોતા આ બાજુ ફરતા ફરતા આવી રહ્યા હતા. ઉદયનને મોટામાં મોટી ચિંતા, પોતે વહેલો પ્રગટ થઈ ન જાય એની હતી. એ સમજી ગયો હતો કે કુમારપાલજી ઉપર એક સમશેર લટકતી હતી. એણે આંહીંથી ત્વરા કરીને હવે એને ચેતાવી દેવા જોઈએ. એ તાત્કાલિક ઉપાય શોધી કાઢવા માટે જરાક કાકભટ્ટરાજની બુદ્ધિને તાણી જોવા માગતો હતો. પણ હવે તો પોતે જ્યાં હતો ત્યાંથી જરાક પણ આમ કે તેમ ફરવામાં જ જોખમ ખેડી રહ્યો હતો. તે બે પળ શાંત જ થઈ ગયો.

એટલામાં જ્યારે મહારાજના મંત્રણા ખંડમાંથી મલ્હાર-ભટ્ટને પણ બહાર નીકળીને આ તરફ આવતો એણે જોયો ત્યારે તો એને લાગ્યું કે હવે કાં તો આંહીં જ પ્રગટ થઈ

જવું પડશે. એમ થાય તો શું પ્રત્યુત્તર વાળવો એની એ પોતાના મનમાં ખોજ કરી રહ્યો.

મલ્હારભટ્ટની પાછળ જ એણે મદનવર્મરાજના દ્વારભટ્ટ માધવદેવને પણ કેશવ તરફ આવતો જોયો.

એ સમજી ગયો. હસ્તિપસંદગીની વાત અંદર ચાલતી હોવી જોઈએ. પોતાના સ્થાનમાં, જેટલી ઓછામાં ઓછી જગ્યા રોકી શકાય તેટલી રોકીને એ બેઠો રહ્યો. કોઈને પણ શંકા ગયા વિના જાતને છૂપાવી શકાય, એટલી વધારેમાં વધારે અંધકારમય જગ્યામાં એ બેઠો હતો. એની આંખ પૃથ્વી ઉપર હતી. કાન કેશવ તરફ હતા. જમીન ઉપર રમતી અંગુલિ કાકભટ્ટ તરફ હતી. સભાસ્થાનમાં સૌ આમ તેમ ફરતા થયા હતા.

મલ્હારભટ્ટ સીધો જ કેશવસેનાપતિ અને ત્યાગભટ્ટની પાસે આવ્યો. એ બન્ને જણા સ્તમ્ભિકામાં કોતરેલી એક ગજપંક્તિ જોવામાં તલ્લીન હતા. ઉદયને ત્યાગભટ્ટને કહેતો સાંભળ્યો.

‘ગજશાસ્ત્રમાં તો ત્યાં સુધી કહ્યું છે કે આવો હાથી જેને ત્યાં હોય એને કોઈપણ વિપત્તિ ન આવે. એનાં લક્ષણ બાંધ્યાં છે.’

‘એ તો જાણે અશ્વ વિષે આપણે કહીએ છીએ તેવું પણ ત્યાગભટ્ટજી ! હું તમને એક વાત પૂછું ?’ કેશવ કહેતો સંભળાયો: ઉદયન એક કાન થઈ ગયો. કેશવ આગળ બોલી રહ્યો હતો: ‘તમને ખબર છે તમે અત્યારે કેવી મહાન જવાબદારી લઈ રહ્યા છો તે ?’

એટલામાં તો મલ્હારભટ્ટને પણ ત્યાં ઊભેલો ઉદયને

જોયો. ત્યાગભટ્ટનો શું પ્રત્યુત્તર છે તે સાંભળવા એ આતુર હતો. મલ્હારભટ્ટ પણ આવીને બોલ્યા વિના ત્યાગભટ્ટની સામે જ જોઈ રહ્યો

'સેનાપતિજી !' ત્યાગભટ્ટનો શુદ્ધ રણકો કાને પડ્યો. એમાં આત્મવિશ્વાસનું ગૌરવ હતું. 'કોઈ અભિમાનની વાત નથી, પણ જેટલા પ્રેમથી ગ્રહો અને તારા, સૂર્ય અને ચંદ્ર, કોઈ મહાન નક્ષત્રશાસ્ત્રી સાથે વાત કરે, જેટલા પ્રેમથી હીરા માણેક પોખરાજ, પોતપોતાનાં અંતર કોઈ જન્મ-જન્માંતરી રત્નપારખુને બતાવે, એટલા જ પ્રેમથી, આ ગજેન્દ્રો મને એમના દિલનું જાણે દિલ કહી બતાવે છે. તમે જે ગજેન્દ્રને એક લક્ષ દ્રમ્મનો ગણો, તે જ ગજેન્દ્રને હું ગધેડા જેવો ગણું ! બહારનો પ્રાણીનો દેખાવ — સૌ કોઈ જાણે. એનાં હૃદયને તો જાણનારા જ જાણે. તમને ખબર છે? એવા ગજેન્દ્રો પડ્યા છે કે તમારે ત્યાં ત્રણ વરસમાં એમને પગલે પગલે ચક્રવર્તી રાજ આવે; અને એવા પણ અપશુકનિયાળ પડ્યા છે કે તમને વનવન રખડાવે. મહારાજ ચામુંડની આપણે ત્યાં વાત નથી? એમની ગજ પરીક્ષાની . . .? એવી આ વાત છે !'

'ત્યાગભટ્ટજી ! હમણાં આ માધવદેવ આવે છે, તમને એ માટે જ બોલાવવા. આવતી કાલે જ ગજેન્દ્રની તમે પસંદગી કરી લ્યો. પણ પ્રભુ ! સેનાપતિજીએ જે કહ્યું એ વાત છે.' મલ્હારભટ્ટે હાથ જોડ્યા ને ધીમેથી ઉમેર્યું: 'માલવ-વિજય નહિ — ગુજરાતની કીર્તિ જાશે કે રહેશે — એનો આધાર આ ગજેન્દ્ર ઉપર છે. અને એ ગજેન્દ્રનું પરીક્ષણ તમારા ઉપર છે. આંહીં નહિ નહિ તો ત્રણ હજાર ગજેન્દ્રો

છે. એક જ રંગ, રૂપ, કદ, આકાર, દેખાવ, રૂંવાટી, ક્યાંય ફેર નહિ. . . . એમાંથી પ્રભુ ! તમારે તમારી પસંદગી કરવાની હશે.' અને તે પણ તાત્કાલિક કોકાવિદ્યા જેવી વાત છે !

'ભગવાન સોમનાથ મને દોરે છે, મલ્હારભટ્ટ ! તમારે માટે આ ગજેન્દ્રનો પ્રશ્ન છે. મારે માટે તો એ ભારત ચક્રવર્તીનો પ્રશ્ન છે !' ત્યાગભટ્ટે ગૌરવથી કહ્યું.' જે સૂક્ષ્મતાથી આકાશીતારાને વાંચનારા વાંચે છે એ જ સૂક્ષ્મતાથી અશ્વ ગજેન્દ્રને નીરખનારા નીરખે છે. ન માનતા હો તો ભૂલોકમલ્લ સોમેશ્વર કર્ણાટપતિને પૂછજો. એ તમને કહેશે. એક રૂંવાટી પશુની જોનારા, એમાં વિજય જુએ છે. અને બીજી રૂંવાટી સર્વનાશ પણ દર્શાવે છે. ચાલો, આ માધવદેવ આવ્યા.' ઉદયન સાંભળીને ચમકી ગયો. એનું અનુમાન સાચું હતું. ગજેન્દ્રની પસંદગીની વાત જ ચાલી રહી હતી. અને ત્યાગભટ્ટના આત્મવિશ્વાસી રણકાએ એને તો ખાત્રી કરાવી દીધી કે એની પાસે જેવી તેવી વિદ્યા નથી. કુમારપાલજીનો ફેરો અફળ થવા માટે જ હતો. એટલામાં દ્વારભટ્ટ માધવદેવ આવ્યો: તેણે બે હાથ જોડ્યા: 'ત્યાગભટ્ટજીને મહારાજ યાદ કરે છે. કાલે પ્રભાતે હસ્તિશાળામાં ગજપરીક્ષા છે !'

ત્યાગભટ્ટ તરત તેની સાથે ચાલ્યો.

એને જતો ઉદયન જોઈ રહ્યો. એણે એક છાની નજર કાકભટ્ટ તરફ કરી. સભામંડપના ઘણાખરા મંત્રીઓ નાગરિકો સૌ ઊભા થઈને આમ તેમ ફરતા હતા. એમાં પોતે બે જણા એક તરફ બેઠા હતા, એ શંકા જન્માવવા માટે પૂરતું હતું. પણ ઊભા થતાં તો હવે કેશવની દૃષ્ટિમાં સપડાઈ જવાનો ભય હતો. એટલે તે હતા તેમ શાંત બેઠા રહ્યા.

માત્ર કાન સરવા રાખી રહ્યા.

ત્યાગભટ્ટ ગયો કે તરત કેશવ મલ્હારભટ્ટને કહેતો સંભળાયો 'એની આત્મશ્રદ્ધા જબરી છે ભટ્ટજી! વાંધો લાગતો નથી. પણ સંન્યાસીઓને કાલે સવારે વહેલી જ પ્રભાતે નિમંત્ર્યા છે તેમનું શું થાશે? મહારાજ તો એ વખતે હસ્તિશાળામાં હશે!'

'અલ્યા... હા!.. એમનું શું? તમામ સંન્યાસીઓને નિમંત્ર્યા તો છે, એટલે હવે તો સમય ફેરવવાનો પ્રશ્ન પણ કરવો મુશ્કેલ છે. એમનું શું? અને એમાં તો...' મલ્હારભટ્ટ વાત ખાઈ ગયો.

'પણ તમે ખાત્રી કરી છે? હું માની શકતો નથી હો! આટલું મોટું સાહસ ન ખેડે!'

ઉદયને પોતાની સર્વેન્દ્રિયોને કાનમાં બેસારી દીધી. તે સમજી ગયો. ચોક્કસ જ આ વાત મલ્હારભટ્ટ, કુમારપાલજી વિષે જ કરી રહ્યો હતો. સંન્યસ્તમઠમાં એણે કુમારપાલને ઓળખી કાઢ્યો હોવો જોઈએ.

'સો એ સો ટકા પ્રભુ!' મલ્હારભટ્ટ બોલ્યો તે સંભળાયું 'એ જ કદ' તે વધારે પાસે સર્યો. એણે અવાજ ધીમો કર્યો: 'એ જ દેખાવ. એ જ ઉચ્ચાર. એ જ મુખમુદ્રા, અને વધુમાં તો સેનાપતિજી! તમે પેલી પગરેખાની વાત કરી હતી નાં? એ જ પગરેખા. ચોક્કસ—એ જ છે. મને પણ ક્યાંથી ખબર પડે? પણ એક રાત આવીને મેં ત્યાં સંન્યસ્ત મઠમાં ગાળી એમાં ખબર પડી ગઈ. અચાનક જ સમજો ને!'

કેશવે ચારે તરફ એક દૃષ્ટિ કરી લીધી. નાકે આંગળી

મૂકી. 'પણ તો તો ચાલો ત્યારે—આપણે મહારાજને એ વાતની યાદ આપવા માધવદેવને અંદર મોકલવા પડશે . . અથવા તો તમે એમ જ કરોને, અત્યારે જ સંન્યસ્ત મઠના સંન્યાસીઓને ત્યાં હસ્તિશાળા પાસેની જ વાટિકાનું નિમંત્રણ અપાવી દો. અને માધવદેવને કહી દઈએ કે એ વાટિકા કાલે અમારા ઉપયોગ માટે રાખવાની છે. એટલે પત્યું. આ આવે છે માધવદેવ પોતે જ લ્યો. . !'

ઉદયન, કેશવ સેનાપતિને જતો જોઈ રહ્યો. મલ્હારભટ્ટ તેની પાછળ હતો. માધવદેવને એ મળ્યો એ એણે જોયું. માધવદેવે એ હાથ જોડી માથું નમાવ્યું હોય તેમ લાગ્યું. એનો અર્થ સ્પષ્ટ હતો. હસ્તિશાળા પાસેની વાટિકાને ઉપયોગમાં લેવાની અતિથિરાજને છૂટ હતી.

કેશવ, માધવદેવ ને મલ્હારભટ્ટ મંત્રણા દ્વાર તરફ ગયા.

ઉદયનને પોતાની ભયંકર કસોટીની પળ વધારે નજીક આવતી જણાઈ.

કુમારપાલને જો એ આંહીંથી હવે સત્વર ઉપાડી ન મૂકે તો આ એનું સાહસ ભારે પડે તેમ હતું! કાલે તો એ ગજેન્દ્રની સાથે સાથે માલવને માર્ગે રવાના થયો હોય કે પછી હમણાં અદૃશ્ય જ થઈ ગયો હોય! તો તો બધું કર્યું કારવ્યું ધૂળ થાય! જૈનશાસનનું સ્વપ્નું ટળી જાય. પોતાની જીંદગીભરની મહેનત અફળ જાય. કુમારપાલને ચેતાવી દેવો જ જોઈએ.

એ ચારે તરફ દૃષ્ટિ કરતો ધંધરાજને શોધી રહ્યો. પણ હજી એ ક્યાંય દેખાતો ન હતો. તેણે કાકભટ્ટને જરા પાસે આવવા ઈશારત કરી. કાકભટ્ટ પાસે આવ્યો.

'કાકભટ્ટજી!' તેણે અત્યંત ધીમેથી કહ્યું: 'આ તમે સાંભળ્યું?'

'સાંભળ્યું તો ખરું પ્રભુ!' કાકભટ્ટે ધીમેથી કહ્યું: 'પણ હવે શું કરવું છે? વાત કુમારપાલજીની લાગે છે.'

'કાકભટ્ટ! કોઈને આપણી જાણ નથી ત્યાં આપણે આંહીંથી સત્વર ત્યાં સંન્યસ્ત મઠમાં પહોંચી જઈએ. જો ધંધરાજ આવી જાય!'

એટલામાં ધંધરાજ દૂરથી આવતો દેખાયો. ઉદયને આનંદોદ્ગાર કાઢ્યો: 'કાકભટ્ટ! પેલી ગાથા—એ ગાથા—સિદ્ધસેનજી જેવાની વાણી છે. એ કાંઈ અમસ્તી આગમ વાણી કહેવાણી હશે? આપણે સંભારીએ છીએ, ત્યાં જ આ ધંધરાજ આવ્યા જુઓ!'

## ૩૧. સંન્યાસી ક્યાં ગયો ?

**ધુંધરાજની** સાથે ઉદયન અને કાક એકદમ બહાર નીકળી આવ્યા. ધંધરાજ આ બાબતમાં પાવરધો જણાયો. રસ્તામાં ઉદયને કાંઈ વાત કરી નહિ. એક વખત સ્થાન ઉપર આવીને શાંતિથી એ વિચાર ઘડી કાઢવા માગતો હતો. એની પડખે ચાલી રહેલો કાકભટ્ટ પણ વિચારમાં જ ચાલી રહ્યો હતો. ધંધરાજે રસ્તામાં જે કાંઈ કહ્યું તેમાંથી ભાગ્યે જ અર્ધું ઉદયન સમજ્યો હશે. પણ એને એક વાતની પ્રતીતિ એમાંથી મળી ગઈ હતી. પોતાની પેઠે જ આ ધંધરાજ પણ એકચક્રી ધર્મશાસનમાં શ્રદ્ધા ધરાવનારો જીવડો હતો. ઉદયનને એ વસ્તુ અત્યંત ઉપયોગી જણાઈ.

શ્રેષ્ઠીના મહાલય પાસે આવતાં ઉદયન થંભી ગયો: ' ધંધરાજજી ! તમારી ધર્મપ્રીતિની આકરી કસોટી થાય એવો એક પ્રસંગ છે ! '

ધંધરાજ એની સામે આશ્ચર્યથી જોઈ રહ્યો: ' મારી કસોટીની વાત કરો છો ? '

' હા. અમારી તમારી સૌની વાત છે. તમે કહ્યું નાં એકચક્રી ધર્મશાસન વિના ભારતવર્ષ પુણ્યભૂમિ નહિ બને.

તમારું એ સ્વપ્ન છે કે માન્યતા ?'

'બન્ને. કેમ ?' ધંધરાજે કહ્યું.

'ત્યારે જો માન્યતા હોય તો એની કસોટી ખડી ઊભી છે; સ્વપ્ન હોય તો એની સિદ્ધિનાં પગરણ તમારી રાહ જૂએ છે !'

'શાની વાત કરો છો પ્રથ્વીનાથ ? હું હજી તમારી વાતને સમજી શક્યો નથી !'

'આ અમારા બટ્ટરાજ જોયા ? કાકભટ્ટ ? પોતે માહેશ્વરી છે, પણ સમજે છે કે જૈન તંત્ર વિના, જૈન શાસન વિના, જૈન ચક્ર વિના, જૈન ધ્વજ વિના—અને જૈનાગમ વિના દેશનો ઉદ્ધાર નથી. પ્રજાનો ઉદ્ધાર નથી. વ્યક્તિનો પણ ઉદ્ધાર નથી. એટલા માટે તો પેલી સિદ્ધસેનજી દિવાકર જેવાની મહાગાથાએ આગાહી આપી છે. સંભારો એને . . . સાંભરી ?'

'ના. મોંએ તો આવતી નથી !'

'ત્યારે આ તમારી નગરીમાં એવા પુણ્યાક્ષર પડ્યા છે ને તમને યાદ રહ્યા નથી ? જુઓ, હું સંભારી આપું–

**पुन्ने वाससहस्से सयंमि वरिसाण नवनवइ अहिए.**
**होही कुमरनरिंदो तुह विक्कमराय सारिच्छो ॥**

આ વિક્રમરાય સરખો કુમરનરિંદો થવાની આગાહી છે, એ કુમરનરિંદો કોણ ? તમે કોઈ જાણો છો ?'

'કોણ કુમારપાલજી ?' ધંધે કહ્યું.

'હા, કુમારપાલજી; એ આંહીં કાન્તિનગરીમાં એક વખત આવીને તમારું જ આતિથ્ય ભોગવી ગયા છે. તમે એ સંભારતા હતા. આજે હવે એના ઉપર સંકટ છે !'

'ક્યાં ?'

'આંહીં તમારી જ નગરીમાં !'

'અમારી નગરીમાં ? હોય નહિ. કુમારપાલજી આંહીં આવ્યા હતા, તે વખતે જ તમારો સંદેશો હતો, કે એ ગુર્જરેશ્વરની જ્યાં નજર ન પહોંચે ત્યાં રહે, એમાં એનું શ્રેય છે. ને વીરશાસનનું પણ શ્રેય છે ! એ આંહીં — ? અત્યારે આંહીં તો મહારાજ જયદેવ છે, ને એ આંહીં ક્યાંથી હોય ? એ પોતે પણ પોતાની આ અકારણ આપત્તિ વિષે જાણુનારા તો છે. આંહીં એ આવ્યા છે ? અત્યારે — આ નગરીમાં છે ?'

'અમે પણ એ જ ઇચ્છ્યું હતું કે એ આંહીં ન હોય. પણ એ આંહીં છે. આપણે એમને આંહીંથી અત્યારે જ રવાના કરી દેવા છે. કોઈ રીતે એ બને ? તમારી જાણનો કોઈ રસ્તો ? મહારાજની દૃષ્ટિએ એ પડે કે જાણમાં આવે એ ઠીક નથી.'

'પણ એ છે ક્યાં ?'

'કહું. તમારા સંન્યસ્ત મઠમાં.'

ધંધરાજ વિચાર કરી રહ્યો. એ આ વસ્તુસ્થિતિનો, સ્તમ્ભતીર્થનો અવારનવારનો પ્રવાસી હોવાથી, જાણકાર તો હતો જ.

'મહામુનિ હેમચંદ્રાચાર્યે શું કહ્યું છે, મને આ કુમારપાલજી વિષે, એ તમને કહું ?' ઉદયને એને વિચારમાં પડેલો જોઈ, કુમારપાલના નિશ્ચિત ભાવિનો ઉલ્લેખ કરવામાં ડહાપણ જોયું.

'શું ?'

'કુમારપાલજીને રાજયોગ છે, છે, ને છે.'

ધંધરાજ એ રીતે વિચાર કરી રહ્યો. જો એ ગુર્જરેશ્વર થાય તો જૈન શાસનની અભિવૃદ્ધિ થાય. એનાં હીરામાણેક ખપે ને સમૃદ્ધિની પણ અભિવૃદ્ધિ થાય. શાસન પણ સચવાય, ને લક્ષ્મીજીને પણ સચવાય. એનાથી વધુ રૂડું શું? શાસન ને લક્ષ્મીજી બે સચવાતાં હોય તો! એણે ધીમેથી કહ્યું: 'એક રસ્તો છે!'

'શું?'

'આ નગરીમાં દ્વારભટ્ટ માધવદેવ છે એટલે કોઈ નગરીમાંથી બહાર જાય કે આવે,—એની જાણ વિના—એ તો બને તેમ નથી. પણ પેલી તમે વાપી કહી નાં—

'ગાથાવાળી?'

'હા.'

'એનું શું?'

'એમાંથી એક માર્ગ છે' ધંધ છેક ઉદયન પાસે આવી ગયો. 'એ તમને નગર બહાર મૂકી દેશે. કોઈને માર્ગની ખબર નથી! માધવદેવને પણ!'

ઉદયને હવે તો એક પળ પણ ન ગુમાવવામાં કાર્યસિદ્ધિ જોઈ. એ કાકભટ્ટને જરા આઘે લઈ ગયો. તેના કાનમાં કાંઈક કહ્યું. ને પછી પાછો ધંધ પાસે આવ્યો. ધંધરાજને આ અવિનય જેવું લાગે માટે તેણે તેને ધીમેથી કહ્યું: 'ધંધરાજજી! કાકભટ્ટે રંગ રાખી દીધો છે. અમારા મહારાજનો કોપાનલ સહન કરનારા સમજે છે કે એ શું છે. એ અગ્નિપરીક્ષા દેવા એ પોતે તૈયાર થયા છે!'

'શી રીતે?'

'તમારા સંન્યસ્ત મઠના ત્રણસો એ ત્રણસો સંન્યાસીને મહારાજે નિમંત્ર્યા છે. સાચું ? કુમારપાલજી પણ એમાંના જ એક છે. હવે સવારે બસો નત્રાણું થાય—ત્યારે શું થાય ?' ઉદયને જાણી જોઈને કુમારપાલ વિષેનો, ગજ માટે એ પણ આવ્યો હતો વગેરે, ઉલ્લેખ છોડી દીધો.

'આ . . હા ! એ તો મને ધ્યાન ન રહ્યું ! ત્યારે શું થાય ? એનો તો ઉહાપોહ કરવો હોય તો મોટો ઉહાપોહ થાય. એમાંથી તો અમારા ઉપર પણ ચક્કર ઉતરી પડે . . મહારાજ મદનવર્માને પણ એ જાણ થાય—ને એ તો વાત વધી પડે !'

'હં . . ત્યારે ? એટલે એક સંન્યાસી ઘટે તેની જગ્યાએ આ અમારા કાકભટ્ટ ! એ સંન્યાસી થઈ ને એ ઘડી બેસી જાશે ! આટલામાં કોઈ તમારો નખ લેવાવાળો હશે નાં ?'

'હા છે; પણ મહારાજ જયદેવ કાકભટ્ટને ઓળખશે—એનું શું ?'

'મેં હમણાં એ જ વાત એમને કરી. એ થઈ પડશે. એનો રસ્તો નીકળશે. પણ પહેલાં આ કુમારપાલજીને તો રવાના કરી દઈએ. અને ધન્ધરાજજી ! કુમારપાલજી અમને આંહીં છે . .' ઉદયને કંઠે ને શીષે હાથ મૂક્યો. 'અમે અત્યાર સુધી એમને જાળવ્યા છે. એ બહુ જ સાહસિક છે. આંહીં પોતે આવ્યા હતા જ એટલા માટે. એટલે વળી પાછા એ ફરી પ્રગટ થઈ ન પડે માટે હું પણ એમની સાથે જ જઈશ !'

'તમે પણ ?'

'હા. હું પણ મને લાગે છે, હવે જાઉં. થોડા કોઈક અનુચર સાથે બહાર મોકલાઈ ગયા હોત—પણ ચાલો, એ લોભ કરવા જતાં આ પણ ખોઈશું. અમે રસ્તેથી કોક ટારડું મેળવી લેશું ! ને અત્યારે તો જયજિનેંદ્ર ! ધન્ધરાજજી ! પણ ભવિષ્યમાં શાસનને તમારો ખપ પડે ત્યારે અત્રે નજર તમારા ઉપર નાખશું. તમે આજ આંહીં હતા તો અત્રે આટલું ધર્મકાર્ય કરી શક્યા. ચાલો, ત્યારે . .'

ધંધે વિચાર કર્યો. 'તમને હું કહું ત્યાંથી સાંઢણી મળશે. હું સંદેશો આપીશ ! ને કાકભટ્ટની તૈયારી . . . કાકભટ્ટજી ! તમે જરા આમ આવો તો.'

## ૩૨. સંન્યાસમઠમાં

ઉદયન કાકભટ્ટ ને ધંધરાજ થોડીવાર પછી સંન્યાસ મઠમાં આવ્યા ત્યારે હજી ત્યાં જ્ઞાનવાર્તા ને વિતંડાવાદ ચાલી રહ્યાં હતાં. કોઈ શંકરને ને કોઈ મહાવીરને, કોઈ વિષ્ણુને ને કોઈ અંબાને, જેને જેમ ઠીક પડે તેમ પ્રશંસા કરી રહ્યા હતા. ત્રણે જણા જાણે જ્ઞાનપિપાસુ બનીને થોડા ઘણા પ્રેક્ષકો હતા તેમાં બેસી ગયા. વિશાળ મેદાનમાં ને પાન્થાશ્રમમાં આડાઅવળા પથારા પડ્યા હતા. તેમાંથી કુમારપાળને શોધી કાઢવો મુશ્કેલ હતો . . વાતચીતમાંથી જણાયું કે આવતી કાલે સ્થાન વાટિકાનું રાખ્યું છે એ સંદેશો આંહીં આવી પહોંચ્યો હતો.

એટલે તો દરેકે દરેક મૂર્તિના ચરણસ્પર્શની આકાંક્ષા ઉદયનને જન્મી. તેણે ધંધરાજને કહી. ધંધરાજ આગળ થયો. કાક પાછળ રહ્યો. ત્રણે ભક્તો અચાનક શ્રદ્ધાવાન બની ગયા. દરેક ઠેકાણે ચરણસ્પર્શ થવા માંડ્યો. સંન્યાસી દ્રમ્મને અડે નહિ માટે પૃથ્વીને આધારે દ્રમ્મ મૂકતા ગયા. એ દ્રમ્મ પૃથ્વીને અડ્યા હતા. ને હજી સંન્યાસીનો હસ્ત-સ્પર્શ પામવા માટે થોડી પળોનું એ તપ તપવાના હતા.

ચરણુસ્પર્શ કરતાં ઉદયન થાકી ગયો. બસો નવ્વાણું તુ એટલા સંન્યાસીના પગને હાથ અડાડવા એના જેવા ચુસ્ત જૈનને આકરા પડી ગયા. પણ છેક છેલ્લા સંન્યાસીને એના હાથ અડ્યા, મેદાનમાં કોઈ બાટી શેકી રહેલા બ્રહ્મચારીના તાપણાએ એની મુખમુદ્રા જરાક દેખાડી, અને એ સ્થળે એને વધુ જ્ઞાન જાગ્યું હોય કે પછી વધુ ભક્તિ પ્રગટી હોય—પણ એ ત્યાં બેસી ગયો.

પછી તો એ જ્ઞાનવાર્તા લંબાતી ગઈ. શંકાની પરંપરા જાગવા મંડી. ધંધરાજને પણ એમાં રસ પડ્યો. જૈન, બૌદ્ધ, શંકર, કાપાલિક બધાની થોડી થોડી જ્ઞાનવાર્તા પીવાનો આ ત્રણે ભક્તોને રસ જાગ્યો.

એ મોડેથી ત્યાંથી ઉઠ્યા ત્યારે ઘણા સંન્યાસી નિદ્રામાં પડી ગયા હતા. જે નિદ્રામાં ન હતા તે તંદ્રામાં હતા. ને બન્નેમાંથી એકેમાં જે ન હતા તે સ્વપ્નમાં હતા. ત્રણે ભક્તો પંથે પડ્યા ત્યારે તો સંન્યસ્તમઠનાં વૃક્ષો પણ નિદ્રાધીન જેવાં જણાતાં હતાં. આટલી જ્ઞાનગોષ્ઠિથી તૃપ્તિ થઈ ન હોય તેમ એક ભક્ત થોડાં ડગલાં આગળ જઈને પાછો ફરીને આવ્યો: તેણે સંન્યાસી મહારાજને ચરણે કાંઈક ગુપ્ત વાત મૂકવાની હોય તેમ પડખેના બીજા સંન્યાસીથી એને જરા આઘેરા લીધા. ધીમેથી કહ્યું: 'કાકભટ્ટજી! સંભાળજો બરાબર હો. સામે મલ્હારભટ્ટ છે. શંકા જાગી. લોકવાયકા સાંભળી. એટલે સાધુઓના ટોળામાં જ તમે ભળી ગયા. અને પછી તો મહારાજને એના જ સમાચાર આપવા આંહીં રોકાઈ ગયા. એણે રસ્તો રોક્યો હશે કે રોકશે. આવી વાતે સૌના હાથ હેઠા પડી જાશે! અને

ત્યાં તો હું પણ તમને સૌને સામેથી આવીને માલવવાર્તા કહેતો મળીશ નહિ ? ચાલો, જય જીનેંદ્ર !'

ઉદયન ને ધંધરાજ સીધા જ પાસેની વાપીમાં ઉતર્યા. કુમારપાલ એની સાથે હતો. એક પછી એક કોઠા ઉતરતા તેઓ અંદર ગયા. એક દેવીના ગોખલા પાસે કોઈએ પ્રગટાવેલો દીપક ઉદયને દીઠો. તેણે એ ધીમેથી ઉઠાવી લીધો.

સૌ આગળ વધ્યા.

'પેલી ગાથા ક્યાં છે ધંધરાજજી ? આપણા રસ્તામાં આવશે કે આપણે પાછું ફરવું પડશે ?'

'ના રસ્તામાં જ છે !'

'શેની ગાથા છે ઉદયનજી ?'

'તમે જો જો ને, પ્રભુ ! એ તમે વાંચો—પછી મારું માનો તો કુમારપાલજી ! હવે આ ભાગ્યયોગ મળી ગયો, ને ધંધરાજજી અમારા વીરશાસનની કસોટીમાં પાર ઉતર્યા, નહિતર સૌનાં મોં ઉપરથી મહારાજ ! તમે તેજ લઈ લીધું હોત. આ રહી એ ગાથા, આવો . .'

ત્રણે જણા ભક્તિથી આગળ વધ્યા.

ક્રે. યશઃ ૫૮૯

કોઈ વખત જંગલમાં ફરતાં કોઈક એવું તો વૃક્ષ નજરે ચડે છે કે જાણે એ વૃક્ષ હોય એમ લાગતું જ નથી. એની માનવતા અને એનું દેવત્વ એટલાં સ્પષ્ટ દેખાય છે કે જાણે આપણે એના જૂના પરિચિત સ્વજન હોઈએ, અને એ આપણું સ્વજન હોય! કોઈક અશ્વને જોતાં પણ એમ જ થઈ આવે છે. કોઈ વખત કોઈ પ્રાણીમાં પણ એવી જ અદ્ભુત વિશિષ્ટતા દેખાઈ આવે છે. બીજે દિવસે પ્રભાતે જ્યારે હસ્તિશાળામાં મહારાજ જયદેવે પ્રવેશ કર્યો ત્યારે ત્રણ હજાર, અભિવાદન કરતી હસ્તીઓની ત્યાં ઊભેલી પંક્તિ જોઈને, એક પળભર તો એ આશ્ચર્યમુગ્ધ થઈ ગયા. આવડી મોટી બળવાન ગજસેના? અને છતાં રાજા મદન વર્મા બેઠો રસ ગોષ્ટિ જ કરે! એના દિલમાં ભારતનું એક ચક્રી, વીરવિક્રમી, પરદુઃખભંજની, શાસન કેમ વસતું નહિ હોય? મહારાજને એ વિચાર આવી ગયો.

એ ત્રણે હજાર ઊંચી થયેલી સૂંઢોને, પોતે વીર સૈનિકોને નમતા હોય તેમ નમતા નમતા જ મહારાજ જયદેવ આગળ વધ્યા. એમને મન આ હસ્તીઓ નહિ, યુદ્ધવીરો દેખાતા

હતા. એમની પાસે આટલા ને આવા અદ્દભુત હોય તો એમની નિદ્રા નાશ પામે ! એમની પડખે, શાંતિથી ધીમાં ડગ ભરતો આવી રહેલો ત્યાગભટ્ટ, એમાંના દરેકે દરેકનો જાણે જૂનો દોસ્ત હોય તેમ એક બે મીઠાં વેણ કહેતો, ચાલી રહ્યો હતો ! એ દરેક ગજરાજને સૂક્ષ્મતાથી નિહાળી રહ્યો હતો. જે ગજ એમને જોતો હતો તે આ પંક્તિમાં ક્યાંક હતે ? ક્યાં હતો એ એમને શોધવાનું હતું. એ ત્વરા કરી રહ્યો હતો. પણ સાવધ હતો.

મહારાજ જયદેવ મદનવર્માની આ અદ્દભુત ગજસેનાને જોઈ જ રહ્યા. એમાંના એકેને બીજાથી જૂદો પાડી શકાય તેમ ન હતું. મહારાજ ચિંતાતુર નેને ગજપરંપરા નિહાળતા આગળ વધ્યા. કોઈ ઉત્તુંગ શિખરાવલિ સમી ઉન્નત સૂંઢોની પરંપરા ત્યાં દેખાતી હતી. સેનાપતિ કેશવ ને મલ્હારભટ્ટ ત્યાગભટ્ટના પગલે પગલાને, એની દરેકે દરેક હિલચાલને, જોઈ રહ્યા હતા. મદનવર્માનો સેનાપતિ સજ્જનદેવ એક તરફ ઊભીને ગજનિષ્ણાતો સાથે કાંઈક ચર્ચા કરી રહ્યો હતો. એ સૌની દૃષ્ટિમાં કુતુહલ, ઉપેક્ષા, અભિમાન, અને આશ્ચર્ય દેખાતાં હતાં. યશઃ પટહને આ ત્રણ હજાર એકસરખી ગજપંક્તિમાંથી જૂદો તારવી કાઢવો એ કાંઈ બચ્ચાંનો ખેલ ન હતો. વર્ષોની રાજવંશી શુદ્ધ પરંપરાની ઉપાસના આ ગજપંક્તિની પાછળ પડી હતી. ત્યારે આવા ત્રણ-હજાર ગજ ભેગા થઈ શક્યા હતા. એ સઘળા જ જાણે યશઃ પટહ હતા. એમાંનો એક ગજ બીજાથી જૂદો દેખાતો જ ન હતો ને ! મહારાજ જયદેવની મુખમુદ્રામાં થોડી ચિંતાની રેખા આવીને બેઠી હતી. કદાચ—યશઃ પટહ આમાં

નહિ હોય તો ? ને હશે ને નહિ કળાય તો ! એમણે ત્યાગભટ્ટ તરફ એક દૃષ્ટિ કરી. એ હજી કાંઈ નિર્ણયાત્મક સંદેશો આપતો ન હતો. દરેક ગજની આગળ પાછળ ચારે તરફ એ ફરતો હતો—તે ઉતાવળે આગળ વધી રહ્યો હતો.

પોતાની તમામે તમામ શક્તિ કેન્દ્રિત કરીને દરેકે દરેક ગજની ઝીણામાં ઝીણી વિગતને એ જોઈ રહ્યો હતો. એમ ને એમ બે હજાર નવસો નવાણું ગજરાજ એ તપાસી ગયો. ક્યાંય યશઃ પટહ ન હતો.

એક પળભર એની આત્મશ્રદ્ધા ડગતી લાગી. કેશવ સેનાપતિની ચિંતા વધી ગઈ. મહારાજ જયદેવનો પગ જરાક ઢીલો થયો. ગજનિષ્ણાતોની મંડળીમાં એક છુપું છાનું ઉપેક્ષા હાસ્ય આવી બેઠેલું દેખાયું. એટલામાં તો છેક છેલ્લો હાથી આવી ગયો. પણ તેની પાસે આવીને ત્યાગભટ્ટ સ્થિર થઈ ગયો. એને એ જોતો જ રહ્યો. થોડીવાર એમ એકી નજરે એણે જોયા કર્યું. એના ચહેરા ઉપર અચાનક પ્રસન્નતાની એક રેખા પ્રગટી નીકળી. એ મનમાં ને મનમાં કાંઈક સંભારી રહ્યો. એના ધીમે બોલતા સ્વરમાં હર્ષની ધ્રુજારી જણાતી હતી. એણે એને ફરી ફરીને નિહાળ્યો. અને છેવટે તે પોતે બે હાથ જોડીને, કોઈ મહાન જોદ્ધાને અભિવાદન કરતો હોય તેમ, એને પ્રેમથી નમી રહ્યો. એણે મહારાજ સામે એક વિજયદૃષ્ટિ કરી. એની આંખ ભક્તિમાં જાણે મીંચાતી હોય તેમ બે પળ મીંચાઈ ગઈ: એના મોંમાંથી કાવ્યપંક્તિ આવી રહી હતી:

शंखचक्रगदाकारा बिन्दवो वक्त्रयोऽथवा
दृश्यन्ते यस्य नागस्य विष्णुवंशसमुद्भवः ॥

स्रवति प्रचुरं दानं वरुणांशक सम्भवः
आहवे रिपुसंहारी निजभर्त्तुजयप्रदः ॥
बिन्दुमान् पाण्डुवर्णश्च शशांकांश सम्भवः
सङ्गर प्राङ्गणे राज्ञां गजोऽयं विजयप्रदः ॥

તેણે જરાક આગળ વધીને ગજરાજની નીચે નમેલી સૂંઢ ઉપર પ્રેમથી હાથ ફેરવ્યો. મદનવર્માના ગજનિષ્ણાતો તરત આગળ આવ્યા. તેમણે ત્યાગભટ્ટની શક્તિનું માપ જોઈ લીધું હતું. જે ગજ એમનો ઉત્તમોત્તમ હતો—બરાબર એ જ યશ: પટહ ગજ, ત્યાગભટ્ટે શોધી કાઢયો હતો.

શંખ, ભેરી, દુંદુંભી ને વિજયા નાદથી આકાશ ગાજી ઉઠયું.

સજ્જનદેવ પોતે વિદાય લેતા ગજરાજની પૂજા કરવા આગળ આવ્યો.

## ૩૪. દિવા સ્વપ્ન

મહારાજે આમંત્રેલા સંન્યાસીઓ રાજવાટિકામાં આવ્યા ત્યારે મલ્હારભટ્ટના આનંદનો પાર ન હતો. એના મનથી એણે પોતાનો એકડો નોંધાવ્યો હતો. સ્તંભતીર્થના રાજા જેવા ઉદયન મંત્રીશ્વરને મહાત કર્યો હતો. હવે પછી એની ગણના મહારાજના રાજદ્વારી વીરનરોમાં થવાની હતી. એનું નામ કેશવ સેનાપતિ જેવાના નામ સાથે લેવાવાનું હતું.

ચરણવંદના કરીને એક પછી એક સંન્યાસીને એ, અંદરના ખંડમાં મહારાજના સાન્નિધ્યમાં મોકલી રહ્યો હતો.

છેલ્લા સંન્યાસીનો વારો આવ્યો. મલ્હારભટ્ટની અધીરાઈ વધી ગઈ. એણે એની સામે પણ જોયા વિના ઉતાવળે ચરણવંદના કરવા હાથ લંબાવ્યો: 'ભગવન્!' એણે આંખ મીંચીને જ વિવેકથી કહ્યું: 'તમને પણ મહારાજની પાસે. . .' તે નીચો નમ્યો. ચરણે મૂકવા માટે બે હાથ લાંબા કર્યા. મસ્તક નમાવ્યું.

અચાનક એના કાને અવાજ આવ્યો અને એ ચમકી ગયો. એની આંખો ઉઘડી ગઈ.

સામેથી કોઈ બોલી રહ્યું હતું:

'મલ્હારભટ્ટજી ! તમે મારી ચરણવંદના કરો તો તો મને પ્રાયશ્ચિત પડે !' મલ્હારભટ્ટ થોભી ગયો અને બોલનારની સામે દૃષ્ટિ કરતાં તો એ સડક જ થઈ ગયો. એ પળ તો પોતે આ શું જોઈ રહ્યા છે એ એ સમજી પણ શક્યો નહિ. એની આંખો ચકળવકળ થઈ ગઈ. મન ભ્રમિત બની ગયું. મગજ વાતનો દોર ઝીલી શક્યું નહિ. મહારાજની આજ્ઞાથી એક પછી એક સંન્યાસીને એ ચરણ ધોઈને મહારાજની પાસે અંદરના ખંડમાં મોકલી રહ્યો હતો. ત્યાં સૌને માટે ભોજન હતું. મહારાજ એ ત્રણસો દેવતાનાં દર્શન કરવાના હતા. અને જ્યારે બધી વાત પૂરી થાય ત્યારે કુમારપાલજીને ઉપાડવાના પણ હતા.

કેશવ અને બર્બરક એ યોજના કરી રહ્યા હતા. કુમારપાલજીને પાટણની વાટ લેવાની હતી. બર્બરક સાથે જવાનો હતો. એટલા માટે સાંઢણી એક બહાર રાહ જોતી અધીરાઈમાં ત્યાં ઊભી પણ રહી ગઈ હતી. એમાં આ અવાજ સાંભળીને આંગળી કાપી હોય તો લોહી ન નીકળે એટલી બધી વ્યગ્રતા મલ્હારભટ્ટની રગરગમાં વ્યાપી ગઈ!

આ ત્રણસોમો સંન્યાસી, કુમારપાલજી છે, એ નિશ્ચિત હતું. મહારાજ પાસે પોતે જ એ પ્રગટ કર્યું હતું. પોતે જ એને હમણાં મહારાજ પાસે લઈ જવાનો હતો. ત્યાં તો એણે આ જોયું. અને એની કલ્પનામાં કાંઈ ઊતરી શક્યું નહિ: 'કુમારપાલને બદલે આંહીં આ કાકભટ્ટ ક્યાંથી ફૂટી નીકળ્યો? અને તે પણ સંન્યાસી રૂપે? ફરીને મારવાડો પહોંચી ગયો કે શું? કે પછી પોતે જે જોયું એ ખોટું હતું? કે આ જે જુએ છે એ ખોટું છે? આમ શી રીતે થયું?

તે કાંઈ સમજી જ શક્યો નહિ. પણ પોતાની કેવી ભયંકર વિડંબના મહારાજ પાસે થશે, એ વિચારે એ ધ્રૂજી ઉઠ્યો.

એનો ધોળો પૂણી જેવો ચહેરો કાક જોઈ રહ્યો. એ મનમાં ને મનમાં હસતો હતો. આ બરાબર સપડાયો છે એ વિચારે એણે જીભમાં કૃત્રિમ મીઠાશ લાવીને એને કહ્યું: 'ભટ્ટજી! શું જુઓ છો? મારે મહારાજને જલદી મળવાનું છે. તમે મને એમની પાસે એકાંતમાં લઈ જાઓ. બીજાનું ધ્યાન ન ખેંચાય માટે જલદી ચાલો, મહારાજ તમારા ઉપર પ્રસન્ન પ્રસન્ન થઈ જશે! હું એવો અગત્યનો એક સંદેશો લાવી રહ્યો છું!'

'પણ કાકભટ્ટ? તમે આંહીં ક્યાંથી? પહેલાં એ જણાવો, પછી બીજી વાત.' મલ્હારે ઉતાવળે કહ્યું.

'કેમ હું ક્યાંથી? તમે જુઓ છો ત્યાંથી. પણ મલ્હારભટ્ટ! હું આંહીં ગમે ત્યાંથી હોઉં. યુદ્ધનો ઉપયોગી અગત્યનો સંદેશો લઈને હું આવ્યો છું. મારે મહારાજને તરત મળવું જોઈએ. હવે ખોટી ન થાવ ચાલો, આગળ થાવ!'

'પણ મારે તમને લઈ જવાના નથી એનું શું?' મલ્હારભટ્ટે આકળા પડીને કહ્યું.

'કેમ?'

'કેમ તે એમ.' મલ્હારભટ્ટને શું જવાબ આપવો તે સૂઝ્યું નહિ.

મનમાં ને મનમાં કાક એની મુંઝવણ ઉપર હસી રહ્યો હતો. તેણે કહ્યું: 'મલ્હારભટ્ટ! તમે આ કોને કહો છો એ કાંઈ જાણો છો? હાં, પણ તમારી કાંઈક ભૂલ થતી જણાય છે. કાંઈક બોલો તો ખબર પડે નાં? તમને વાંધો શું છે? મારે મહારાજને તત્કાળ મળવું જ પડે તેમ છે.'

'તમારે મળવાનું નથી. મળવાનું બીજાને હતું. એ બીજો ક્યાં છે એ પહેલાં કહો, પછી બીજી વાત.' મલ્હારભટ્ટે કહ્યું.

'પણ બીજો કોણ? કાંઈ ગાંડા થઈ ગયા છો મલ્હારભટ્ટજી? મેં એમ સાંભળ્યું હતું કે કવિલોકો દિવાસ્વપ્ન જુએ છે; આજ મને ખબર પડી કે તમારા જેવા જોદ્ધાઓ પણ દિવાસ્વપ્ન દેખે છે. તમે ક્યાંક ઘેલામાં ખપી જતા નહિ! આ નગરી કાન્તિમાં, માલવનો કે પાટણનો કોઈ જોદ્ધો પ્રવેશી શકતો નથી એનું તમને ભાન રહ્યું લાગતું નથી. સંન્યાસી હું એટલા માટે થયો છું. મેં કાંઈ સંન્યાસ લીધો નથી. મારે ઘેર તમારા ઘર કરતાં વધારે રૂપળું બૈરું બેઠું છે! ચાલો હવે, મોઢા આગળ થાવ. મહારાજને આપવાની મારી વાત બે પળ મોડી થાશે તો કાંઈનું કાંઈ થાશે. આંહીં તમારે ત્યાં માલવરાજ આવી ગયા તે તો ખબર છે નાં?'

'એનું શું છે?'

'એનું શું છે? મને લાગે છે, તમને આંહીં કોઈએ ભૂરકી નાખી લાગે છે; કે પછી આ વૈભવ જોઈને તમારી ડાગળી ચસકી જણાય છે! તમે જાતને મહારાજાધિરાજ માનતા જણાવ છો. તેનું શું છે એ તમને જણાવવાનું ન હોય. એ જણાવવાનું છે, મહારાજાધિરાજ ગુર્જરેશ્વરને— ચાલો, આગળ થાવ.' કાકે ગૌરવથી કહ્યું, ને એક ડગલું આગળ ભર્યું. મલ્હારભટ્ટની દશા પૂરેપૂરી કફોડી થઇ ગઈ. એ આગળ જઈ શકતો ન હતો. આને ના પણ પાડી શકતો ન હતો. અને શું કરવું તે એને સૂજતું ન હતું. એણે

તત્કાળ તો મહારાજ પાસે દોડચા જવામાં જ ડહાપણ જોયું: ‘ તમે જરા આંહીં થોભો કાકભટ્ટજી ! હું આ આવ્યો !’

એને અંદર દોડચો જતો કાકે જોયો. એ ગયો કે તરત તે પેટ પકડીને હસી પડચો: ‘ બામણો ખોડ ભૂલી જાય એવો પાઠ શીખ્યો છે ! પોતાને કોઈએ જોયેલ તો નથી નાં એ જાણવા એણે એક નજર ચારે તરફ ફેરવી. એટલામાં તો મલ્હારભટ્ટ દોડતો આવ્યો : ‘ કાકભટ્ટજી ! મહારાજ બોલાવે છે, ચાલો, આ તરફથી ચાલો ! ’

કાકભટ્ટ મહારાજને મળવા ઉપડચો પણ ધ્રૂજવાનો વારો હવે એનો હતો. કુમારપાલજીને આણે અદૃશ્ય કરી દીધો છે ને એને બદલે પોતે આવી ગયો છે, એવી જ વાત મલ્હારભટ્ટે કરી હશે. એ વાતને દિવાસ્વપ્ન જેવી ઠરાવવાની હતી. તે વિચાર કરતો ચાલ્યો. મહારાજ જયસિંહદેવ અત્યારે કદાચ કોઈ કારણસર, બોલે નહિ, તો પણ સમજે નહિ એમ તો નથી જ બનવાનું. અને તો એના ભવિષ્યનો જીવન પંથ વિકટ થઈ જવાનો, છતાં તે હિમ્મતથી આગળ ગયો.

અંદર ગયો તો સંન્યાસીઓની પૂજા અર્ચના શરૂ થઈ ગઈ હતી. કેશવ સેનાપતિ સૌને પ્રેમથી આસન ઉપર બેસારી રહ્યો હતો. એ પણ કાકભટ્ટને આ રૂપમાં તરત કળી શકચો નહિ. પણ એને એકને મહારાજની પાસે અંદરના ખંડમાં મલ્હારભટ્ટ લઈ જતો હતો એ એણે જોયું. અને એને નવાઈ લાગી.

એણે મલ્હારભટ્ટને નિશાની કરીને રોકચો. પાસે જઈને પૂછ્યું: ‘ કેમ ? આમ કેમ ? ’

મલ્હારભટ્ટ શરમનો માર્યો નીચું જોઈ રહ્યો. પછી

તેણે ધીમેથી કહ્યું: 'આ તો કાકભટ્ટ છે! પ્રભુ!'

'હેં! કાકભટ્ટ? કેમ આવે વેષે?' કેશવના આશ્ચર્યનો પણ પાર ન હતો. પણ એને આશ્ચર્યમાં જ રાખીને મલ્હારભટ્ટ, પાછળ આવી રહેલા કાકને લઈને મહારાજની પાસે ઉપડી ગયો.

કેશવ વાતને પામી ગયો. સ્તંભતીર્થના વણિક વિના આ બ્રાહ્મણ એકલો આ હિમ્મત કરે નહિ. તેણે આ ત્રીજી વખત ઉદયનને, રાજનીતિના દોરને, પોતાની ધારણા પ્રમાણે લેતો, અને મહારાજનો અદના સેવક હોવાનો દાવો પણ ચાલુ રાખતો, જોયો. તેને અત્યારે આ અસહ્ય લાગ્યું. તે મલ્હારભટ્ટની પછવાડે જ મહારાજ પાસે ગયો. મલ્હારભટ્ટ કાકભટ્ટને રજુ કરીને મહારાજને વાત કરી રહ્યો હતો ત્યાં જ ઉતાવળે કેશવે પ્રવેશ કર્યો: 'મહારાજાધિરાજ! મારી રંકની એક વિજ્ઞપ્તિ છે. ઉદયન મહેતો આંહીં ક્યાંક છે એને હમણાં જ હાજર થવાનું કહેવરાવવું જોઈએ!'

મહારાજે કેશવ સામે જોયું. તેણે તેને ધાગધાગાં થતો દીઠો. તેને શાંત રહેવા એક સહજ નિશાની કરી, કાક તરફ મહારાજ ફર્યા: 'હેં કાકભટ્ટ! ઉદયન આવી ગયો ડ્ગનપટ્ટનથી?'

'પ્રભુ! હું નીકળ્યો ત્યાં સુધી તો કાંઈ વાત ન હતી. વખતે રસ્તામાં એને સમાચાર મળ્યા હોય, મહારાજ આંહીં છે એ, અને આ બાજુ આવ્યા હોય, તો તો સેનાપતિજીને કાંઇ મળ્યા વિના રહે?'

મહારાજ સિદ્ધરાજદેવે આ વાતને આંહીં હવે એટલેથી જ અટકાવી લેવામાં કાંઈ સાર જોયો. એને લાગ્યું કે

ભવિષ્યની વાત હવે ભવિષ્યમાં. કુમારપાલ અત્યારે ઉપડી ગયો લાગે છે એ ચોક્કસ. કાકે બે હાથ જોડીને ધીમેથી ઉમેર્યું: ‘ મહારાજ !’ તેણે આડીઅવળી વાતને ટાળવામાં જ પોતાનો ઉદ્ધાર દીઠો હતો. ‘ મહારાજ ! મારે એક અગત્યનો સંદેશો આપવાનો હતો. મેં માલવરાજને આંહીં આવતા રસ્તામાં જોયા અને એટલા માટે હું દોડતો આવ્યો.’

‘ સારું કર્યું કાકભટ્ટજી ! ક્યાં જાયેલા ? તમે આપણી માલવાની છાવણી ક્યારે છોડી ? કાંઇ કામે છોડી હશે !’

‘ મહારાજ ! હું તો નીકળ્યો અમસ્તો ટેલવા—ત્યાં મને ભણકારા વાગ્યા. . .’

‘ કોણે વાત કરી ?’

‘ એક ઉડતી વાત મળી ગઈ પ્રભુ ! કે માલવરાજ કાન્તિ નગરી જઈ રહ્યા છે. મહારાજ આંહીં હોય ને માલવરાજ પણ આંહીં આવે, એમાં મને ભેદ લાગ્યો. એટલે હું દોડ્યો એની પાછળ. રસ્તે ખબર મળી કે નગરીમાં તો કોઈ માલવ કે પાટણના દેશજનને પ્રવેશ જ મળતો નથી. . .’

‘ બરાબર છે કાકભટ્ટ !’ મહારાજ જયદેવે એની વાતનો તાર પકડી લીધો. ‘ એટલે તમે આમ આવ્યા એ તો બરાબર; પણ કાકભટ્ટજી ! તમારી પાસે કાંઇ સાચી વાત છે ? હોય તો કહી નાખો. મારે અત્યારે માલવનું કામ છે. ન હોય વાત તો, મલ્હાભટ્ટને કહો, તમને ભોજન આપે.’ મહારાજે તરત એક તાલી પાડી. દ્વારમાં બર્બરક દેખાયો. કાકભટ્ટ ધ્રુજી ગયો. હમણાં કાં તો પોતાની જાત આને સોંપી દેવાની આજ્ઞા થશે. એણે હતું એટલું તમામ બુદ્ધિબળ વાક્યમાં મૂકી દેવાનો પ્રયત્ન કર્યો. તેણે કહ્યું: ‘ મહારાજ !

એ માલવરાજ આપણા ગજેન્દ્રને રોકવા હવે રસ્તામાં પડ્યો હોવો જોઈએ. મારે ખરું એ કહેવાનું હતું ! પ્રભુ ! મેં એ જાણ્યું છે.'

'કયે માર્ગે ? વિંધ્ય રસ્તે કે નર્મદા રસ્તે ?' મહારાજે ઉતાવળે જ પૂછ્યું.

'મહારાજ ! હું તો દોડતો આવ્યો છું. રસ્તો જે એણે નક્કી કર્યો હોય તે ખરો. પણ એ રોકશે માર્ગ એટલું નક્કી છે.'

'તમને કેમ ખબર પડી ?'

'મેં કાનોકાન સાંભળ્યું છે પ્રભુ ! એની સાથે આંહીં આવ્યો ત્યારે સંન્યાસી સાધુ કિરાતનું ટોળું હતું. એ રસ્તામાં વેરાઇ ગયું. હવે એ પોતે શ્રેષ્ઠી રૂપે પાછો ફરી જાશે. પેલું ટોળું બે ભાગમાં વિભક્ત થઈ ગયું હશે. કદાચ બન્ને રસ્તા રૂંધે. કિરાત ઘણા હતા.'

'એમ ? ત્યારે તો તમારી પાસે કાંઈક સત્ય છે. ઠીક,' મહારાજે બર્બરક સામે જોયું. એક પળમાં એ અદૃશ્ય થઇ ગયો હતો. કાકભટ્ટ કાંઈ સમજ્યો નહિ. તે પોતાના બંધન માટે તૈયાર થતો અવશની જેમ ઊભો રહ્યો. ત્યાં મહારાજે કહ્યું: 'મલ્હારભટ્ટ ! આ કાકભટ્ટને હમણાં શસ્ત્રઅસ્ત્ર આપો. પહેલાં ભોજન આપો. આ વેષ પણ કઢાવો. કાકભટ્ટ ! તમે કોઈ નારીના પ્રેમમાં તો નથી પડ્યા નાં ?'

'મહારાજ !' કાકભટ્ટને આનો અર્થ કાંઈ સમજાયો નહિ.

'નારીની ઘેલછા ને ધર્મની ઘેલછા બન્ને સરખાં

પરિણામ લાવે છે. જાઓ. તમે હવે હમણાં અમારી સાથે જ રહેજો.'

મહારાજ જયદેવની વાણીમાં એટલો ગર્ભિત અર્થ હતો કે કાકભટ્ટ મુંઝાઈ ગયો. પણ તેણે વધારે સ્પષ્ટ થવા પ્રયત્ન કર્યો.

'મહારાજ ! મલ્લારભટ્ટ એમ કહેતા હતા. . .'

'મલ્લારભટ્ટ ઘણી વખત દિવાસ્વપ્ન જૂએ છે, કાકભટ્ટ ! એને ખબર નથી લાગતી કે આંહીં તો ખંભાતના મંત્રીશ્વર જેવા રાતનાં સ્વપ્નાં જોનારા પડયા છે ! પૂછો કેશવને. કેમ કેશવ સાચું નાં ? હવે તું તારે તારે કામે લાગી જા. વસ્તુઓ આંહીં વહેલી મોડી થાય એમાં ધાંધલ શી કેશવ ? પણ મલ્લારભટ્ટ ! હવે તમે જે જુઓ તે આંખ ઉઘાડીને જો જો. જાઓ !'

કાકભટ્ટ મલ્લારભટ્ટની સાથે ચાલ્યો તો ખરો પણ મહારાજના શબ્દે એને ખાત્રી કરાવી કરાવી દીધી હતી કે મહારાજ આખી વાત સમજી ગયા છે. એને હવે મહારાજની દૃષ્ટિ ને બર્બરકનું અદૃશ્ય થવું એ યાદ આવી ગયાં. એ કયાં ગયો હશે ?

માલવરાજ વિષે ખાત્રી કરવા કે કુમારપાલજીને શોધવા ? એણે માલવરાજ વિષે જે અનુમાન કરીને મૂકયું હતું, તે સાચું નીકળવાનો સંભવ તો હતો જ. અને સાચું ન નીકળે તો પણ આટલી સાવધતા જરૂરી હતી. મહારાજને એ વસ્તુ સમજાણી હોય તેમ લાગ્યું. બર્બરક કદાચ એ માટે જ ગયો હોય ! અત્યારે એણે તો હવે આંહીં રહેવાનું હતું.

## ૩૫ બન્ને સામસામા

કાકભટ્ટ પ્રત્યે સેનાપતિ કેશવને હવે શંકા આવી ગઈ. એની પાટણભક્તિ ભલે અવિચળ હોય; એની મહારાજભક્તિમાં કાંકરી હતી. એ એના ઉપર નજર રાખી રહ્યો. એને ખાત્રી થઈ ગઈ હતી કે આ સઘળા—કોઈક એવો ભવિષ્યવ્યૂહ ગોઠવતા હતા કે ત્યાગભટ્ટ ત્રણ બદામનો બની રહે! માલવજુદ્ધને અંતે ત્યાગભટ્ટની વાત જ મહત્ત્વનું રૂપ ધારશે એની પણ એને પ્રતીતિ થઈ ગઈ. પણ એ પ્રતીતિ થઈ તેમ તેમ એ વ્યૂહને ભેદી નાખવાની એની તમન્ના વધતી ગઈ. મહારાજ જયસિંહદેવ આ જાણતા ન હતા, તેમ ન હતું. પણ એક તો આંતરઘર્ષણ અટકાવવા માટે, બીજું સોમનાથનું, ભાવબૃહસ્પતિએ આપેલું વેણ, એમાં એમને અચલ શ્રદ્ધા લાગી. કેશવે પણ શાંત તથા જાગ્રત રહેવામાં જ હમણાં તો સાર દીઠો. ત્યાગભટ્ટનું કોઈ પગલું આગળ ન વધે—અને છતાં પાટણનું ગૌરવ તો સચવાઈ જ રહે—ઉદયનની એ રીતિ જણાઈ. જે વસ્તુ એને કરવી હતી એ માર્ગે જ વસ્તુ ચાલતી રહે એટલે થયું! એ પોતે કામ પાર પાડતો. પાટણને આગળ વધારતો. પણ નીતિ એની

સ્પષ્ટ હતી. ગજેન્દ્રને લઈ સૌ માલવ માર્ગે પળ્યા. હરપળની ચોકી રસ્તે ગોઠવાતી હતી. દરેક મુકામે ગજેન્દ્ર તો પાછળ જ રહેતો. ને દિવસે પણ એનાં દર્શન ભાગ્યે થતાં. એને જંગલ માર્ગે લઇને જ મહાવતો આવતા હતા.

પણ કાકભટ્ટને એક વાતનું આશ્ચર્ય લાગવા માંડયું. મહારાજનો મૂકામ ધીમે ધીમે જતો હતો. એક બીજી વાતની પણ એને નવાઈ લાગી. બર્બરક ને ત્યાગભટ્ટ—એ બન્ને કેમ દેખાતા જ ન હતા? કે પછી કુમારપાલની પાછળ તો ઉપડયા ન હોય? આ બધી ગતિ પણ એટલા માટે નહિ હોય?

ઉદયનનો હજી કાંઈ પત્તો ન હતો. પણ એક મધરાતે કાકભટ્ટ પોતે ચોકી કરી રહ્યો હતો. અને એક સાંઢણી સવારે એની સામે જ ઝૂકાવ્યું. કાકને નવાઈ લાગી. જુએ છે ત્યાં ઉદયન પોતે જ!

'પ્રભુ! તમે ક્યાંથી?'

'કાકભટ્ટજી! હું આવું છું માલવદિશા બણીથી. આંહીં તો બધું ઠીક છે નાં? આપણે ત્યાંથી ઉપડયા પછી રસ્તામાંથી જ મને શંકા પડી ને હું પાછો ફર્યો. કુમારપાલજીની પાછળ કોઇ દોડયું નથી નાં? તમે હવે આંહીં કોને રક્ષી રહ્યા છો?'

'કેમ કોને પ્રભુ? ગજેન્દ્ર આંહીં સાથે છે નાં? કુમારપાલજીની વાત તો અત્યારે દટાઇ ગઈ લાગે છે!'

'કાકભટ્ટજી! તમે કુમારપાલને ઉગાર્યો એનું મૂલ્યાંકન ચુકવવાનું તમારે જેવું તેવું નહિ હોય! શુદ્ધ રાજનીતિની વાતમાં, તમારા ઉપર કોઇ હવે વિશ્વાસ મૂકે એ

આશા ન રાખતા. એક રીતે ગણો તો તમે જાણો કે હવે કુમારપાલના પક્ષકાર છો. નામ તમારું કોઈ ઉઘાડે છોગ દેવાનું નથી; પણ મહત્ત્વની તમારી કામગીરી એની હવે સમાપ્તિ થઈ ગઈ એમ જાણવું. તમે અત્યારે જ એ નહિ અનુભવતા હો? તમે કોને રક્ષી રહ્યા છો—શું કહ્યું તમે?'

'ગજરાજને!'

'ત્યારે જુઓ, ત્યાં જ તમને અંધારામાં રાખ્યા છે! ગજરાજને લઈને તો બર્બરક ને ત્યાગભટ્ટ ક્યારના માલવ-રણભૂમિની સમીપ પહોંચી પણ ગયા છે!'

'હેં પ્રભુ! શું કહ્યું? પહોંચી ગયા છે? પણ ગજરાજ પોતે આંહીં છે ને!'

'ક્યાં?'

'આંહીં–પાછળ જંગલમાં.'

'સવારે જો જો ને! ખબર પડશે. પણ એ વાત તમારી પરિસ્થિતિ સમજવા માટે પૂરતી છે. પણ ચાલો, આપણે અત્યારે જ મહારાજને મળવાનું છે. તમારા વિશે બહુ ઊહાપોહ થયો નથી નાં? કેશવ ક્યાં હશે?'

'ઊહાપોહ ખાસ થયો નથી. પણ મહારાજ જાણી ગયા છે. કેશવ તો આંહીં જ છે. પણ બર્બરક ને ત્યાગભટ્ટ દેખાતા નથી.'

એટલામાં એક સત્તાદર્શક અવાજ સંભળાયો: કાક-ભટ્ટરાજ! કોણ છે તમારી સાથે?'

અવાજ કેશવનો જ હતો. ઉદયન ચમકી ગયો. તેણે જે કાકભટ્ટને કહ્યું હતું તે વાતનો આંહીં જ પ્રત્યક્ષ અનુભવ થયો. 'કાકભટ્ટ! તમે આગળ થાઓ. હું આવું છું.

ગજેન્દ્ર તમે જે મોકલ્યો છે એના ઉપર ભય તો છેક છેલ્લા મુકામે મૂકવાનું, કુનેહભર્યું પગલું માલવીઓ લેવાના છે એની જાણ થતાં તો હું દોડ્યો છું! ચાલો આપણે મહારાજની પાસે !'

ઉદયનને કેશવ સેનાપતિએ દીઠો અને તેણે તરત પૂછ્યું: 'ઓ હો હો! મંત્રીરાજ! તમે ક્યાંથી? ઉગનપટ્ટનથી આવ્યા ?'

કેશવને જવાબ આપ્યા વિના જ ઉદયને પ્રત્યુત્તર વાળ્યો: 'સેનાપતિજી! આપણે મહારાજને તરત મળવાનું છે!'

'અત્યારે ?'

'આપણે જુદ્ધમાં છીએ. જુદ્ધનો જ એક ભયંકર દાવ મારા ધ્યાનમાં આવ્યો છે. હું એટલા માટે તો દોડતો આવ્યો છું. અત્યારે જ મળવું જોઈએ. ચાલો, આપણે મહારાજની જ પાસે !'

કેશવ આગળ થયો. ઉદયન ને કાકભટ્ટ પાછળ ચાલ્યા. રસ્તામાં કેશવે ફરીને પૂછ્યું: 'અત્યારે મળ્યા વિના નહિ ચાલે એવું છે મંત્રીશ્વર ?'

'સેનાપતિજી! તમારી મહેનત બધી ધૂળમાં જાશે. હું ઉગનપટ્ટનથી નહિ—માલવ દિશા તરફથી અત્યારે આવી રહ્યો છું. તમે ગજરાજ તો મોકલ્યો, માલવીઓએ જાણી-જોઈને એને પસાર પણ થવા દીધો, શા માટે ખબર છે?'

'શા માટે? સંધિને માન આપીને?' કેશવે અધીરાઈથી ને આશ્ચર્યથી પૂછ્યું. એને માટે ઉદયનની જાણીતી ચાલનો આ એક નવો અનુભવ હતો. પણ એ બન્ને એક રીતે એકબીજાને જાણતા હતા. બન્ને અત્યારે હવે બોલ્યા

વિના જ સામસામે હતા. બન્ને એ સમજતા પણ હતા. બન્ને જાણતા હતા કે એમણે ભવિષ્યમાં હવે સામસામે દાવ ખેલવાના છે!

'કેશવરાજજી!' ઉદયને અચાનક કહ્યું: 'કોઈ પહરાગી એવો મર્યો નથી જે પાટણનું ગૌરવભંગ સહે. આપણે મત જૂદા હોય, તો આપણો ધારેલી દષ્ટિમાં ભલે ને, જે કરવું હોય તે કરીએ. પણ આ પ્રશ્ન જૂદો છે સેનાપતિજી! તમે આગળ થાવ!'

કેશવ આગળ થયો. અત્યારે મલ્હારભટ્ટ પણ એક અત્યંત અગત્યનો સંદેશો લઈને મહારાજની પાસે આવ્યો હતો. એ કેશવને ખબર હતી. ઉદયન પાસે પણ એવું કાંઈક હોય તો મહાજની પાસે વાત આવી ગયા પછી એ જાય એ ઠીક, એમ ધારીને કેશવ જરા ખોટી થઇ રહ્યો હતો. મહારાજના મુકામે દીપિકાઓ બળતી હતી. પાસે શસ્ત્રધારી બે કિરાત ખડા હતા. કેશવે નિશાની કરી. અંદર કોઈક હતું. ઉદયન ને એ બન્ને બહાર ઊભા રહ્યા.

'અત્યારે કોઈ આવ્યું લાગે છે!'

'એવું જણાય છે ખરું!' કેશવે કહ્યું: 'મંત્રીજી! તમે ઇંગિનપટ્ટનની વાત તો કરી નહિ? દક્ષિણ દરવાજાનો પત્તો લાગ્યો?'

'લાગ્યો!'

'શું?'

એટલામાં મલ્હારભટ્ટ અંદરથી નીકળ્યો. તે ઉદયનને જોતાં જ નવાઇ પામ્યો. બન્ને ઇંગનપટ્ટનના વ્યવહાર પછી આજે જ પ્રથમ મળતા હતા. 'અરે મલ્હારભટ્ટ! તમે

આવી પહોંચ્યા છો? મને તો ચિંતા તમારી થતી હતી. કિરાતનું ટોળું તો બહુ જ ભયંકર નીવડયું. તમે ક્યારે આવ્યા?'

'હું? કાકભટ્ટ જાણે છે.' મલ્હારે કહ્યું: 'તમે પ્રભુ! હમણાં જ આવો છો?'

'હા, હમણાં જ, પણ જુઓને મલ્હારભટ્ટ! સેનાપતિજી! આપણે ઉતાવળ કરીએ, ઘણું જ અગત્યનું કામ છે મારું. એટલે અત્યારે હવે વાતમાં રોકાવાય તેમ નથી. આપણે પછી નિરાંતે મળીશું!'

'એમ? ચાલો ત્યારે, પછી નિરાંતે વાત કરીશું.'

મલ્હારભટ્ટ નમીને ગયો.

કેશવ ને ઉદયન અંદર દાખલ થયા. મહારાજને પ્રણમીને ઉદયન એક તરફ ઊભો રહ્યો: 'ઉદા મહેતા!' મહારાજે અચાનક જ કહ્યું: 'શું છે ઇંગનપટ્ટનના સમાચાર? મલ્હાર નાસી છૂટયો ને તમે રહી ગયા એની આંહીં ચિંતા સેવાઇ રહી હતી. તમે ત્યાંથી જ આવો છો નાં?'

મહારાજ ઉતાવળમાં હતા. મલ્હારભટ્ટે ચોક્કસ જ માલવમોરચા વિષે કાંઇક કહેલું હોવું જોઇએ. ઉદયને બે હાથ જોડયા: 'પ્રભુ! આપણો ગજેન્દ્ર સહિસલામત તો જ પહોંચશે જો આંહીંથી નિષ્ણાત કિરાતોને લઇને સેનાપતિજી તસુએ તસુ ભૂમિ જોશે તો! ઇંગનપટ્ટન કરતાં પણ વધુ મહત્ત્વના આ સમાચાર માટે હું દોડયો છું! કિરાતો બહુ ભયંકર છે પ્રભુ!' મહારાજે આશ્ચર્યમાં તેની સામે જોયું: 'તમે તો મહેતા ક્યાંથી આવો છો?'

'પ્રભુ! મેં ઇંગનપટ્ટનમાં જાણવા જેવું જાણી લીધું.

મલ્હારભટ્ટની પેઠે જ હું પણ ઘૂમ્યો. મહારાજને મળેલી દક્ષિણ દરવાજાની વાત અક્ષરશઃ સાચી છે. એમાં મીનમેખ નથી. ધારાગઢ પડશે—તો દક્ષિણ દરવાજેથી જ પડશે. બીજો કોઈ રસ્તો નથી. એની વિસ્તારી વાત પછી મોરચે થઈ રહેશે. અત્યારે તો માલવીઓએ ગજેન્દ્રને પહોંચવા દીધો છે—એમાં ભેદ છે, એની વાત છે. એ મેં જાણ્યું ને હું દોડયો છું. આપણો ગજેન્દ્ર છેલ્લા મુકામ લગભગ આગળ વધે, આપણે એ આવી પહોંચ્યો એમ જાણીને જરાક બેદરકાર હોઈએ, બરાબર તે સમયમાં, ગજેન્દ્રને ખાડામાં જ તળ રાખી દેવાની જુક્તિ ગોઠવાઈ ગઈ છે! સંધિસમો છે. માલવીઓ જુદ્ધ નહિ કરે. આપણને અંધારામાં રાખીને ખાડો ઊભો કરશે! એવા નિપુણો એને ત્યાં છે!'

'મલ્હારભટ્ટની પણ એ જ વાત હતી. આ કોણ કાક છે નાં સાથે?'

'હા પ્રભુ! હું છું!'

'ત્યારે કાક! તું ને મલ્હારભટ્ટ અત્યારે જ ઉપડો. કિરાતો સાથે આવશે. મલ્હારભટ્ટને જંગલનો અનુભવ સારો છે. ગજેન્દ્રના રસ્તાની તસુએ તસુ જમીન જઈને માપી કાઢો. પહેલું એ કરો. બીજું કાંઈ છે કહેવાનું મહેતા?'

'બીજી વાત પ્રભુ! રણમોરચો ઊઘડતાં થાય તેવી છે. અત્યારે તો આ મહત્ત્વની વસ્તુ છે!'

'ઠીક થયું, તમે પણ આવ્યા. મલ્હારભટ્ટ આપણો જબરો છે હો. એને આ વાતની અગાઉથી ખબર હતી! કાક! તું હવે હમણાં જ ઉપડવાની તૈયારી કરી લે! અમે કાલે ઉપડીશું. અત્યારે તો હવે મોડું પણ થયું છે!'

ઉદયનને માથું નમાવ્યું, એણે રજા લીધી. મહારાજે કેશવને જરાક રોક્યોઃ ઉદયન એ જોઈ રહ્યો.

'કેશવ!' ઉદયન ગયો એટલે મહારાજે કહ્યું: 'તારે કાંઈક કહેવું હોય એમ લાગે છે!'

'મારે પ્રભુ! ઘણું કહેવાનું છે!' કેશવે બે હાથ જોડયા.

'માલવમોરચા વિષે?'

'એમ ગણો તો એમ; નહિતર પાટણ વિષે તો ખરું જ!'

'ત્યારે તારે જે કહેવાનું છે તે હું સમજી ગયો છું. અત્યારે આપણે માલવમોરચો સંભાળવાની હવે તાલાવેલી છે. આ ઉદામહેતાએ તને દુભવ્યો છે એ હું જાણું છું. એનું બહુમાન તને ખૂંચે છે. એણે રાજ્યજ્ઞાને ઘોઈ પીધી છે. એણે પોતાની વાત ખરી કરી છે. એણે ત્રણ ત્રણ વખત —તને પરાજય આપ્યો છે. પણ જો, ભાવગઢસ્પતિની શ્રદ્ધામાં આપણને સૌને શ્રદ્ધા છે. નહિતર—પછી જે સ્વપ્ન મારું છે તે પ્રમાણે, ત્યાગભટ્ટ જ મારો વારસ છે. તું છો, બર્બરક છે, કૃષ્ણદેવ છે, મલ્હાહલભટ્ટ છે, તમને સૌને આ ખબર છે. પણ આ વાણિયો જબરો છે એણે એક ધર્મશાસનની જાળ ફેલાવી છે; પાટણના શ્રેષ્ઠીઓ એક વાડો બાંધી, નૃપતિઓને હંફાવવામાં અભિમાન લે તેવા છે. એ બધું છે, એટલે આપણે રાહ જોતાં શીખવી જોઈએ કેશવ! જુદ્ધ પુરું થયે તું જોશે. ત્યાગભટ્ટનું સ્થાન ત્યારે ક્યાં હશે તું જાણે છે?'

'ક્યાં પ્રભુ?'

'સ્તમ્ભતીર્થમાં. ઉદયન મહેતાના પોતાના જ સાન્નિધ્યમાં. પણ હમણાં આપણે સૌ શાંત રહો. ઘર્ષણ થયા વિના જ જે થાય તે કાર્ય. અત્યારે તો તારે અને ઉદયનને બન્નેને રણમોરચે એક કામ સંભાળવાનું છે! મેં તને એટલા માટે રોક્યો!'

'શું મહારાજ?'

'યશઃપટહ આગળ વધે—ત્યારે એની બન્ને પાંખ ઉપર તમે બન્ને રહેજો! ને સાથે જ આગળ વધતા રહેજો. કેશવ! કેટલીક વખત, સમય એ પણ એક મોટું શસ્ત્ર ગણાય છે. ખરું શસ્ત્ર જ એ છે. ત્યાગભટ્ટનો સમય આવે—ત્યારે તમે જાગ્રત રહેજો; અત્યારથી ગંભીરતા ભરેલી સાવધતા તો તમને જ પાડશે! જા હવે, ઉદાન તારી રાહ જુએ છે!'

## ૩૬. રણમોરચો સળગ્યો !

સામી સાંજનો વખત હતો. હજારો શંખનાદથી અચાનક ચૌલુક્ય છાવણી એ વખતે ગાજી ઊઠી. એ સાંભળીને એક પળભર ધારાગઢના દક્ષિણ દરવાજે ઊભેલા એક રૂપાળા જુવાન માલવી જોદ્ધાની મુખમુદ્રા ઉપર ચિંતાની એક રેખા આવી ગઇ. તેણે પોતાની પાસે ઊભેલા એક સશક્ત અને તેજસ્વી વયોવૃદ્ધ જોદ્ધા સામે જોયું: 'કાકા! આ તો આમાં પણ પાર ઊતર્યો લાગે છે સોલંકી, આપણે મોડા પડયા!'

'ઊતરે બાપ! ઊતરે. કેમ ન ઊતરે? એની પડખે બાબરૂં રહ્યું.' વૃદ્ધે કહ્યું. 'પણ આપણે આ શંખનાદનો પ્રત્યુત્તર આપો હવે. આપણે પણ રણભેરી જગાડો. એને જુદ્ધ કાલે પ્રભાતે કરવું હશે; તો આપણે અત્યારે જ કરવું છે!'

'અત્યારે કાકા? રાતે?'

'હા બાપ! રાત ને દિ હવે ક્યાં જોવાનાં રહ્યાં? હવે તો તમારે કાં ખપી ગયે છૂટકો કાં સમય જાળવી લીધે છૂટકો. મેં મહારાજને પહેલેથી જ કહ્યું હતું કે જંગલરસ્તે જ એના હાથીને રોકી દો. નહિતર એ પહોંચ્યો જ જાણો. પણ

મહારાજે એને એક બે મુકામ બાકી રહે, ને આ પહોંચ્યા આ પહોંચ્યા એમ થાય ત્યારે રોકવાનું રાખ્યું. હવે તો એ આવી પહોંચ્યો. આ શંખનાદ એ બતાવે છે. એ પણ જમાનાનો ખાધેલ છે. કાલે સવારે દક્ષિણ દરવાજા ઉપર એનો પહેલો જ હલ્લો આવશે. તમારા ઇંગનપટ્ટનના સપુતે ધારાગઢની વાત તો વહેતી મૂકી છે ને સઘરો કાંઇ ન જાણે એમ બને ? હવે તો આપણે માટે એક રસ્તો છે !'

'શું કાકા ?'

'સંભારોને પ્રભુ ! એણે પ્રતિજ્ઞા લીધી છે એ. એને કાન્તિનગરીથી આવતાં એટલી વાર થઇ જાય, કે ગજેન્દ્ર એનો આવે તો પણ, એની પ્રતિજ્ઞા પ્રમાણે પળે પળ કામ ન ઉતરે ને એને કાં પ્રતિજ્ઞાભંગ કરી ક્ષત્રિયગૌરવ ખોવું પડે અથવા તો જલસમાધિ લેવી પડે, એવા ફાંસલામાં એને ફસાવવો, એ પણ આપણી એક ધારણા હતી. એને એની જાતનું બહુ અભિમાન હતું એટલે આ ફાંસલો પણ ઠીક છે એમ નક્કી થયું હતું. એટલે તો આ સંધિની બન્ને પક્ષે તરત કબુલાત થઇ ગઇ. પણ એ એના મેળમાં હતો. જંગલરસ્તે બાબરું ભેગું રહ્યું ને એ રસ્તાનું બહુ જાણનારું, એટલે એ ભૂતડું, આડે અવળે માર્ગે ગમે તેમ, ગજેન્દ્રને અરણ્ય પાર કરાવી ગયું, આપણા કિરાતો પણ રખડતા રહ્યા, ને સઘરો જમાનાનો ખાધેલ, એટલે આપણે એક બે છેલ્લા મુકામમાં નાખેલ ફાંસલામાંથી ગમે તેમ કરીને એ છટકી ગયો. પણ હજી કાંઇ વાંધો નથી. હજી આ રસ્તો છે. એને કાલનો દિવસ બાકી છે. તો આપણે કાલે જુદ્ધ એવું આપો કે આ દક્ષિણ દરવાજે પહોંચતાં એના દાંત

ખાટા થઈ જાય! મને તો આ રસ્તો દેખાય છે પ્રભુ!'

જુવાન માલવી જોદ્ધો વિચારમાં પડી ગયેલો જણાયો. દક્ષિણ દરવાજે જ સળગશે એ વાત એને મળી ગઈ હતી એટલે તો એ આંહીં અત્યારે રાતો રાત એવું રક્ષણ ગોઠવવા માગતો હતો કે એની એક કાંકરી પણ ન ખરે. શંખનાદનો જવાબ ન વાળતાં એ આ કામને વધુ મહત્ત્વ આપતો હતો. એવો પ્રત્યુત્તર વાળવા એ જતો હતો ત્યાં કોઈક ઘોડેસવારો આ બાજુ આવતા જણાયા. 'કાં તો મહારાજ પોતે જ આ તરફ આવતા જણાય છે!' વયોવૃદ્ધ દ્વારપાલ બોલી ઉઠ્યો, અને તેણે તરત બે હાથ જોડીને કહ્યું: 'મહારાજ! મારી એક વિનતિ છે. પછી મહારાજ આવી પહોંચશે. કાલનો સમો ભારે કટોકટીનો હશે. આ દક્ષિણ દરવાજે મારી આ ત્રીજી પેઢીની ચોકીદારી છે. પ્રભુ! ભલે જુદ્ધને અંગે મહારાજ ગમે તે ફેરફાર કરે, પણ મારો આંહીં સૌથી પહેલાં મરવાનો વારસો, મહારાજ એ જો ટાળી નાખશે, તો બીજું કાંઈ નહિ, આ પરમાર દેવાધિદેવના ધોળામાં ધૂળ પડી જાશે! એટલી મારી વાત સાંભળજો. હું તમને એટલું કહું છું પ્રભુ! આ દરવાજાની આ ભોગળ પાસે મારા દાદા મર્યા. એ ભોગળે મારા બાપને મરતા આંહીં જોયા. મને પણ એ ભોગળનું રક્ષણ કરતાં મરવા દેજો! એટલે બસ. મહારાજ બીજું કાંઈ મારે કહેવું નથી!'

વૃદ્ધ દ્વારપાલના અવાજમાં કરુણ ધ્રૂજારી આવી ગઈ. તેણે બે હાથ જોડી રાખ્યા હતા. એની દૃષ્ટિ દક્ષિણ દરવાજા ઉપર હતી. એને ભય હતો કે હવે કટોકટીની

પણ એને વૃદ્ધ જાણી કોઇ જુવાનડાને આ ચોકી મહારાજ સોંપી દેશે ! મહારાજ કુમાર જયવર્મા એની તરફ પ્રેમથી જોઇ રહ્યો. એણે આ જુદ્ધમાં જ દેવાધિદેવને જુવાનને શરમાવે એવા શૌર્યથી ઘૂમતો જોયો હતો. દુર્ગ ધારાનો અજીત જ રહેવાનો, એ વાતની એને માત્ર ખાત્રી ન હતી, જુગજુગ જૂની જાણે કે એની એ શ્રદ્ધા બની ગઇ હતી ! જયવર્મા એની પાસે આવ્યો. એના ખભા ઉપર પ્રેમથી હાથ મૂક્યો: 'પરમાર ! દેવાધિદેવ ! આ દક્ષિણ દરવાજે તમારી જ્યાં સુધી ચોકી છે, હું તો ત્યાં સુધી એને અજીત જ નિહાળું છું ! તમારી ચોકીની કાંઇ ફેરફારી હોય ? મહારાજ પોતે પણ એ સાહસ ન કરે !'

'મહારાજ ! આ દુર્ગધારાનો બાંધનારો એ રાજા વીર વિક્રમનો અવતાર હતો. આ કોટકાંગરામાંથી કાંકરી એક ખરે એમાં કાંઇ માલ નથી. સધરાને પેલા ઇંગનપટ્ટીયાના કપૂતે દક્ષિણ દ્વારની તલેતલ માહિતી આપી છે. આપણને એ ખબર પણ મળી ગયા છે. ભલે એ આવતી કાલે આંહીં માથું ફૂટી જોતો ! ભગવાન મહાકાલની ધજા—એને નમાવનારો કોઇ આંહીંથી હજી તો પુરોપાધરો ગયો નથી. આ નિર્વંશી પણ આંહીં તળ રહેવાનો છે ! જે મહાકાલ ! મારા પ્રભુ ! જે જે !'

એટલામાં પેલા બે ઘોડેસવાર પાસે આવતા જણાયા. દેવાધિદેવ બોલતો બંધ થઇ ગયો. તે આવનારાઓને નિહાળી રહ્યો. એક મશાલચી પાસેથી દોડતો આવ્યો. આવનારા બન્ને ઘોડેસવારોનાં તેજસ્વી મોં ઉપર અનોખા પ્રકારની પ્રતિભા રમી રહી હતી. મશાલનું એમના મોં ઉપર તેજ પડતાં જ દેવાધિદેવ પરમાર બે હાથ જોડીને નમન કરતો

એકદમ આગળ વધ્યો. આગળ ઉભેલા ઘોડેસવારનું મોં તેજસ્વી પણ કાંઈક ચિંતાથી ઘેરાયેલું હતું. એની મોટી વિશાળ આંખો અને આખી મુખમુદ્રા એક વાત સ્પષ્ટ કહી જતાં હતાં. કદાપિ કોઈને પણ નમતું ન આપે અને સર્વ નાશ નોતરે એવો મહા હઠીલો રજપૂતી વારસો એના લોહીના કણેકણમાં બેઠો હતો. એની આંખમાં તેજ હતું. મોં ઉપર અભિમાન હતું. હાથમાં સામર્થ્ય હતું. એણે ધીમા દૃઢ અવાજે કહ્યું: 'જયવર્મા આહીં નથી આવેલ કે શું ?

'મહારાજ ! આવ્યા છે ને. આંહીં જ છે. આ આવે !'

જયવર્મા એટલીવારમાં આગળ આવ્યો હતો. પિતા અને પુત્ર પાસે ઊભા હોય તો સરખામણી કર્યા વિના રહી શકાય નહિ એવી સમાનતા ત્યાં હતી. બન્નેની મુખમુદ્રામાં એક વસ્તુ અસામાન્ય રીતે આગળ તરી આવતી જણાઈ. અણનમ સર્વનાશી અડગતા. બન્નેની જાણે એમાં દૃઢ શ્રદ્ધા દેખાતી હતી. માલવરાજ યશોવર્માની જરાક પાછળનો ઘોડેસવાર હજી દક્ષિણ દરવાજા તરફ દૃષ્ટિ કરી રહ્યો હતો, તે અચાનક બોલ્યો : ' મહારાજ કુમાર ! સોલંકી આવી ગયો છે. એણે શંખનાદ કરીને રણભૂમિને જગાડી મૂકી એ તમે સાંભળ્યું ? હમણાં હવે એનો દૂત આવ્યો દેખાડું ! આપણે રાતોરાત આ દરવાજાને વધારે રક્ષણ આપી દેવાનું કરવું પડશે. કાલે વહેલી પ્રભાતે એનો પહેલો પ્રયત્ન આપણે રોળીટોળી નાખીએ તો આપણે જંગ અરધો જીતી ગયા મહારાજ !'

'દેવધરજી ! આ સધરો એમાંથી પણ રસ્તો કાઢે તેવો છે હો !'

'તે તો કાઢશે. સોલંકીને એની ક્યાં નવાઈ છે ? અને પાછા આની પાસે તો વાણિયા મંત્રી ! પણ તો એની પ્રતિજ્ઞા જાશે. રાજાની પ્રતિજ્ઞા જાય એટલે એનું અરધું મૃત્યુ તો થઇ ચૂક્યું મહારાજ !' દેવધરે કહ્યું.

'તમે અવંતીના મંત્રી છો એટલે એમ બોલો, પણ દેવધરજી ! વિક્રમી સિંહાસનનો મહારાજ ભોજના જેવો વારસો બધે નિહાળો છો કે શું ? આ સોલંકી—એનો ગૌરવી વારસો તો જુઓ ! છે એમાં કોઇ ઠેકાણે રાજવંશી ગૌરવ ? મૂલરાજ—ભાગ્યો. ચામુંડ—ભાગ્યો. ભીમદેવ—વાણિયા મંત્રીએ ગૌરવહીણ કર્યો અને સોમનાથ લૂંટાવ્યું. સધરાનો બાપ—એની શી આબરૂ ? ને આ સધરો—એની ભેગું કોણ ? બાબરૂં !' દેવધર જવાબ આપે તે પહેલાં સનન કરતું એક તીર ત્યાં આવીને પડ્યું.

'એ તમને રાતનો વખત રહેવા નહિ દે તો. એ સધરો છે ! જયવર્મા ! આપણે પણ ચાલુ કરો, એને રાતની શરમ નથી તો આપણે શું ?' યશોવર્માએ ઉતાવળે કહ્યું.

મહારાજ યશોવર્માના જવાબમાં કોટકાંગરા ઉપર ઊભેલા સૈનિકોએ અંધકારને ભેદી નાખવા મથતા હોય તેમ કામઠાં ઉપર તીર ચડાવ્યાં. પણ એ જ વખતે જાણે, ત્યાં દરવાજા પાસેથી ઊડીને ઊભો થયો હોય તેવો એક માણસ દેખાયો. તેણે સાદાં નાગરિકનાં વસ્ત્રો પહેર્યાં હતાં. ચહેરો એનો સૌમ્ય ને શાંત હતો. તેણે ઉતાવળે અવાજ આપ્યો: 'થોભી જજો—પ્રભુ ! તીરમાં કાંઇક સંદેશો છે, જુઓ ! એ આહવાન નથી. તમે ઉતાવળ કરશો એટલે જુદ્ધ શરૂ થશે. સોલંકીને તો એ લાભમાં જ છે. રાતની રાત આપણે

આપણે ખોળશું.' તે તીર પડ્યું હતું ત્યાં ગયો. તેણે તીર ઉઠાવી લીધું. 'જૂઓ! આ રહ્યો સંદેશો—મહારાજ—' તેણે તીરને છેડે લટકતો વસ્ત્રલેખ છુટ્ટો કરી યશોવર્માને બતાવ્યો–તે પાસે આવ્યો.

'શું છે વાંચોને વામનસ્વામી!'

વામનસ્વામી પાસે દીપિકા આવી. તેણે મોટેથી કહ્યું એક જ વાક્ય છે. પ્રભુ!

'શું છે દૂતકજી?' જયવર્માએ ઉતાવળે પૂછ્યું.

'मातंग मुञ्च मृगराजरणाभिलाषम्'

'ઓ...હો હો! મોટો સિંહ જોયો ન હોય તો!' જયવર્મા બોલ્યો: 'એને હમણાં ને હમણાં પ્રત્યુત્તર વાળો વામન સ્વામી! લખો.... લ્યો, આ મારા લોહીથી જ અક્ષર પાડો....'

'પ્રભુ! એમ ન હોય' વૃદ્ધ દ્વારપાલ દેવાધિદેવ આગળ આવી રહ્યો હતો. એની આંગળીમાંથી તો લોહી ટપકતું હતું. 'વામનસ્વામીજી! લખી લ્યો મહારાજ લખાવે તે! લોહી તો અમારું હોય!'

'પરમાર! આ દરવાજે આ કેટલામી પેઢી?' યશોવર્માએ પ્રેમથી પૂછ્યું.

'ત્રીજી, મારા પ્રભુ! ને ભગવાન સાત કરાવશે!'

વામનસ્વામીએ મહારાજ કુમારનો શબ્દ ઝીલવા તેની સામે દૃષ્ટિ કરી. પોતાની લેખણ તૈયાર રાખી. જયવર્માએ કહ્યું: લખો—

एषा हि मे रणगतस्य दृढा प्रतिज्ञा
द्रक्ष्यन्ति यन्नरिपवो जघनं हयानाम् ॥

એટલું બસ છે. એ કબાડી આટલું સમજે તો પણ ઘણું !' વામનસ્વામીએ લેખ તીરને બાંધ્યો ને સનન કરતું એક તીર ચૌલુક્ય છાવણી તરફ ઉપડવાની તૈયારી કરી રહ્યું, પણ એટલામાં આકાશ વિંધતી 'જય મહાકાલ !'ની પ્રચંડ ઘોષણા સંભળાઈ ને સૌ ચમકી ઉઠયા.

પહેલાં તો થયું કે સોલંકીએ હલ્લો અત્યારે જ માંડયો છે કે શું ? પણ આસપાસમાંથી તો પાંચસો ખુલ્લી સમશેર અંધારા રસ્તામાંથી આ તરફ આવતી ચમકી રહી હતી. એક સરખા અણનમ પાંચસો યોદ્ધા આ તરફ આવી રહ્યા હતા.

યશોવર્મા આશ્ચર્યથી એમના તરફ જોઇ રહ્યો. પાસે આવતાં જ એમણે શસ્ત્ર નમાવીને માલવરાજને અભિવાદન કર્યાં : 'આ શું માંડયું છે અલ્યા પરમારો ! કોણ છે મોખરે ?'

'મોખરે મહારાજ ! અંગપરમાર છે !'

'ઉગનપટ્ટનનો ?'

'હા, પ્રભુ !'

'શું છે એને ? એના વિજયપાલે તો આપણને દગો દીધો છે. બોલાવો આંહીં એને !'

એક ઓગણીસ વીશ વર્ષનો જુવાન રૂપાળો દૂધમલ છોકરડો આગળ આવ્યો. એની માનો, આ છોકરડાને અળગો કરતાં જીવ કેમ હાલ્યો હશે એ વિચારે યશોવર્માનું અંતઃકરણ જરા ભીનું થઈ ગયું. કુમળી, દૂધમલ, નિર્દોષ જુવાની ત્યાં રમી રહી હતી. એટલામાં તો પેલા જુવાને મહારાજને અભિવાદન કરીને પોતાની ખુલ્લી સમશેર આગળ ધરી.

'શું છે ગંગપરમાર ? ગંગપરમાર તમારું નામ ?'

'હા, મહારાજ !'

'શું છે તમારે ? આ પાંચસોકનું ટોળું અત્યારે આમ ક્યાં ઉપડયું છે ? કોની આજ્ઞાથી ? ક્યાં છે ઉપ-ગંવ સેનાપતિ ?'

'મહારાજકુમાર જયવર્માજીએ અમને બોલાવ્યા છે. પ્રભુ !' ગંગપરમારે ઉત્તર વાળ્યો : 'અમે એમ સાંભળ્યું છે કે કાલે સધરો હલ્લો કરે ને અફળ જાય તો એણે જલસમાધિ લેવી રહી. એમાંથી એને ઉગારી લેવાનો રસ્તો એના વણિક મંત્રીઓએ શોધી કાઢયો છે. કાલે સાંજ સુધીમાં એની પ્રતિજ્ઞા પૂરી ન થાય તો એક કાચી માટીનો ધારાદુર્ગ તૈયાર કરીને એના ઉપર એ સધરો હલ્લો કરશે !'

'હા, હા, હા...' યશોવર્મા મોટેથી હસી પડ્યો : 'અરે ! ભાઇ ! એ તો એ જ કરે નાં ? સોલંકી બીજું શું કરે ? જૂનાગઢમાં એણે શું કર્યું ? હા, હા. હા, સધરો ! પણ ભલેને એ છોકરીના જેવી હજાર રમ્મત કરતો. એમાં આપણે શું ? તમે આ ટોળું શેનું મેળવ્યું છે ?'

'મહારાજ ! અમે પરમાર પાંચસો વીણીવીણીને ભેગા કર્યા છે. સાત સાત પેઢીમાં જેમણે પરમારવંશના જુદ્ધરંગને મેલો ડાઘ બેસવા દીધો નથી, એ આ પાંચસો જણા છે. દુર્ગ માટીનો તો માટીનો, પણ ધારા નામનો કોઈ દુર્ગ, કોઇનાથી તોડી શકાય જ નહિ. અમે એ દુર્ગ પણ સોલંકીને તોડવા નહિ દઇએ. ધારાદુર્ગના નામ સાથે મશ્કરી કરનારની મા તો હજી કોઈ જન્મી નથી. અમને પણ ! કાલે એવો પ્રસંગ થાય, તો અત્યારથી જુદ્ધની

આજ્ઞા આપી રાખો. એ વખતે પછી પૂછવાનો વખત નહિ હોય ! એ વખતે તો દોડવાનું હશે !'

પરમાર દેવાધિદેવ આ તરુણની વાણી પી રહ્યા હતો, એને એક રોમાંચકારી અનુભવ જાણે થઈ ગયો. એનું મન થનગની ઉઠ્યું. એને ફરી જુવાનીના કોડ થયા. એને આ પાંચસોમાં પોતાનું નામ નોંધાવવાનો ઉન્માદ જાગ્યો. ગંગપરમારની રજપૂતી ઉપર ન્યોછાવર થતો એ એ પળ ભક્તિમાં જાણે આંખો મીંચી ગયો. બંધ નેત્રે જ એ બોલી રહ્યા હતોઃ 'વાહ ! મારી મા ! વાહ ! હજી તો કોઇ પરમાર મોળો દીઠો નહિ ! આબુએસણું માનું છે ત્યાં સુધી તો પરમાર અવિચળ છે ! વાહ ! મા ! વાહ ! શો જુવાન છે ? મન થાય છે કે જાણે એને અદ્ધર ઉપાડી લઉં !' યશોવર્મા ગંગપરમારની સામે જોઇ જ રહ્યા. એની એકદમ આકર્ષક કુમળી તરુણ અવસ્થાએ મહારાજની આંખ જરા ભીની ગઇ. તેણે ધીમા શાંત અવાજે પૂછયું: 'ગંગપરમાર ! તમે આ ઘેલછા આદરી છે, પણ માને પૂછીને આવ્યા છો કે એમ ને એમ ?'

'મહારાજ ! જો આ ઘેલછા થાશે' ગંગે પરમારે ટંચન જેવો જવાબ વાળ્યો: 'તો ડહાપણ કેવુંક હશે ? અમને તો બીજા કોઈ ડહાપણની ખબર નથી. પણ માને પૂછ્યું ને માએ તરત કહ્યું, કે 'છોકરા ! આટલો આ કળજગ આવ્યો. તારા જેવડો છોકરો, અમારા જમાનામાં માને પૂછવા ઊભો ન રહેતો ! એની માને એને રણક્ષેત્રમાં શોધવો પડતો !'

યશોવર્માનું માથું માનમાં હોય તેમ નીચું નમી ગયું.

તેણે ગંગપરમારને બે હાથ જોડ્યાઃ ‘જુવાની, ગંગપરમાર! તમારા જેવી કોઈ બસો પાંચસો વરસે દેખા દે છે. તમારું જુદ્ધ જોવા હું આંહીં કોટ કાંગરે ઊભો હોઈશ! તમારે કોઈને ન પૂછવું, જાઓ!’

‘જય મહાકાલ!’ની ઘોષણા સાથે ગંગપરમારની પાંચસોની સેના ઊપડી ગઈ અને મહારાજ યશોવર્મા દક્ષિણ દરવાજાની મજબૂતી જોવા આગળ વધ્યા.

‘જયવર્મા! હાથી આવ્યો છે, એટલે સોલંકી હવે આવશે જોસમાં. કાલે આપણે દરવાજા બહાર પણ થોડું જુદ્ધ આપવું. સાંજ સુધીમાં—એને આ દરવાજે પહોંચવા નથી દેવો. ક્યાં ગયા દેવાધિદેવ?’

ડોસો આગળ દોડ્યોઃ ‘પ્રભુ! હું તો ચોવીસે ઘડી આંહીં ખડો છું!’

એટલામાં કિરાતો, મજૂરો, કારીગરોનું ટોળું આવી પહોંચ્યું.

વધુ મજબૂતીનું કામ ઊપડ્યું.

## ૩૭. પાંચસો પરમાર

બીજે દિવસે હજી તો પ્રભાતના રંગમાં કેસુડાંની છાંટ આવતી હતી ત્યાં ધારાગઢના કોટ કાંગરા ઉપરથી 'જયમહાકાલ!'ની મહાઘોષણા ઊઠી અને પડઘા પાડતી ચૌલુક્યની છાવણી ઉપરથી આકાશે પહોંચી ગઈ. એના પ્રત્યુત્તરમાં આખી સોલંકી છાવણી સળગી ઊઠી. ઠેર ઠેરથી 'જય સોમનાથ!'ની રણહાક ઉપડી. ઘોડેસવારો, પદાતિ, રથ ને હાથીઓનાં ટોળેટોળાં ચારે તરફથી ધારાગઢને ઘેરી લેતાં આગળ વધ્યાં. તીરોનો, ભાલાઓનો, ગોફણીઆ પાણાઓનો, છુટ્ટા ગદેડાનો અને સનસનાટી બોલાવી દેતી સાંગોનો વરસાદ શરૂ થયો. એ પળમાં આખી રણભૂમિ, હોકારાઓથી, તુંકારથી, ભયંકર અવાજોથી, ટોળાનાદથી, દુશ્મનની મશ્કરીઓથી અને હાડ ધ્રૂજાવી દે એવી રણહાકોથી જાણે, અચાનક જાગેલી ભૂતાવળ સમી બની ગઈ. યોદ્ધાઓ પડકારા દેતા હતા. હાથીઓની ચીસોના, ડુંગરાઓમાંથી પડઘા પડતા હતા. ઘોડાની હેવળથી રસ્તે રસ્તો જાગી ગયો હતો. માણસો ક્યાંય માતાં ન હતાં. યુદ્ધની ભયંકરતા દિવસ ચડતાંની સાથે ચડતી જ ગઈ. અને થોડીવારમાં તો સોલંકીઓ

દરવાજે પહોંચવા ને માલવીઓ એમને રોકવા જીવનમરણ ખેલમાં પડી ગયા.

મહારાજ જયસિંહદેવ પોતે યશઃપટહ ગજરાજ સાથે પોતાનો ગજરાજ ચલાવી રહ્યા હતા. એમની આસપાસ સેંકડો હાથીઓની સેના એમને વીંટળાઇને આગળ વધતી હતી. માર્ગ કરનારા ગોફણિયા સૌથી મોખરે હતા. એની પાછળ તીરંદાજી કિરાતો હતા. એમની પછી તરત ઉતાવળા ઘોડેસવારોનું વેગીલું સૈન્ય આગળ વધતું હતું. અને સેંકડો સૈનિકોથી વીંટાઇને મહારાજ જયસિંહદેવ પોતે મધ્યમાં ઇંદ્રરાજની સ્પર્ધા કરતા શોભી રહ્યા હતા. મહારાજની પાછળ પણ સેંકડો પદાતીઓ ઘોડેસવારો અને હાથીઓનાં જુથ આવી રહ્યાં હતાં. એક પાંખ ઉપર ઉદયન હતો. બીજી પાંખ સેનાપતિ કેશવે રક્ષી હતી. મુંજાલ, મહાદેવ, મલ્હારભટ્ટ કાકભટ્ટ જુદે જુદે મોરચેથી આવી રહ્યા હતા. પણ સૌનું ધ્યેય દક્ષિણ દરવાજો બની ગયું હતું.

મહારાજના ગજરાજની અંડપિકા ઉપર સોનેરી છત્ર ઝૂલી રહ્યું હતું. હવામાં કુકુટધ્વજ લેરખી લેતો લહેરાઈ રહ્યો હતો. પડખે ચાલી રહેલા યશઃપટહ ઉપરથી ત્યાગભટ્ટ તીરોનો વરસાદ વરસાવતો રસ્તો કાપી રહ્યો હતો. માલવી સેનાએ પહેલાં તો દક્ષિણ દરવાજા બહાર એક તુમુલ યુદ્ધ આપવાનો નિશ્ચય કર્યો હોય તેમ જણાતું હતું.

જેમ જેમ સોલંકી સેના આગળ વધી, તેમ તેમ રણભૂમિ વધારે ને વધારે વિકટ જુદ્ધરંગ ધારી રહી. મહારાજ જયસિંહદેવ પોતે જુદ્ધમાં ઉતર્યા હતા, અને વિખ્યાત ગજેન્દ્ર યશઃપટહની પડખે જ હતા, એટલે એ તરફ જાણે આખું

માલવસેન ધસવા માગતું હોય તેમ ચારે તરફ ભીડંભીડાં થઈ હતી. રણમોરચાના હાકલ પડકારાના, જેવાતેવાનાં તો હાડ થથરી ઉઠે એવા, ભયાનક નાદ થવા લાગ્યા.

એ વખતે મહારાજની પડખે રહીને એક તરફ બર્બરક પોતાનું અતુલ બળ બતાવતો રસ્તો કાપી રહ્યો હતો. બીજી બાજુ મલ્હારભટ્ટ ને કાકભટ્ટ હતા. થોડીવારમાં પાંખનું કામ મહાદેવને સોંપી દઈ મહારાજના જ હોદ્દામાં પાછળ ઊભો રહીને સેનાપતિ કેશવ સામેના તમામને વીંધતો મહારાજના સાન્નિધ્યમાં આવી ગયો। માલવીઓએ જબરજસ્ત પ્રતિકાર કર્યો.

પછી બે પળ ગઈ અને ચૌલુક્યોની આગળ ધસતી સેના ભીડંભીડાંના યુદ્ધમાં પડી. એ વખતે મહારાજના ગજરાજની સાથે રહેવા અનેક યોદ્ધાઓ ચારે તરફથી આવવા માંડ્યા. ગજરાજને પડખે, મોખરે રહેવા નડૂલનો ચાહમાન અશ્વરાજ પોતાના ઉત્તુંગ ધોળા ઘોડા ઉપર આવી પહોંચ્યો. એણે આ જુદ્ધમાં મહારાજના દેહરક્ષણનો ભાર બે હાથ જોડીને સૌની પાસેથી માગી લીધો હતો. કુલપરંપરાથી એ મહારાજ ચામુંડની માતા, રાણી માધવીનો, વંશવારસો ધરાવતો હતો. આજ એ પોતાના એ સંબંધ સગપણનું જ ગૌરવ આગળ ધરીને રણક્ષેત્રમાં મહારાજના સાન્નિધ્યમાં જ ઊભો રહ્યો.

પણ ભીડંભીડાં જુદ્ધ શરૂ થયું એટલે સૈન્યની આગળ વધતી કૂચ અટકી પડી. ને મહારાજ જયસિંહદેવનું સોનેરી છત્ર સૌને આકર્ષતું ત્યાં હવામાં દેખાયું. માલવીઓનો ચારે તરફનો ધસારો આ ગજરાજ પ્રત્યે આવવા માંડ્યો. કોઈ કોઈને તસુ જમીન આગળ વધવા દેતા નથી. અનેક

જોદ્ધાઓના દેહ પડે છે. રણભૂમિ હંદોલા રજપૂતી જુદ્ધનો રંગ ધારી લે છે.

બપોર થવા આવ્યા પણ જાણે કોઈ થાકતા ન હોય તેમ જુદ્ધનો પડકાર વધારે ને વધારે ઘેરો બની રહ્યો.

એક તરફ માલવી સેના કોઈ હિસાબે દક્ષિણ દરવાજાને સાંજ સુધી રક્ષી લેવા મથી રહી હતી. બીજી તરફ ચૌલુક્યો આગળ ધસી જવા માગતા હતા. જોવાની આંખ જ ન હોય તેમ દરેક માણસ પોતાનું થાનક સંભાળીને પોતાનું કામ જ કર્યે જતો હતો!

બપોર થયા અને સૌને લાગ્યું કે સાંજ પહેલાં કિલ્લા ઉપર જવું મુશ્કેલ છે. કર્દમમાં હજી ઘોડાં ખૂંચી જતાં હતાં. ખાડીમાંથી ઉભરાતો પાણીનો પ્રવાહ પણ માર્ગ રોકી રહ્યો હતો. બપોર પછી તરત મજૂરી કરનારા ભીલડાંનો મોટો પ્રવાહ વહેવા માંડ્યો. અને એ સઘળાંને રક્ષણ આપતો જુદ્ધનો રંગ પણ બદલાવા માંડ્યો.

મહારાજ જયસિંહદેવ પોતે જુદ્ધમાં ઉતરેલ છે એ જાણીને જેમ ચૌલુક્યોને પાણી ચડયું હતું, તેમ માલવી સેનાને પણ એનો પાનો ચડ્યો હતો. એટલે દક્ષિણ દરવાજે પહોંચતાં પહેલાં જ એમને ઝડપી લેવાના ઉગ્ર પ્રયાસો શરૂ થયા. અચાનક સો એક ઘોડેસવારોનું માલવી જુથ ભીડંભીડમાંથી રસ્તો કાપીને, યશઃપટહની છેક નજીક આવી પહોંચ્યું. મહારાજ ઉપર સૈનિકો આવ્યા છે એ સમાચાર ફેલાતાં, ચારે તરફથી ત્યાં પહોંચી જવા માટે ધક્કાધક્કા શરૂ થઇ ગઇ. એટલામાં તો નડૂલના અશ્વરાજે, પોતાના ઘોડાને, માલવ સૈનિકોની વચ્ચે, ભાલાથી, તીરોથી, ને તલવારોથી,

વીંધાઈ જવાનો જાણે સંકલ્પ કરીને, કે પછી એમને મલોખાં ગણીને પણ, જેમ ગોફણમાંથી પથરો ફેંકે તેમ ફેંકી જ દીધો ! એ ગાંડા સાહસે એક વખત જુદ્ધનો આખો રંગ જ ફેરવી નાખ્યો. ગાંડા રજપૂતને પોતાની તલવાર લઈને ઘૂમતો જોઈ એક પળભર માલવીઓ ક્ષોભ પામ્યા. પણ એટલામાં તો ત્યાં ઢગલેઢગલા માણસોનો જાણે સોથ વળતો જોઈને, એ સૌ એકદમ પાછા હઠયા. સોલંકીઓએ 'જય સોમનાથ !' ની આકાશ પહાડ ને જંગલ ધ્રૂજાવે એવી ભયંકર કીકીયારી સાથે આગળ પગલું ભર્યું. ને પછી તો તસુ તસુ માટે હઠીલો રણસંગ્રામ સૈનિકો વચ્ચે શરૂ થઈ ગયો.

મહારાજના ગજરાજની મોખરે, જ્યારે મંત્રીઓ ને સેનાપતિઓ, અધીરી ઉતાવળમાં જયદેવ મહારાજ પાસે દોડયા આવ્યા ત્યારે એમની નજરે સિંહ જેમ ઘૂમતો અશ્વરાજ દેખાયો ને સૌને હૈયે ધરપત આવી. અને એટલામાં તો થળે થળમાંથી માલવી સેના પીછેહઠ કરતી દક્ષિણ દરવાજા તરફ પાછી હઠી રહી હતી.

એટલું છતાં સૌથી મોટી ચિંતા દંડદાદાકજીને થઈ રહી હતી.

## ૩૮. જંગ પરમાર !

ઉદાદાકજીના મનમાં એક મહાન પ્રશ્ન ખળભળી રહ્યો હતો. મહારાજની પ્રતિજ્ઞાનું શું ?

આજ સાંજ પહેલાં એ પ્રતિજ્ઞા પળાવી જોઈએ. સાંજ પહેલાં એ પ્રતિજ્ઞા પળાશે નહિ એ ચોક્કસ હતું. મહારાજનો પ્રતિજ્ઞાભંગ એ ભારતવર્ષના તમામ રાજાઓની વચ્ચે એમની ઠેકડી ઉડવાનો પ્રસંગ હતો. યશોવર્માએ કાં ગર્જરાજને ખાડામાં જ તળ રાખી દઈને, અને નહિતર મહારાજની લંબાતી માર્ગ વિટંબનાનો આધાર લઈને, એમાંથી એક રીતનો ફાંસલો ગોઠવ્યો હતો. આ બીજો ફાંસલો હતો. આજ સમય કસોટીનો હતો. જેમ જેમ દિવસનું યુદ્ધ લંબાતું ગયું—તેમ તેમ ખાત્રી થઈ કે દક્ષિણ દરવાજો આજ તો અજિત રહેશે ! કાલની વાત કાલ !

દાદાકજી એ ચિંતામાં હતા. તેણે દૃષ્ટિ કરી પણ મુંજાલમંત્રીનો ક્યાંય પત્તો ન હતો. અશ્વરાજ તો આગળ છેક મહારાજ પાસે ઘૂમતો હતો. ઉદયન ને કેશવ પણ એ તરફ હતા. એણે એક સંદેશો મોકલાવ્યો. રણક્ષેત્રમાંથી રસ્તો કાપતો માણસ પહોંચ્યો પણ ખરો. થોડીવારમાં

ઉતાવળો મુંજાલ આવી પહોંચ્યો : 'પ્રભુ ! દાદાકજી ! કેમ મને યાદ કર્યો ? સાં હરપળે જુદ્ધનો રંગ બદલાય છે. મારું કામ ત્યાં છે !'

'મુંજાલ મહેતા ! આમ આવો, આમ., આપણે બે પળ વિચાર કરવાનો છે. ત્યાં થોડે દૂર—આપણે જઇ એ !'

રણક્ષેત્રના એક ખૂણામાં એક પીપળાના ઝાડ પાસે બન્ને ઊભા. દાદાકજીએ મુંજાલ મહેતાના ખભા ઉપર હાથ મૂક્યો : 'મહેતા ! મહારાજ કર્ણદેવ બળવા તૈયાર થયા હતા એ તમને સાંભરે છે ? દેવપ્રસાદજીએ તો અગ્નિસ્નાન કર્યું પણ હતું. રાજમાતા મીનલદેવીના પિતૃગૃહે પણ, પ્રતિજ્ઞા માટે જયકેશી મહારાજે પ્રાણ આપ્યાની વાત તાજી જ છે. એ વારસો મહારાજ જયદેવનો છે. તમને કાંઈ વિચાર આવે છે ? સાંજ હમણાં પડશે. દક્ષિણ દરવાજો આજ નહિ પડે. પછી ?'

'પ્રભુ ! પણ મહારાજની પ્રતિજ્ઞા છે—આપણે સાંજ પહેલાં ધારાદુર્ગનો એક ભાગ પણ પાડવો જ પાડવો !'

'મુંજાલ મહેતા ! તમે કહો છો એ હું સમજું છું. પણ એ ન થયું—આવા હઠીલા જુદ્ધમાં કાંઈ પળે પળ સચવાય ?—તો ? અપકીર્તિ મારી ને તમારી થાશે. દેશ-ભરમાં કહેવાશે કે આવા વૃદ્ધ મંત્રીઓ સાથે હતા છતાં આપદ્ધર્મમાંથી રસ્તો કાંઈ ન શોધી શક્યા ! ઉદયન પણ ત્યાં છે. કેશવ તો મહારાજ પાસે જ છે. આપણે રસ્તો કાઢો. નહિતર બે ઘડી પછી વાત હાથમાં નહિ હોય !'

મુંજાલ વિચાર કરી રહ્યો. દાદાકજીએ અચાનક કહ્યું: 'એક રસ્તો છે મહેતા ! આમ આવો. આ સામે શું દેખાય છે તે જુઓ !'

દાદાકજીએ બતાવ્યું હતું ત્યાં મુંજાલે જોયું. આધે ખાખરાનાં વન હતાં. બીજું કાંઈ દૃષ્ટિએ પડયું નહિ.

'ત્યાં તો ખાખરાનાં વન પ્રભુ!—પલાશ વન—છે. કેમ એમાં શું છે?'

'એની પાછળ આવી રહેલી નાની મોટી ટેકરીઓમાં બર્બરકે બેઠાં બેઠાં એક માટીકોટ બનાવ્યો છે. આબેહુબ જાણે ધારાદુર્ગ જોઈ લ્યો. એક દોરા વા તો ફેર હો! મહારાજ જયદેવ સાંજ પહેલાં એ તરફ વળે—ને મુંજાલ મહેતા! આપણે આપદ્ધર્મે એ દુર્ગ ઉપર હલો કરો! મહારાજની પ્રતિજ્ઞા નહિ પળે—તો આપણા સૌના મોં ઉપર એ ચાર મણક મેંશ ઢળી પડશે. દેશભરમાં મશ્કરી આપણી થાશે, કાવ્યો એનાં જોડાશે. દોહા એના થાશે. મુંજાલજી! હવે તો વખત પણ નથી. તમે દોડો, મહારાજ તરફ પહોંચો, કેશવનો કાન ફૂંકો, આશરાજને કહો, જુદ્ધ ભલે ચાલતું રાખો—પણ મહારાજને પલાશવન તરફ દોરો. આ એક જ રસ્તો છે!'

'પ્રભુ! રસ્તો એ એક જ છે. આશરાજને પહેલાં પકડીએ. તમે આવો તો ફેર પડે. એ પણ હઠીલો રજપૂતી રંગ પકડે—તો વખત હવે નથી. સૂરજ ભાગવા માંડયો છે!'

બન્ને જણાએ ઘોડાં ઉપાડયાં. પળ બે પળમાં આશરાજને પડખે આવી ગયા. જરાક તક મળી ને દાદાકજીએ કહ્યું: 'મુંજાલ મહેતા કહે છે તે સાંભળ્યું? આપણે પહેલાં હવે મહારાજની પ્રતિજ્ઞા સંભાળવાની છે એનું કરો. જુદ્ધ તો કાલે પણ થાશે!'

'પ્રભુ! બે પળમાં તમે જોશો. હું હમણાં આ

ઉપડચો ! અમારા નડૂલના ચાહમાન ઘોડેસવારો ત્યાં તૈયાર ઊભા છે. પેલા પલાશ વનમાં જ છે !'

દાદાકજી ચમકચા : 'પલાશ વનમાં ? ત્યાં શું કરવા ? ક્યાં ઉપડવાના છે ?' તેમણે ઉતાવળે પૂછ્યું.

'જુદ્ધમાં એમનો હલ્લો એ છેલ્લો જ હલ્લો હશે પ્રભુ !' અશ્વરાજે ઉતાવળે કહ્યું. 'પેલા પલાશવનની પાછળથી જેમ ગોફણમાંથી પાણા છૂટે એમ, પળ બે પળમાં એ ઘોડેસવારો છૂટવાના છે. સંદેશો હું હમણાં મોકલું કે શંખનાદ કરું એટલી જ વાર છે. એ છૂટતાંની સાથે જ હાથી, ઘોડેસવારો, પદાતી બધાની ભેળંભેળાં થઈને નાસભાગ થઈ સમજો. અને તરત ત્યાગભટ્ટજી યશઃપટહને દક્ષિણ દરવાજે ડંકારી મુકવાના છે. . . .'

'અરે ! પણ આશરાજજી ! એ ઘોડેસવારો હમણાં ભલે ત્યાં જ રહ્યા. મારું માનો. અરિદળનો આવો હઠીલો સંગ્રામ એક દોરાવા આમ કે આમ નીકળે જ. એમાં વખત નહિ સચવાય. આપણી ધારણા ધૂળમાં મળી જાશે. મીનલદેવીબાના પિયરની પ્રતિજ્ઞાનો વારસો આ મહારાજ જયદેવ પાસે છે, એ તમને ક્યાં ખબર નથી ? મહારાજ જયકેશીએ એક *પોપટને કારણે પ્રાણ તજ્યા હતા એ સંભારોને ! મહારાજ પછી વાળ્યા નહિ વળે. અને આપણા

* આ રાજા જયકેશી વિષે વાત છે. પોપટને પોતે બોલાવ્યો, પણ બાજઠ નીચે સંતાયેલી બિલાડી દેખીને પોપટ ન આવ્યો. પોતે પોતાના જીવસટોસટની વાત કરીને અભયવચન આપ્યું. પોપટ આવ્યો. પણ તરત બિલાડી ઝડપ મારી ઉપાડી લાગી ગઈ. રાજાએ દેહ આપ્યો.

સૌના મોં ઉપર મેંશ ફરી વળશે. આપણે હવે તો મહારાજને જ એ પલાશવન તરફ ઉપાડો. ત્યાં બર્બરેક રચેલો માટીનો ધારાદુર્ગ છે. સાંજ પહેલાં આપણે એ તોડી નાખો. એટલે મહારાજની પ્રતિજ્ઞા સચવાઈ જાય! વિચારવાનો વખત નથી, આશરાજજી! તમે મહારાજને એ તરફ લ્યો —અને અમે આ ઉપડયા. એક ઘોડેસવાર મોકલો. તમારા ગોફણિયા સવારો કયાંક ઉતાવળ કરી ન બેસે!'

'પણ દાદાકજી! આ તો અમારું નાક–નેક–ટેક–'

'જુઓ મહારાજ! જુદ્ધ તો મહાભારતના જમાનાથી આપત્તિધર્મે ચાલે છે. ખોટી વટમાં તો આપણે જુદ્ધ પણ હારીશું ને જીવન પણ હારીશું. તમારો બોલ મહારાજ અત્યારે નહિ ઉથાપે–એટલે તમે ઉપડો એમ કહું છું. બોલવાનો વખત રહ્યો નથી. ઘડી અધઘડીની વાત છે જયદ્રથ ને અર્જુનની સમીસાંજના જેવો આ કિસ્સો થયો છે. ઉપડો–અને મહારાજના કાનમાં વાત મૂકો–! અને મહારાજને ત્યાં જ દોરો!'

આશરાજજી સમજી ગયોઃ વાત તો દાદાકજીની સાચી હતી. એ પળમાં તે મહારાજ તરફ ઉપડયો. થોડીવાર પછી દાદાકજીએ મહારાજને ઘોડેસવાર થઈ પલાશવન તરફ જતા જોયા. એમણે ઊંડો આત્મસંતોષ અનુભવ્યો. બોલવાનો તો વખત ન હતો. એમણે મુંજાલને એક નિશાની આપી. તે તરફ જવાની આજ્ઞા કરી. આ બાજુ જુદ્ધ જોસમાં આગળ વધતું જ રહ્યું. મહારાજ સાથે થોડા સૈનિકો, મંત્રીઓ ને આશરાજજી પલાશવન તરફ ફંટાતા ગયા. દાદાકજી એ તરફ ઉપડયા.

પણ મહારાજ ફંટાયા ન ફંટાયા ને તરત જ દુર્ગધારાના કોટ ઉપરથી એ જ સમે 'જયમહાકાલ'ની ગગનભેદી ઘોષણા સંભળાઈ. શંખનાદ થયો. રણભેરી વાગી. ને પળ બે પળમાં તો ડુંગરાઓમાંથી પડઘા પાડતા ઘોડેસવારોનો પલાશવન તરફ જતો વેગીલો અવાજ આવ્યો! દાદાકજી મુંજાલ સૌએ પણ ઘોડાં મારી મૂક્યાં. સૂરજ આથમવાની તૈયારી હતી અને રણભૂમિમાં ઉડેલી ધૂળની ડમરીથી આકાશ એવું છવાઈ ગયું હતું કે કોણ ક્યાં છે એ કહેવું મુશ્કેલ બન્યું હતું. આશરાજ સમજી ગયો કે માલવીઓ પલાશવન તરફ જ આવે છે. તેણે ત્વરા કરી. પણ જેમ આછા અંધકારમાં ગગનભેદી મેઘગર્જના ઉઠે ને તેની પાછળ થઈ રહેલા વીજળીના ચમકારા હવાને ભેદી આંખને આંજી નાખે, તેમ પાંચસો પરમારના ગગનભેદી ઘોડેસવારોના પડઘા પહાડમાંથી ઊઠ્યા ને તેની પાછળ તરત જ 'જય મહાકાલ'ની ભીષણ ઘોષણા ફરીને સંભળાઈ. વીજળી જેવી પાંચસો તલવારો ધૂળની ડમરી ભેદીને ચૌલુક્યોની આંખને ચમકાવતી વારંવાર ચમકવા માંડી. બીજી એક પળમાં તો એક વેગે દોડ્યા આવતા પાંચસો પરમારના ઘોડાના દાબડાથી જાણે પલાશનાં વન ધ્રુજી ઉઠ્યાં! 'જયમહાકાલ'ની ઘોષણાની તીવ્રતા વધતી હતી. વેગ વધતો હતો. પાસે આવતા વિપ્લવના સાગરના મોજાં સમી ઉગ્રતા વધતી હતી. ગગનને ને પૃથ્વીને, હવાને, પહાડોને ને વનને ધ્રૂજાવી દેતો વેગીલા ઘોડાઓનો જાણે ખળભળાટી પ્રવાહ એકલો, સંભળાતો હતો.

એની સામે તરત આશરાજે પોતાનો રણશંખ ફૂંક્યો.

નડૂલના ચાહમાન ઘોડેસવારો એકદમ જાગ્રત થઈ ગયા.

'જય સોમનાથ'ના અવાજથી ધરા ધ્રૂજી ગઈ.

'દુર્ગધારાનો, પરમારો! દુર્ગધારાનો, આ સઘરો, માટીનો દુર્ગ તોડવા જાય છે, પણ એને હતો ન હતો કરી નાખો! ગઢધારા તો અજેય છે—પછી એ ગમે ત્યાં હોય! પરમાર જોદ્ધાઓ! ઉપડો હવે!' ગંગપરમાર બોલી રહ્યો.

બે પળમાં તો અંધાર ઉજાસના જુદ્ધ સાથે જ અશ્વરાજના ચાહમાન જોદ્ધા ને ગંગપરમારના પાંચસો જુવાનોનું પલાશવનમાં જ જુદ્ધ જામી ગયું.

અશ્વરાજ, મહારાજ જયદેવ, ને મંત્રીઓ દોડતે ઘોડે ધારાદુર્ગનો માટી કિલ્લો ભેદવા ઉપડયા.

પરમારો એક પળમાં જ બે ભાગમાં વિભક્ત થઈ ગયા. એક ભાગ પલાશ વનમાં ચાહમાનો સાથે જુદ્ધ જમાવતો ત્યાં જ રહ્યો. બીજો ભાગ દુર્ગરક્ષણનો ભાર સંભાળી લેવા ઉપડયો. માટીનો ધારાદુર્ગ, પણ હતો તો ધારાનો નાં? એ પણ કોઈનાથી એમ ન તૂટે. પરમાર ગંગ એમની મોખરે હતો. આ જે જોદ્ધાઓ સાથે એ જંગ લેવા ઉપડયો. એની આંખમાં અગ્નિ હતો. હાથમાં જમદંડ હતો. એના દેહમાં ભગવાન રૂદ્રનો વાસ હતો. એક પળભર એ અંધારામાં, દૂરથી દેખાતા ધારાદુર્ગ તરફ જોઇ રહ્યો. 'જય મહાકાલ!'ની ભીષણ ઘોષણા એણે ઉપાડી. અને બીજી જ પળે પરમાર ઘોડેસવારો પુરવેગમાં જાણે હવામાં ઊડયા! એમના દેહ ધૂળની ડમરીમાં છવાઇ ગયા. આભમાં વિજળી ચમકે તેમ એમની સમશેરો હવામાં ચમકી રહી!

અશ્વરાજ એમને જતા જોઈ રહ્યો. એણે પોતાના બીજા ચાહમાન સૈનિકો આ તરફ આવતા જોયા. ગંગ-પરમારની પછવાડે તરત અશ્વરાજ, મહારાજ જયદેવ અને આ સૈનિકો પણ ઊપડયા.

પળ બે પળ ત્યાં, દુર્ગધારાને પહોંચવાની હરીફાઈ જામી ગઈ. ગંગ પહેલો પહોંચ્યો અને પહોંચતાં વેત એક પળમાં એણે એ માટીના દુર્ગને રક્ષતા સૈનિકો ગોઠવી દીધા. દક્ષિણ દરવાજે એ પોતે ઊભો રહ્યો. એના હાથમાં નાગી તલવાર હતી. એના માથા ઊપર કોટને કાંગરે પરમારોનો સર્પ ગરૂડી ધ્વજ ફરકી રહ્યો હતો.

ભીષણ અને કૃતનિશ્ચયી પરમારો માટીના ધારાદુર્ગને પણ રક્ષતા ત્યાં ઊભા રહ્યા.

ચૌલુકયો આવ્યા કે આવતાં વેત એમને આહ્વાન આપતો ગંગપરમારનો ભયંકર શબ્દ પડઘો સંભળાયો: 'કોણ આવે છે એ ? પરમારોના દુર્ગની છાયામાં કોણ અત્યારે રક્ષણ લેવા આવ્યા છે ? જે હોય તે આમ આવે ! ગંગપરમારની સમશેર અનાથને માટે છે. દુશ્મનને માટે પણ છે. આમ આવો બા ! જે હો તે !'

'આ તો લોહના ભાલા છે પરમાર ! પેલા અજમેરિયા ઉપાડી ગયા હતા નાં, તમારા સેનાપતિરાજને, સાંઢીયાને ઢીંઢે બાંધીને, એના જ આ તો વજ્જરબંધુ નડૂલના ચોહાણ અશ્વરાજનાં માણસો છે. આઘેરા ખસો, પરમાર ! પછી નાહકની રાહ જોશે !'

'ત્યારે તો તું ચાહમાન છો કાં ? તમારો આનક તો હમણાં જ ભાગ્યો નાં ? તમારે કયારે ભાગવું છે ? હજી

ભાગવું હોય તો ભાગો, પછી ઘા ગંગપરમારનો, કાળમીંઢ શીલા વિના બીજાનાં તો ભડદે ભડદાં ઉડાવી દે બાપ! જાવ તમારી રજપૂતાણી રાહ જોતી બારણે ઊભી રોતી હશે!'

'અરે રોવાવાળીના દીકરા!...' એક ગર્જના સાથે ચાહમાનો તૂટી પડયા.

મહારાજ જયસિંહદેવ ઉત્તરદ્વાર તોડીને કિલ્લામાં પેઠા હતા. જુદ્ધે એવું હઠીલું રૂપ ધાર્યું કે એક એક નાનકડા કોટકાંગરાના આકાર પાસે જોદ્ધાઓની તલવારો અફળાવા માંડી. ઘોડાઓનું ધમસાણ થઈ રહ્યું. જનોઈવઢ ઘા થવા માંડયા. માથા ઉડવા માંડયાં. મડદાં જાણે હમણાં બેઠાં થાશે એમ આમથી તેમ રખડવા માંડયાં. ચૌલુકયો, ચાહમાનો ને પરમારો સામ સામે જીવસટોસટનું જુદ્ધ ખેલવા માંડયા...

સૌથી ભયંકર જુદ્ધ તો અશ્વરાજ ને ગંગ પરમાર વચ્ચે દક્ષિણ દરવાજા ઉપર ઉપડયું હતું. કયારે તલવાર ઉપડે છે, કયારે પડે છે, કયારે ઘા ઝીલાય છે, કયારે પગ કામ કરી જાય છે, કાંઈ દેખાતું ન હતું. કેવળ વીજળીના ચમકારા જેવી અંધારામાં ઉડતી અગ્નિની જિહ્વા જેવી, દોડી જતી પાણીરેલા નાગણી જેવી, તલવાર દેખાતી હતી. એનો સબકારો સંભળાતો હતો. ઢાલ પર પડવાનો અવાજ આવતો હતો. ન કળી શકાય એવો કયારેક કોઈકનો ઉપાલંભી ખડખડ હાસ્ય શબ્દ કાને પડતો હતો. સબસબ તલવારો જ ચારે તરફ વીંજાઈ રહી હતી. 'જય સોમનાથ!' ને 'જય મહાકાલ' ના અવાજથી આકાશ જાગી ઉઠયું હતું! એવામાં શંખનાદ સંભળાયો. 'પરમારો! આ મહારાજ

યશોવર્માએ શંખનાદ કર્યો, સાંભળો !' ગંગે એવા વેગમાં પણ બોલ કહ્યો.

મહારાજ જયસિંહદેવે ઉત્તર દરવાજો ભેદીને ધારા-દુર્ગને સોંસરવો વીંધી નાખ્યો હતો. તે વિજળી જેવી ત્વરાથી દક્ષિણ દરવાજે પાછળથી આવ્યા હતા. કુમળી વયનો તરુણ ગંગજોદ્ધો એમની નજરે પડયો. મહારાજ એની ચપળતા, એનું જુદ્ધ, એનો રણરંગ બે પળ જોઈ રહ્યા. આગળ વધ્યા.

'અલ્યા ! એ ગંગ પરમાર ! એ છોકરા ! હજી ભાગ—હજી ભાગ—તારી મા રાહ જોતી હશે ! હજી તારા મોં ઉપર દૂધનું ફીણ છે, જા, હજી જા !' ગંગની સામે દ્વંદ્વ જુદ્ધ ખેલતા અશ્વરાજે એક ઉપાલંભ આપ્યો. અશ્વરાજે પોતાનો ભયંકર ભાલો હાથમાં લીધો ને તેને હવામાં તોળતાં ચેતવણીનો અવાજ ફરીને આપ્યો. પણ એક ભયંકર અટ્ટ-હાસ્ય સાથે, 'ડોસલા ! સંભાળજે ! તારા છોકરા બિચારા રખડશે !' એમ કહેતોકને ગંગ પરમારનો લોખંડી ભાલો એની ઢાલની પકડને હચમચાવી મૂકતો, જાણે ગજરાજનું મસ્તક અફળાયું હોય તેમ ઢાલમાં અફળાયો ! અશ્વરાજ નમી ગયો પણ તરત ઊભો થઈ ગયો.

'લે ત્યારે છોકરા ! ગંગ . .' અશ્વરાજનો લોખંડી ભાલો હવા વીંઝતો યમદંડ જેવો તોળાયલો દેખાયો.

'અશ્વરાજજી ! ગંગપરમારને બચાવજો, બચાવજો—ફેંકતા નહિ !' એક અવાજ આવ્યો.

સામેથી આવી ઊભેલા મહારાજ જયસિંહદેવનો એ અવાજ કાને પડયો ને એક પળ અશ્વરાજનો ભાલો જરાક આમતેમ થયો, પણ આગળથી થયેલા સંકલ્પબળે એટલું

બધું ચેતન જાણે એમાં મૂક્યું હતું કે, મહારાજનો છેલ્લો અક્ષર આવ્યો ન આવ્યો, ત્યાં તો ગંગની ઢાલ એક તરફ ઉડી પડી હતી. ભાલો એના શરીરને વીંધતો જમીનમાં પેસી ગયો હતો, અને અશ્વરાજ પોતે પોતાના બળથી ગોઠણભેર થઈ ગયો હતો.

મહારાજ જયદેવ ગંગની પાછળથી એને ટેકો દેવા દોડયા—પણ તે પહેલાં તો પરમાર ગંગનું શરીર 'જય મહાકાલ! જય ધારાદુર્ગ!' બોલતું પૃથ્વી ઉપર ઢળી પડયું હતું!

જયસિંહ સિદ્ધરાજ મહારાજની આંખમાંથી આંસુ વહી રહ્યાં! ગંગ પડતાં જ એક ક્ષણમાં યુદ્ધ બંધ થઈ ગયું.

અપ્રતિમ વીર જુવાનને અભિવાદન આપવા એક પળમાં સૌ ત્યાં આસપાસ ઊભા રહી ગયા. દુશ્મનો ને મિત્રો. જુદ્ધ જુદ્ધને ઠેકાણે રહી ગ સૌના મોંમાં ગંગ પરમારના અમર મૃત્યુની બાની સંભળાવા માંડી!

મહારાજ જયસિંહદેવ પોતે એને અભિવાદન આપવા બે હાથ જોડીને આગળ આવ્યા: ગંગપરમારને એ નમી પડયા: 'અશ્વરાજજી! આવાં રત્ન તો મા ધરતીનાં ગણાય. એ માલવાનાં પણ નહિ, અને પાટણનાં પણ નહિ! સવાર સુધીના જુદ્ધવિરામનો ઘોષ કરવો. આપણે એમની ચંદન-ચિત્તા ખડકાવો. મહારાજ યશોવર્માને સંદેશો મોકલો. કહેવરાવો, મહારાજ પોતે આંહીં પધારે!'

## ૩૯. હઠીલો રણસંગ્રામ !

બીજે દિવસે પ્રભાતના ચોકીદાર કૂકડાએ હજી પોતાની નેકી પોકારી ન હતી, ત્યાં તો જુદ્ધના રણશંખોએ એકવાર ફરીને આકાશને ગજવી મૂક્યું. કાલના જુદ્ધ ઉપ-રથી જ જણાતું હતું કે માલવીઓ હવે તો મરણજુદ્ધ જ ખેલી લેશે. નમતું આપે એ આશા વ્યર્થ હતી. મહારાજ જયસિંહદેવ પોતે—અને સેનાપતિ કેશવ આખા સૈન્યને સજ્જ કરી દેવા વહેલી પ્રભાતથી જ ઘોડા ઉપર સવાર થઈ નીકળી પડ્યા હતા. એમણે રણક્ષેત્રને જાગતું કરનારી 'જયસોમનાથ !'ની રણઘોષણા પાડતા સૈનિકોને તૈયાર જ દીઠા. એ પોતે બધી તરફના મોરચા સંભાળી જવા નીકળ્યા હતા. સૌથી ભીષણ જુદ્ધ દક્ષિણ દરવાજે થશે એવી વકી હતી. એ દિશા તરફ પદાતી, ઘોડેસવારો, હાથીસેના, કિરાતો, ગોફણિયા, મર્કટીયંત્ર વાપરનારા, કિલ્લો ખોદનારા, દુર્ગભેદનારા, દુર્ગદિવાલ ચડનારા, ગુપ્તચરો, વગેરેનું સંપૂર્ણ સજ્જ સૈન્ય તૈયાર રાખ્યું. માલવીઓએ રાતમાં ને રાતમાં દુર્ગમાં આશ્રય લઈ લીધો હતો.

મહારાજ ગઈ કાલના ધારાદુર્ગપતનનો ઇતિહાસ

સંભારીને જરાક ગ્લાનિમય બન્યા. ગમે તેમ પણ દુર્ગ ધારાનો ગંગપરમારે અજિત તો રાખ્યો. એ જ્યાં પડયો હતો ત્યાં થઈને મહારાજ આગળ વધ્યા. એટલો ભૂમિને એમણે બે હાથ જોડીને નમન કર્યું. એટલામાં ત્યાં બર્બરક દેખાયો. મહારાજે એને નિશાની કરી. તે નીચે આવ્યો. મહારાજ આ જંગલીની રીતભાતે આશ્ચર્ય પામી ગયા. બર્બરક, ગંગપરમારની કોઈને કોઈ સુંદર છત્રી ઊભી કરવાના વિચારવમળમાં ત્યાં ફરતો હતો.

દક્ષિણ દરવાજાને ધ્યેય બનાવીને સોલંકી સેન ઉપડયું. બન્ને બાજુ ઉપર કેશવ ને ઉદયન રહ્યા. મહારાજનો ગજરાજ વચ્ચે હતો. એની પડખે યશઃપટહ ઉપર ત્યાગભટ્ટ બેઠો હતો. શામળ માવત ગજને આગળ ચલાવી રહ્યો હતો. મુંજાલ, મહાદેવ, કાકભટ્ટ, મલ્હાર જૂદી જૂદી દિશા સાચવતા હતા. દક્ષિણ દરવાજા ઉપર સૈન્ય આવે છે એ જોઈને માલવીઓએ કોટકાંગરા ઉપર ચડીને તરત ભયંકર તીર મારો શરૂ કીધો. ગોફણિયા ને કિરાતોએ એમનો ઉગ્ર સામનો કર્યો. એ તકનો લાભ લઈને બીજું સૈન્ય આગળ વધતું જ રહ્યું. બન્ને પાંખો ઉપરના ઉદયન કેશવ છેક જલભરી ખાઈ ઉપર પૂલ નખાવવા માટે બર્બરકનો ઉપયોગ કરી રહ્યા હતા. ત્રણ પૂલ થયા—ને ત્રણે માલવીઓએ ઉરાડી મૂક્યા. ત્યાં ધમસાણ મચ્યું હતું. માલવપાટવી જયવર્મા પોતે ત્યાં કોટ ઉપર ઊભો ઊભો સૈનિકોને ઉત્તેજન આપી રહ્યો હતો.

બીજે મોરચેથી પણ સમાચાર આવી રહ્યા હતા કે તમામ ઠેકાણે માલવીઓએ સખ્ત સામનો કર્યો છે. એટ-

લામાં દંડદાદાકજી મહારાજ જયદેવ પાસે આવ્યા. તેની સાથે કોઈ જોગણ જેવી બાઈ હતી, તેણે ડોકમાં રુદ્રાક્ષની માળા પહેરી હતી, એની જટામાં ભસ્મ ભરી હતી, એની ડોકમાં કાપાલિકોને શોભે એવો ભીષણ શૃંગાર હતો, જુદ્ધમાં એણે આવવાની હિમ્મત કરી એ નવાઈ જેવી વાત હતી. પણ દાદાકજીને એમાં ભેદ લાગ્યો હતો. એટલે એને આંહીં રખડતી પકડી મહારાજ પાસે લાવ્યો. યોગિનીએ જયદેવને આશીર્વાદ આપ્યો: 'મહારાજ ગુર્જરપતિ! તારે પુત્ર જોઈએ છીએ—હું એટલા માટે રણક્ષેત્રમાં તને શોધતી આવી છું!'

'તું કોણ છે નારી?' મહારાજે કાંઈક ઉપેક્ષાથી પૂછ્યું.

'હું—હું એ છું—જે તને તારું મનોવાંછિત ફળ આપી શકું છું. તું ધારા લેવાનું છોડી દે. મને સાથે લઈ લે. એક વર્ષમાં તારે ત્યાં પુત્ર ન આવે તો મને દેહાંત દેજે!'

મહારાજ હસી પડ્યા: 'દાદાકજી! આ સ્ત્રી એમ જાણતી લાગે છે, કે નગરને માટે જીવન ન્યોછાવર કરનારા આંહીં અવંતીમાં જ હશે! બાઈ! તું તારે રસ્તે જા—અથવા રહો, એને રોકી રાખો. એ ગુપ્તચર પણ હોય. ત્યાગભટ્ટ! ગજસેના આગળ ધપવા દો. જુઓ, માલવીઓએ તીરમારો શરુ કર્યો લાગે છે!'

'તું અવંતીનાથ થવાનું છોડી દે, જયસિંહદેવ! હું તને હમણાં જ—આ રણભૂમિમાં, આ પળે, આ જ ક્ષણે, ભગવાન મહાકાલનું પ્રત્યક્ષ વેણ અપાવું. ન અપાવું તો તારી તલવાર—મારું આ માથું, લે..' જોગણીએ હિમ્મતથી પોતાનું શીર્ષ આગળ ધર્યું.

'પણ એ તો હું અવંતીનાથ ન બનું ત્યારે નાં!—જોગણી!—પુત્ર કે અપુત્ર—હું તો મારા બિરુદ અવંતીનાથના વીરવિક્રમી સ્વપ્નને વર્યો છું. મારે મન એ બિરુદ એ જ મારો પાટવી છે—જા! હું ધારા લીધા વિના પાછો ફરું તેમ નથી!'

'રે! કીર્તિલોભી રાજા! તું અપુત્ર રહેશે—તો ધારા લેશે, તો અવંતીનાથ થશે, પણ તું કોને માટે આ કરે છે? તારી પાછળ કોણ? હું તો તને આ પળે પુત્રવરદાન અપાવું છું!'

'ત્યાગભટ્ટ! રણનો શંખ ફૂંકો!' મહારાજ જયસિંહદેવે પોતે હોદ્દામાં ઊભા થઈને, સૈન્ય તમામને આગળ વધવાની આજ્ઞા આપતો, પોતાનો રણધવલ શંખ ફૂંક્યો. તરત સૈન્ય બમણી ત્વરાથી આગળ વધ્યું: 'દાદાકજી! હવે તમે એ જોગણીને નજરમાં રાખજો. અને ત્યાં દક્ષિણ દરવાજા ઉપર જ સૌ ધસો! મુંજાલ ક્યાં છે?' 'મુંજાલ તો મહારાજ! કિલ્લાને ભેદવાવાળા સાથે લઈ કોટની દિવાલો તરફ ઉપડયો છે!'

'ત્યાગભટ્ટ! યશઃપટહને હવે ઉપાડો—' મહારાજે પોતાની પાસે ચાલતા ગજ ઉપરથી એક છલંગ મારી યશઃપટહ ઉપર જ બેઠક લીધી. ગજ આગળ વધ્યો.

દક્ષિણ દરવાજાને પહોંચવા ન પહોંચવાનું તુમુલ જુદ્ધ શરુ થયું. બન્ને પક્ષોનાં સેંકડો માણસો તસુ તસુ જમીન માટે પડવા લાગ્યાં. કેશવ ઉદયન ને મુંજાલ પડખે રહીને દિવાલ સુધી પહોંચી ગયા હતા. ત્યાં સેંકડો કિરાતોએ દોરડાની નીસરણી ફેંકી ઉપર ચડવાનો યત્ન આરંભ્યો.

દિવાલના પાયામાં મોટાં બાંકોરાં પાડવા માટે કેટલાક તીક્ષ્ણ હથિયારો વડે ખોદવા લાગ્યા. પણ મુખ્ય રસ્તાને માલવીઓએ હજી પ્રાણને ભોગે ટકાવી રાખ્યો હતો. સાંજ પડવા આવી પણ મચક આપી નહિ. મહારાજને ખાત્રી હતી કે આજ જો જુદ્ધ અધુરું રહેશે—તો એ અધુરું જ રહેશે. એટલે કોઈ પણ રીતે જુદ્ધ આજે પુરૂં જ કરવાનું હતું. દક્ષિણ દરવાજાને ભેદ્યા વિના એ પૂરું ન થાય.

ધીમે પણ મક્કમ રીતે ગજસેના દક્ષિણ દરવાજા તરફ આગળ વધતી જ રહી. એમની સામે ગજસેના ઉતારવાનો માળવીઓનો સંકલ્પ હવે નકામો હતો. ગજસેનાની સામે કોઈ ટકે તેમ ન હતું. કોટકાંગરાના તીરંદાજોને મહારાજના ગોફણિયા સાફ કરી રહ્યા હતા. ગોરખપંથના ભીલોને લઈને કેશવ પોતે કોટકાંગરે પહોંચી ગયો. કેટલાક કિરાતો તો અંદર ઘૂસી ગયા હતા. મુખ્ય મોરચો પણ છિન્નભિન્ન થતો યશોવર્માએ દીઠો.

તે પોતે દક્ષિણ દરવાજે આવી પહોંચ્યો. ત્યાં ઘમસાણ મચી ગયું હતું. દેવધરે એને જોયો અને તરત તેને એક તરફ લીધો : ' મહારાજ ! આપણે આંહીં સપડાવું નથી ! '

' પણ આ દક્ષિણ દરવાજો . . . '

' આજે કોઈ ઉપાય નથી પ્રભુ ! ' દેવધરે કહ્યું : ' પણ માલવા જુદ્ધ જીતે છે, જુદ્ધ જીતાવીને, એ આપણી પરંપરા સજીવન કરવી હોય તો આપણે આંહીંથી ઉપડો . . '

' ઉપડો ? રણક્ષેત્ર તજીને ? દેવધર ! તું રજપૂત નથી લાગતો ! '

' મહારાજ ! હું રજપૂત નથી. હું મહા રજપૂત છું.

હું સમજું છું કે આ સધરો આંહીં ટકી શકવાનો નથી. આપણે આવતી કાલે એને કાઢી મુકીશું. આંહીં દુર્ગમાં એના હાથમાં સપડાવાનું કાંઈ કારણ? જયવર્મીજી!'

જયવર્મા દોડતો આવ્યો: 'મહારાજ! યશઃપટહને સિદ્ધરાજ પોતે હાંકી રહ્યો છે. એના એક ધક્કાએ આપણી ભોગળનો કડાકો થતો સંભળાયો છે!'

'જયવર્મા! તું દેવધર સાથે જા. પેલા અયસ્ દુર્ગમાંથી—સરસ્વતી કંઠાભરણના પાછળના ભાગમાંથી—રસ્તો જાય છે. તમને ખબર છે. રાજકુટુંબને લઈને તું જા—હવે વખત નથી—આ..હા! એ..પડ્યો!'

બહારથી એક જબરજસ્ત કડાકો થઈ ગયો હતો. પણ દક્ષિણ દરવાજાએ મચક ન આપી. હતો તેમ એ ઊભો રહ્યો. દરવાજાની પાસે દેવાધિદેવ પરમાર ઊભો હતો. બીજા સૈનિકો હતા. પહેલો જે પ્રવેશ કરે તેને જનોઈ વઢ કાપી નાખવાનો એમનો સંકલ્પ હતો.

'જયવર્મા! વખત નથી.' યશોવર્માએ ઉતાવળે કહ્યું.

'મહારાજ! હું તમારા વિના ડગલું નહિ ભરું. કાં તો હું પણ આંહીં દરવાજે જ મરું—આ દેવાધિદેવ પરમારની પાસે જ—'

'અરે! પણ ગાંડાભાઈ—આ વખત છે વાત લંબાવવાનો?'

'વખત નથી, એ મેં તમને કહ્યું છે મહારાજ!' દેવધર બોલ્યો.

એ જ વખતે બહારથી એક એવો જબરજસ્ત ધક્કો આવ્યો કે આખું દ્વાર જાણે ખળભળી ઊઠ્યું. પણ હજી

દરવાજો મચક ન આપતાં એમને એમ મક્કમ ઊભો રહ્યો. એની લોહભોગળમાં અજબ તાકાત લાગી. પણ હવે દક્ષિણ દરવાજો પડશે એ સમયનો સવાલ હતો. એ પળમાં મહારાજ યશોવર્મા પાસે એક ઉંચો પડછંદ આદમી આવીને ઊભો રહ્યો. તેના ચહેરા ઉપર ખુન્નસ ભરેલી હઠીલાઈ બેઠી હતી. તે કડક, કરડો ને ઉગ્ર જણાતો હતો. એ માળવાનો સેનાપતિ હતો.

'ઉપગવ ! શું છે ?'

'મહારાજ ! હવે સવાલ સમયનો છે !

'સમયનો ?'

'બન્ને રીતે પ્રભુ ! દુર્ગને પાડવામાં જયદેવને થોડો વખત લાગશે; તો આપણને જયદેવને પાછો ઉથલાવવામાં થોડો વખત લાગશે; મહારાજ ! હમણાં ભલે અદશ્ય થઈ જાય—યુદ્ધ આંહીં ચાલશે !'

'હું રણક્ષેત્ર છોડું—?'

'છોડવાની વાત નથી પ્રભુ ! ફરી સજ્જ થવાની વાત છે—અને હવે વખત પણ નથી. કોટકાંગરે સધરાના કિરાતો આવી ચડ્યા છે. નીચે આપણું સૈન છે—હજી ઉતરવા દીધા નથી. પણ ચારે તરફથી હલ્લો છે. મહારાજ અત્યારે તક જાળવે તો જ અમારા જેવા રણક્ષેત્ર જાગતું રાખે—નહિતર શેના ઉપર રણક્ષેત્ર જાગતું રહે ?'

'મહારાજ ! હવે વખત નથી—' દેવધરે ફરીને કહ્યું :

'પ્રભુ !..'

'પણ'—

'પ્રભુ ! આપણે માલવનૃપતિઓએ અનેક વખત

હારીને જે જુદ્ધ જીત્યાં છે, એ જુદ્ધે અરિને મોંમાં આંગળી નખાવી છે. સંભારો પ્રભુ ! ઉદયાદિત્ય મહારાજને—હાર્યા અને જીત્યા !'

જયવર્માએ એકલા જવાની હઠીલી ના પાડી દીધી હતી. બીજો ઉપાય ન હતો. દક્ષિણ દરવાજેથી મહારાજ યશોવર્મા ને જયવર્મા—ઉતાવળે રણવાસમાં ગયા. દેવધર સાથે ગયો. ઉપગત સૈન્યને ઉત્તેજતો મોરચો સંભાળવા ગયો. યુદ્ધ ચાલતું રહ્યું. પણ સોલંકીઓએ કોટ કાંગરા ઉપર હવે હકુમત જમાવવા માંડી હતી. કિરાતોએ દોરડાની નીસરણી વાપરીને કોટની રાંગનો કબજો લીધો હતો. માલવી સૈન્ય કોટની નીચેથી સામનો કરવા માંડ્યું હતું. પણ ધીમે ધીમે બીજે મોરચેથી પ્રવેશતા ચૌલુક્યોનું બળ વધવા માંડ્યું. દક્ષિણ દરવાજા સિવાય બીજે સામનો પડવા માંડ્યો હતો. ઘણાખરા સૈનિકો કોઈ બીજી ભાંજગડમાં હોય એમ જણાવા માંડ્યું. એટલામાં કર્ણોપકર્ણ વાત ચાલી કે મહારાજ પોતે હાથ આવે તેમ નથી !

'જખ મારે છે ત્યારે !' સૌને થયું: 'જુદ્ધ તો હજી હાલ્યા જ કરશે !'

પણ એ સમાચારે સૈનિકોનો જુસ્સો ઉતરવા માંડ્યો.

રણવાસ સિવાય ક્યાંય કોઈની અણનમ વૃત્તિનો ઝોક દેખાયો નહિ.

આ બાજુ દક્ષિણ દરવાજા બહાર યશઃપટહ ઉપર મહારાજ પોતે બેઠા હતા. દક્ષિણ દરવાજાને પાડવો સહેલો ન હતો. એમાં ભયંકર સીધા ખીલા હતા. એનાં દ્વારને કોઈ ધક્કો મારીને જીતી જાય એવું ન હતું. ત્યાગભટ્ટ

હાથીના પાછલા ભાગને લોહ બખ્તરે સજ્જ કરીને હાથીને પાછલે પગે ચલાવ્યો. એના એક ધક્કાથી દરવાજો ખળભળી ઉઠયો. પણ એ મચક આપે તેમ લાગ્યું નહિ. ધક્કો નકામો ગયો.

બીજી વખત એ હાથીને વધારે દૂર લઈ ગયો. સેંકડો સૈનિકો હવે પ્રેક્ષકો બની ગયા હતા. લોહનું ને લોહ જેવા યશઃપટહનું જુદ્ધ જામ્યું હતું. બીજું જુદ્ધ જાણે થંભી ગયું હતું !

બીજા ધક્કાએ દરવાજો ખળભળ્યો. ભોગળનો કડાકો સંભળાયો. ઉપલા ભાગમાં કડેડાટી બોલી ગઈ. પણ મચક આપ્યા વિના દરવાજો તો હતો એમ ને એમ ઊભો રહ્યો. હાથી ઉપર બેઠેલા ત્રણે જણ આ ધક્કાથી પડતા રહી ગયા હતા. પ્રયોગ ફરીને નિષ્ફળ નીવડ્યો.

મહારાજ જયસિંહદેવે પાછળ જોયું. ભયંકર અણીવાળા લાંબા લોખંડી ખીલા ઉપરે સીધો પ્રહાર થાય તેમ ન હતું. એમ કરનાર જીવી શકે તેમ ન હતું. વચ્ચે ઉંટડું મૂકતાં જે બળનો ધક્કો આવે તે સીધા બળની તોલે ન આવે. એટલે દરવાજો મચક ન આપે. દક્ષિણ દરવાજાને કોઈએ કોયડા રૂપ બનાવ્યો હતો.

મહારાજ વિચારમાં પડી ગયા. બળ—સામેથી આવે તો જ દરવાજો મચક આપે. અને સામેથી બળ આવે—એ અશક્ય. પણ એમણે ઝીણી દૃષ્ટિએ કાંઈક જોયું લાગ્યું. અને એ હાથી ઉપરથી જાણે કુદ્યા હોય તેમ નીચે ઉતર્યા. સૌના હોશકોશ ઉડી ગયા. મહારાજ જાણે હાથી ઉપરથી ઉથલી પડ્યા—ડામ તેમ લાગ્યું. પણ એટલી વારમાં તો

એની સીધી દરવાજા ઉપર જ દોટ દેખાણી! 'અરે! અરે! મહારાજ— !' ત્યાગભટ્ટ હોદ્દા ઉપરથી બોલતો ઊભો થઈ ગયો હતો. પણ મહારાજ જયસિંહદેવે નીચે જઈ, દોડી., દરવાજા પાસેની ભોં ઉપર સૂઈ જઈ, દરવાજાની નીચે જરા જરા દેખાતી એક સહેજ જેટલી જગ્યા નજરમાં રાખી લીધી. અને હજી શું થાય છે એ કોઈ જાણે તે પહેલાં તો એ હાથીને પાછલે પગેથી ઉપર ચડી આવ્યા.

'ત્યાગભટ્ટ!' તેમણે તરત કહ્યું: 'યશઃપટહને સંમુખ લે. . .'

'મહારાજ! સંમુખ?' ત્યાગભટ્ટના હોંશકોશ ઉડી જતા લાગ્યા. આ તો મૃત્યુને ભેટવાની વાત હતી.

'સંમુખ? મહારાજ?' 'હા. હાથીનો પાછલો ભાગ નહિ—કુંભસ્થળ દરવાજા ઉપર આવવા દે!'

ત્યાગભટ્ટે દરવાજાની સંમુખ હાથીને લીધો. સેંકડો સૈનિકોના કંઠમાંથી 'જયં સોમનાથ' નો રણઘોષ ઊઠ્યો.

મહારાજે કુંભસ્થળ ઉપર સહેજ હાથ ફેરવ્યો. હાથીએ સુંઢ ઉંચી કરી. મહારાજે પ્રેમથી એના ટેરવા ઉપર જરાક આંગળી ફેરવી. દરવાજા નીચે સહેજ જગ્યા હતી—તેમાં હાથીની સુંઢને પ્રેરવાનું મહારાજે જાણે કે નિશાનથી સૂચવ્યું. બીજી જ ક્ષણે હાથીની સુંઢ લંબાતી દરવાજાના દ્વાર નીચે જાણે કાંઈક શોધી રહી હતી.

પળ બે પળ થઈ—ને એક જરાક જગ્યા મળી જતાં યશઃપટહે દરવાજાને નીચેથી અતુલ બળ વડે ઊંચો કરવાનું કર્યું; મહારાજ હોદ્દા ઉપર ઊભા થઈ ગયા હતા. ત્યાગભટ્ટ પ્રેમથી હાથીને સ્પર્શીને ઉત્તેજન આપી રહ્યો

હતો. શામળે જરાક હસ્તિને દક્કિત કર્યો. હાથીએ અતુલ બળથી ફરીને યત્ન કર્યો; અને કડડ ભૂસ કરતી દરવાજાની ભોગળ અંદર ભાંગી પડી. અને પડતાંની સાથે જ ખળભળી ઉઠેલો દરવાજો પણ વાંકો ત્રાંસો ઠરડો થઈ ને જગ્યા બતાવતો પડું પડું થતો નીચે જઈ પડયો! હડુડુ માણસોએ અંદર પ્રવેશ કર્યો.

મહારાજ જયસિંહદેવ એકદમ વીજળી ગતિથી નીચે કૂદ્યા. ત્યાગભટ્ટ બીજા હાથી ઉપર કૂદી ગયો. શામળ ઠેકડો મારી આઘો ખસી ગયો. કોઇ કાંઈ સમજી શકયું નહિ. પણ અત્યંત બળ કરવાથી તૂટી પડેલો હાથી નીચે ઢગલો થતો જતો હતો!

એના પડવાના જબરજસ્ત અવાજે સૌને ભયત્રસ્ત કરી મૂકયા. ઢળી પડેલા કોઈ મહાન ગિરિરાજ સમા હાથીને નિહાળીને મહારાજ ક્ષોભ પામી ગયા. શોકઘેરા અવાજે તેણે ત્યાં ઊભેલા ત્યાગભટ્ટને કહ્યુઃ 'ત્યાગભટ્ટજી!'

'મહારાજ! એ રત્ન ગયું લાગે છે!' ત્યાગભટ્ટ પડેલા હાથીને પ્રેમથી હાથસ્પર્શ કરી રહ્યો હતો.

દુર્ગની અંદરથી ઉઠતી 'જય મહાકાલ'ની રણ-ઘોષણાએ મહારાજને તરત પરિસ્થિતિનું જ્ઞાન આપ્યું: હજી સામનો થઇ રહ્યો હતો. મહારાજ ગજરાજને નમાને એક પ્રેમ ભરેલા હસ્તસ્પર્શે તેને સ્પર્શી, એકદમ કિલ્લા તરફ જવા ઉપડયા. સૈનિકોની "જય સોમનાથ"ની ઘોષણાએ આકાશ ગજવ્યું.

દરવાજામાં પ્રવેશ કરતાં જ 'મહારાજ! આ તરફ વળો પ્રભુ! જય અવંતીનાથ!' કરતો'ક ને ઉદયન જ

પહેલો સામો મળ્યો.

'ઉદયન ! કોણ કોણ છે અંદર ? કેશવ ક્યાં છે ? મહાદેવ, મુંજાલ ?' બીજી ચોકીઓ હાથ કરી ? કોઈ ભાગી જાય નહિ. નહિતર જુદ્ધ પૂરું નહિ થાય !'

'મહારાજ ! ચારે તરફથી આપણું સૈન્ય અંદર પ્રવેશી ચૂક્યું છે. સામનો રણવાસ જવાના માર્ગ ઉપર છે. ત્યાં સીધે માર્ગે દેવાધિદેવ પરમાર ગાંડાની માફક તૂટી પડ્યો છે—આપણે આ બાજુથી જઈએ પ્રભુ ! લોકવાયકા પ્રમાણે માલવરાજ પોતે ક્યાં ય નથી ! આપણે પડખેને આ માર્ગે આગળ વધો, ત્યાં સામનો થોડો છે. સામે દેવાધિદેવ ગાંડા જેમ ઘૂમે છે !'

'મહેતા ! શું કહ્યું તમે ? માલવરાજ ભાગી ગયો છે ? પેલો મલ્હાર ભટ્ટ નથી ? એને કહો માણસો લઈ ને તપાસ કરે ! માલવરાજ જાય ક્યાં ?' એટલામાં તો બહારથી વધુ ને વધુ સૈનિકો સોમનાથની ઘોષણા કરતા ધારાગઢમાં પ્રવેશ કરવા આવી રહ્યા હતા.

## ૪૦. જયદેવ એ જયદેવ !

સોલંકીઓએ દક્ષિણ દરવાજેથી પ્રવેશ કર્યો છે એ વાત વાયુવેગે દુર્ગમાં ફેલાઈ ગઈ. ચારે તરફથી ધસી રહેલી સેના સામે દુર્ગના બીજા દરવાજાઓનો સામનો પણ ઢીલો પડચો. વ્યવસ્થિત સામનાનો અંત આવી ગયો. કર્ણોપકર્ણ ફેલાતી યશોવર્મા અદશ્ય થઈ ગયાની વાતને લીધે પણ રણોત્સાહ કાંઈક નરમ પડી ગયો. છૂટીછવાઈ કોઈ કોઈ જગ્યાએ લડાઈ ચાલતી રહી. પણ રાત પડી એટલે બન્ને સૈન્યોમાં શાંતિ ફેલાઈ ગઈ. પ્રભાતની તૈયારી કરતું માલવીસેન રણવાસને કેન્દ્ર કરીને આખી રાત ત્યાં રહ્યું. દક્ષિણ દરવાજા પાસેના વિશાળ મેદાનમાં જ મહારાજ જયદેવનો મુકામ થઈ ગયો. આખી રાત સોલંકી સેનાએ યશોવર્માનો પત્તો મેળવવામાં કાઢી. સાંઢણી સવારો ચારે તરફ મોકલવામાં આવ્યા. માલવરાજનો ક્યાંય પત્તો ન હતો. એ હવાની માફક ઊડી ગયેલો જણાયો.

પ્રભાત થતાં જ મહારાજે પોતાની સેનાને તૈયાર થવાનો ને આગળ વધવાનો હુકમ આપ્યો. એમણે એક નિશ્ચય કરી લીધો લાગ્યો. માલવામાં હવે પછી પાટણનો દંડનાયક રહે તો જ શાંતિ રહેવાની. ગોધ્રકપંથમાં કેશવ

સેનાપતિ તો રહેવાનો જ હતો. આનકરાજ, આબુ, ને માલવ, વહેલેમોડે એ ત્રિપુટી પાછી પાટણને લડાઈ આપે એ અશક્ય બનાવવું હોય તો માલવાને દંડનાયક દેવો જોઈએ. એ દંડનાયકનું નામ પણ ચાલતું થયું. મહાદેવ, દંડદાદાકજીનો પુત્ર.

સોલંકી સેનાએ શંખનાદ કર્યો. રણઘોષણા જગાડી. પણ એટલામાં જ બે માલવી જોદ્ધાઓ આ તરફ આવતા જણાયા. કોણ આવી રહ્યા છે એ જોવા માટે સૌ આતુર બની ગયા. બન્ને સીધા મહારાજની સાન્નિધ્યમાં જ આવી રહ્યા હતા. તેમના હાથમાં શાંતિનો ધોળો સર્પગરૂડી ધ્વજ હતો. ઊંચા ખમીરવંતા એમનાં ઘોડાંએ એમને દૂરથી ઉચ્ચ અધિકારી તરીકે ઓળખાવ્યા.

એમને દૂરથી જોતાં જ મહારાજે પોતાની પાસે ઊભેલા મહાદેવને પૂછ્યું : 'મહાદેવ ! તું હવે માલવાનો દંડનાયક છે. ઓળખે છે આમને ?'

'એક તો માલવ સેનાપતિ ઉપગવ છે પ્રભુ ! બીજાની જાણ નથી. રાજદૂતક વામનસ્વામી હોવો જોઈએ. એ સંધિ માટે આવ્યા જણાય છે !'

એટલામાં એક અનુચરની પાછળ પાછળ બન્ને જણા સૈન્ય વીંધીને મહારાજની પાસે આવતા દેખાયા. ઊંચા, પડછંદી, આગ્રહી, રણજોદ્ધા જેવા સેનાપતિ ઉપગવને પોતાની અણનમ ચાલથી મહારાજે તરત ઓળખી લીધો. એની પાસે વિનમ્ર ને સમાધાની તત્ત્વનો અભ્યાસી હોય તેવો વામન સ્વામી ચાલી રહ્યો હતો. મહારાજે બે પળ તમામ હીલચાલને અટકાવી દીધી. રાજમંત્રીઓ પણ આવ્યા

હતા—તે થોભી ગયા. મહારાજ ઉપગવને જાણતા હતા. પાટણ ઉપર જુદ્ધ લાવનાર એ હતો. એના આવવાથી મહારાજને સમાધાની આગળ વધતી હોય તેમ જણાયું નહિ. પણ તેમણે એમને વાત કરવા માટે આગળ આવવા દીધા.

મહારાજના ઉત્તુંગ અશ્વની આસપાસ વિશાળ ખાલી ગોળ જગ્યા થઈ ગઈ. રાજમંત્રીઓ મુંજાલ, ઉદયન, કૃષ્ણદેવ આજની આજ્ઞા લેવા માટે તૈયાર થઈને આવ્યા હતા, તે સૌ દૂર ખસી ગયા. ઉપગવ ને વામન સ્વામી મહારાજની છેક પાસે આવ્યા: તેમણે બે હાથ જોડીને મહારાજને નમન કર્યું : આગ્રહી, હઠીલા, અણનમ જોદ્ધાના સ્વરભારે ઉપગવે કહ્યું : 'મહારાજ! હું માલવા તરફથી આવું છું. માલવા માનભરી સંધિ ઈચ્છે છે!'

કાંકરી પડી હોય તો સંભળાય એવી શાંતિ ત્યાં ફેલાઈ ગઈ. મહારાજનો પ્રત્યુત્તર સાંભળવા સૌ એક કાન થઈ ગયાઃ 'સંધિ ઈચ્છે છે કે યાચે છે? તમે શું કહ્યું ઉપગવજી?' મહારાજનો પ્રત્યુત્તર સાંભળીને ઉપગવ ચમકી ગયો. પણ તેણે હિમ્મતથી કહ્યું :

'અમારે મન બન્ને એક છે પ્રભુ! માલવા સંધિ કરે, બીજાને માટે તો, એમાં પણ ગૌરવ છે!'

એક પળ—અને મહારાજની મુખમુદ્રા ઉપર એક પ્રકારની આગ્રહી રેખા દેખાઈ. વામન સ્વામી એ જોઈ રહ્યો. સેનાપતિ ઉપગવને પોતાની ભાષામાં સુધારો કરવા જેવું લાગ્યું. મહાદેવ, મહારાજની પ્રત્યેક હીલચાલને નિહાળતો ત્યાં તત્પર ઊભો હતો. મહારાજનો ધીમો, સ્વચ્છ પણ આગ્રહી ને એકદમ નિશ્ચયાત્મક ટૂંકો ઉત્તર આવ્યોઃ 'એવા

ગૌરવમાં પાટણને રાચવાનું મન નથી ઉબકજી ! તમને કોણે માલવરાજે મોકલ્યા છે ?'

'પ્રભુ ! માલવરાજ તો દુર્ગમાં નથી !' વામન સ્વામી હવે બોલતો હતો. એમણે બન્નેએ એક દૃષ્ટિ વતી એ નિર્ણય કરી લીધેલો જણાયો.

'ત્યારે કોણ જયવર્મા છે ?'

'મહારાજ ! કુમાર પણ આંહીં નથી.' વામનસ્વામીએ હાથ જોડયા.

'મહાઅમાત્ય રાજપુત્ર દેવધર . . . . ત્યારે એમણે તમને મોકલ્યા હશે ?'

'મહારાજ ! અત્યારે તો મહાઅમાત્ય પણ નથી.'

'પણ ત્યારે મહારાજ પોતે ક્યાં છે ? ઉબકજી ! તમને એ ખબર હશે નાં ?'

'કોને ખબર પ્રભુ ? પણ મહારાજ ! માલવાની ગૌરવ ભરેલી સંધિ થશે—એટલે કાંઈ- એ પણ અવંતિપતિ છે, પ્રગટ થયા વિના કાંઈ રહેશે ? એટલા માટે અમે માન ભરેલી સંધિ—મહારાજની પાસેથી યાચવા આવ્યા છીએ !' ઉબકે પોતાની વાણીમાં વિનમ્રતા લાવવા યત્ન કર્યો. પણ એ રણજોદ્ધો હતો. આતુરતા ભરેલી રણઘેલછાનો પડઘો એની વાણીમાંથી ઉઠયા વિના ન રહ્યો. મહારાજના પ્રત્યુત્તરને સાંભળવા તે આતુરતાથી રાહ જોઇ રહ્યો. પણ પ્રત્યુતરને બદલે એણે એક તાલી સાંભળી. એક અનુચર દોડતો આવ્યો.

'કેશવ ક્યાં છે ?'

'મહારાજ ! આ આવી જ રહ્યા છે. આ આવે પ્રભુ !' થોડી જ વારમાં કેશવ દેખાયો. મહારાજે તેને પાસે બોલાવ્યો.

મહારાજ શું કહેવા માગતા હતા તે કોઈ કળી શક્યું ન હતું. અત્યંત દૃઢતાથી જયદેવ મહારાજે કહ્યું, 'કેશવ! આ માલવ સેનાપતિ આવ્યા છે, ઉબકજી, એમને તું ઓળખે છે? એમનો રણોત્સાહ એમનો જ છે!'

'મહારાજ! અમે તો ત્યાં પાટણમાં જ મળ્યા હતા.' ઉપગવે ગર્વથી કહ્યું.

પણ એનો ગર્વ અત્યારે ભોંઠો પડતો જણાયો, કોઈએ એ ગર્વને ગણ્યો લાગ્યો નહિ. માત્ર કેશવે તરત પ્રત્યુત્તર વાળ્યો: 'પણ તે વખતે આપણે ત્યાં મળ્યા હતા ઉબકજી! —આજે આંહીં મળ્યા!' 'ત્યારે જો—' મહારાજે ગૌરવભરેલી દૃઢતાથી કહ્યું: 'એમને હજી જુદ્ધના કોડ રહી ગયા જણાય છે. રણવાસના મોરચા માટે એમને સમય જોઈએ છીએ. કેટલો સમય જોઈએ છીએ એ તું એમની પાસેથી જાણી લે. એટલા દિવસ આપણો એક પણ સૈનિક એક તસુ પણ આગળ ન વધે, એવો ઘોષ કરાવી દો. બસ ઉપગવજી?'

ઉબક તો મહારાજના વેણે વેણે પોતાની યોજના અફળ થતી જોઈ રહ્યો હતો. એને તો સંધિ જોઈતી હતી. સંધિ થાય તો જ માલવા ફરી ઉઠે. પણ મહારાજના વિચિત્ર પ્રત્યુત્તરથી તો એ નિરુત્તર બની ગયો. 'પણ પ્રભુ! માલવરાજ ક્યાં છે એ કોઈને ખબર નથી!' વામન સ્વામીએ કહ્યું:

'પણ અમને ખબર છે નાં ક્યાં છે એ!' મહારાજે આત્મવિશ્વાસી દૃઢતાથી કહ્યું. વામન સ્વામી ઝાંખો પડી ગયો. ઉબક ચમકી ગયો. મહાદેવને આશ્ચર્ય થયું. ઉદયન

ડોલી ગયો. દંડદાદાકજી, રાજાની વાણીનો મર્મ પકડાતાં, અંતરમાં ને અંતરમાં એને એક પળભર માનથી નમી રહ્યા. મહારાજે એ જ દઢતાથી આગળ ચલાવ્યું: ' ક્યાં છે તે આંહીં પ્રગટ કરવું છે? કે કેશવ જાય સૈનિકોને લઈને? કે બર્બરકને મોકલું? . . . .' મંત્રીમંડળ આશ્ચર્યથી સાંભળી જ રહ્યું. યશોવર્મા ક્યાં હતો એ ખબર મળ્યા હોય એમ એમની કોઈની જાણમાં ન હતું. કોણ જાણતું હતું એ જોવા સામસામે અર્થભરી દૃષ્ટિ થઈ રહી. પણ મહારાજ વિચારનો વખત આપવા તૈયાર ન હતા: ' જુઓ, ઉપગવજી! હું કહીશ—પ્રગટ કરીશ—પણ પછી માલવરાજનું ગૌરવ નહિ થાય; પછી એ અમારા રાજઅતિથિ નહિ હોય; રાજ-સિંહાસન પ્રાપ્ત કરનારા અમારા મિત્ર પણ નહિ હોય; પછી એ રાજકેદી હશે. રાજસિંહાસન પણ આંહીં નહિ હોય. તમને બે ઘડીનો સમય આપ્યો જાઓ, રાજકર્મચારીઓની સલાહ લઈને પછી આવો, તમે નહિ આવો, તો તમારે સંધિ જોઈતી નથી—એમ ગણીને મધ્યાન્હે—આંહીંથી રણનો શંખનાદ થશે. પછી કેવળ જુદ્ધ જ વાત નક્કી કરશે. તમને પણ વિજયમાળા મળો—ઉબકજી! પણ આટલું યાદ રાખજો, સોલંકી જુદ્ધ લેતા નથી, લીધેલું જુદ્ધ મૂકતા નથી. જાઓ, કાંકાં, તો આપણું ગૌરવ વધારે હણાવે સેના-પતિજી! કેશવ તું એમની સાથે જા—'

બન્નેએ મહારાજને બોલ્યા વિના પ્રણામ કર્યાં. કેશવ માલવી જોદ્ધા સાથે ચાલ્યો.

પણ બન્ને માલવી જોદ્ધાના દિલમાં એક જ ભડક કામ કરી રહી હતી. યશોવર્માના ગુપ્તસ્થળની આ સહુને ખબર

હશે ? કે ગપ ? એણે બર્બરકનું નામ લીધું હતું. લોકવાયકાનો બર્બરક હજારો પરાક્રમ કરતો સેનાપતિ ઉબકને મુંજવી રહ્યો. અત્યારે પણ એને મહારાજની પાછળ તેણે જોયો હતો. એટલામાં એને સાંભર્યું કે એક વખત આ બર્બરક, માલવની મદદથી જ પાટણને હંફાવતો હતો. એ વખતે એ માલવનો મિત્ર હતો. એનાથી યશોવર્માના ગુપ્તસ્થાનની વાત વખતે અજાણી ન પણ હોય ! ને કુલસદ્‌ગુરુ ?

ઉબકને ખાત્રી થઈ ચૂકી. ચોક્કસ, યશોવર્માના સ્થાનની આ સઘરાને ખબર હોવી જોઈએ.

પણ એ એ પ્રગટ કરે એમાં તો મહા હાનિ હતી. તેણે વામનને એક તરફ લીધો. 'સેનાપતિજી ! આપણે જૂદા પડીએ તે પહેલાં અમારો એક સંદેશો મહારાજને તમારે આપવાનો છે. અમે બન્ને એ વાત જરા કરી લઈએ !'

કેશવ ત્યાં એમના સંદેશાની રાહ જોતો ઊભો રહ્યો. એ સમજી ગયો હતો. આ બન્ને મુંઝાયા છે. મહારાજની વાતે આકળા બન્યા છે. એ રાહ જોતો થોભ્યો.

'એક જ રસ્તો છે વામનજી !' ઉબકે ધીમેથી વામનને એક તરફ લઈ જતાં કહ્યું. એ જોદ્ધો હતો. રણની દૃષ્ટિએ જ એ વાત વિચારતો હતો. 'અત્યારે તમે ગૌરવભરેલી સંધિ કરી શકો તો એ પણ વિજય જ છે. સઘરો માલવાને જ નહિ છોડે. મહારાજના સ્થાનની પણ એને ખબર લાગે છે !'

'ખબર હશે ઉબકજી ? એક સપ્તાહ મહારાજ પ્રગટ ન થાય તો તો રણમોરચો ફરીને એ જમાવી શકશે !'

'કોણ ?'

'મહારાજ અવંતીનાથ પોતે!'

'પણ આ પ્રગટ કરી દેશે — ને તમે છો ત્યાંથી જઈ શકો તેમ તો નથી. ત્યાં તો સોલંકી સેનની ચોકીઓ ડગલે ને પગલે મૂકાઈ ગઈ છે. એ જ બતાવે છે એ જાણે છે. ને સંભારોને બર્બરક — એક વખત એ તમારો જ ન હતો? ને કુલસદ્દગુરુ? પેલી પ્રતાપદેવી! મહારાજ ગૌરવથી પ્રગટ થાય એવો એક જ રસ્તો છે વામનજી!'

'શું?'

'આ સધરો રૂદ્રમાળ બાંધે છે. એ શિલ્પઘેલો છે. આપણે ત્યાં વિખ્યાત લક્ષ્મીધર છે. 'સરસ્વતીકંઠાભરણ'માં એની કૃતિઓ જોવા સધરો જાય—એ વખતે આપણે કાંઈક જુક્તિ કરીએ. ત્યારે વખતે સંધિમાં પણ લાભ થાય. નહિતર સધરાની દઢતા જુદી જ છે વામનજી! એ માલવા છોડશે જ નહિ!'

'કેમ આંહીં રહેશે?'

'હા. એને વિદ્યાની મોહિની તો છે જ. આ ભૂમિ વિદ્યાની છે.'

'પણ એ આંહીં રહેશે નહિ!'

'તો આપણે સંધિ—ઝડપો વામનજી! પછી દેખી લેવાશે. તમે પહેલાં લક્ષ્મીધરને મળો. સધરાને પણ પછી મળો. ત્યાં પછી જોઈ લેવાશે. લક્ષ્મીધર તમામ કૃતિઓને ત્યાં ગોઠવશે. એ વખતે સૈન્ય—કુદરતી રીતે જ ઉપાડી લેવાશે—હું કેશવને વાત કરું?'

વામનને પણ એ એક જ ઉપાય જણાયો. બર્બરક એક વખત માલવાનો મિત્ર હતો તેનાથી આ વાત અજાણી

કેમ હોય ? એટલે યશોવર્માને મહારાજ પોતે પ્રગટ કરશે— તો તો થઈ રહ્યું ! ને ઉપાય બીજો કોઈ ન હતો.

થોડી વાર પછી પાછા ફરતાં, સાથે ચાલી રહેલા કેશવને ઉપગવે કહ્યું: 'સેનાપતિજી ! મહારાજ ધારે છે તેમ કોઈ બીજા ત્રીજા સામનાની વાત નથી. પણ માલવરાજને પોતાનું ગૌરવ છે. દેશ અમારો આજ દિવસ સુધી હાર્યો છે: પણ હારી ગયો નથી. અણનમ રહ્યો છે. ભારતભરમાં અવંતીનાથ એક આંહીં છે. બીજે એ થાતા નથી. થવાના પણ નથી. અવંતીનાથને પોતાનું અનોખું સ્થાન છે. મહારાજની વાતમાં હું સમજ્યો નથી.. પણ ગૌરવ અવંતીનાથનું, એ રહેવું જ જોઈએ.'

'હું સમજાવું ઉપગવજી ! મહારાજે તમને એ જ વાત કહી. મેં પાછળ રહીને સાંભળી છે. સંધિ, માલવરાજ પોતે યાચી શકે; વિગ્રહ, ગમે તે; તમારે શું જોઈએ છીએ એ તમને ખબર !'

'પણ અવંતીનાથ પોતે આંહીં નથી તેનું શું ? એ તો કોણ જાણે ક્યાં ગયા !' વામનસ્વામીએ કહ્યું.

'તો માલવરાજને શોધવાવાળા શોધી લેશે—મહારાજે એ જ કહ્યું નાં વામનજી !' કેશવે દૃઢતાથી કહ્યું.

'પણ એ ક્યાં ગયા શી ખબર ? ને ત્યાં સુધી દેશને વિગ્રહી રાખવો એમ ? તો તો પાયમાલી થાય— પ્રજાની !' દૂતકે જવાબ વાળ્યો. ઉપગવે ડોકું ધૂણાવ્યું. 'વામનજીની વાત સાચી છે સેનાપતિરાજ !'

'તે જોવાનું તમારે છે ઉપગવજી ! જુદ્ધ કરવા બેસીએ—ત્યારે કાંઈ આપણે *ધારિકા ખાવા બેસતા નથી.

*ધારી. એનો ઉલ્લેખ હેમચંદ્રે કર્યો છે.

જુદ્ધ એ જુદ્ધ. હું તો તમને બન્નેને મિત્રભાવે એક વાત કરું. આ જયસિંહદેવ મહારાજ, એની પાછળ બર્બરક, ઊભો હતો. તમે જોયો હશે નાં ? એ બર્બરક, પ્રતાપદેવી ને કુલસદ્ગુરુ —નાહકનું ગૌરવભંગે પ્રગટ થતું હોય તો તમે જાણો. ચાલો, ત્યારે આપણે પછી અને પાછા મળીશું—હાં મિત્ર રૂપે, નહિતર રણક્ષેત્રમાં તો ખરા જ.' કેશવે હેતુસર વાતને જ ટૂંકાવી નાખી.

પણ કેશવ માંડ દસ ડગલાં પાછળ ગયો હશે ત્યાં ઉપગવે સાદ કર્યો: ' સેનાપતિજી ! મહારાજને અમારે એક સંદેશો મોકલવાનો છે !'

' બોલો . . ' કેશવ પાછો ફર્યો.

' જય, વિજય, યુદ્ધ ને પરાજય એ તો ઠીક હવે, આવે ને જાય. પણ દેશ આ અવંતી—એમાં મહારાજ આવ્યા છે, તો એમનો સત્કાર માલવદેશને અનુરૂપ ' સરસ્વતીકંઠાભરણ 'માં પ્રથમ હોય; પછી ભલે મહારાજ નગરપ્રવેશ કરે. અમારે તો સંધિ જ યાચવાની છે ! વામનસ્વામી એટલા માટે હમણાં તરત આવે છે !'

સંદેશો હું પહોંચાડીશ. પણ વામનસ્વામીજી તરત આવે. મહારાજ એક પળનો વિલંબ હવે નહિ સહે !'

સરસ્વતીકંઠાભરણ પાસેનો નાનો અયસદુર્ગ ઉબકની કલ્પનામાં હતો. યશોવર્મા ત્યાં હતો. ઉબકે શાંતિથી કહ્યું: ' કેશવરાજ ! તમે પણ જોશો કે માલવામાં શું છે ! શિલ્પી લક્ષ્મીધરનું નામ સાંભળ્યું છે ? '

' શિલ્પી લક્ષ્મીધર ? મહારાજ પોતે એને તો મળવા ચાહે છે !'

'ત્યારે એ લક્ષ્મીધર અમારા 'સરસ્વતીકંઠાભરણ'માં મહારાજની આંખને બે ઘડી સ્વર્ગનો પરિચય આપશે.

પણ સેનાપતિજી! લક્ષ્મીધર ત્યાં જશે, એની કૃતિઓ મૂકશે, એક અદ્દ્ભુત દૃશ્ય ખડું કરશે—કિરાતો ત્યાં તીરો ખખડાવતા ઊભા હશે, એ કલાસ્વામી સહી શકશે તો તો તમે એને જોશો. નહિતર એ તો વયોવૃદ્ધ શિલ્પી છે. મહારાજને તો શું—ભારત ચક્રવર્તીને પણ મળવાની ના પાડે—એ સત્ત્વ છે.'

'પણ એટલો વખત ત્યાંથી સૈન્ય દૂર ખસેડી લેવાશે!'

'મને પણ એ લાગે છે. પણ હું કહું તો તમને ભેદ લાગે. એટલે તો હું બોલતો ન હતો. બસ ત્યારે, વામનસ્વામી હમણાં આવે છે—'

કેશવ સંદેશો લઇને ઉપડી ગયો.

એના અંતરમાં એક આનંદ હતો. માલવાનો વિખ્યાત શિલ્પી આજે અકસ્માત મળી જતો હતો. પણ ઉબક સેનાપતિ જેવાએ આ વાત મૂકી, એમાં એને ભેદ પણ લાગતો હતો.

કેશવ ગયો કે તરત વામનસ્વામી પણ ઉપગવ સાથે મંત્રણા કરી ઉતાવળો ચાલતો થયો. થોડીવારમાં જ એ રાજમહાલયના પાછળના ભાગમાં એક અવાવરૂ જેવા મકાનમાં આવી પહોંચ્યો. તેણે અંદર દૃષ્ટિ કરી. દ્વાર બંધ હતું. અવાજ આપ્યો. બે પળમાં એક વયોવૃદ્ધ માણસ બહાર આવ્યો. તેના હાથમાં ટાંકણું હતું. તેણે ધીમે ધીમે આવીને અંદરથી જ પૂછ્યું: 'કોણ છે?'

'એ તો હું છું—હું વામનસ્વામી! શિલ્પીજી! જરા ઉઘાડો તો તમારો ખપ છે!'

'મારો?'

શિલ્પી લક્ષ્મીધરે આશ્ચર્ય પામતાં કમાડ ઉઘાડ્યું. માલવમંદિરની સ્વપ્નપ્રતિમાઓનો એ ઘડવૈયો હતો. એણે યશોવર્માની એક આબેહુબ પ્રતિમા બનાવી હતી. પણ એની મુખમુદ્રા ઉપર સર્વનાશનાં ચિન્હો અંકિત થવા માંડ્યાં—અને શિલ્પીએ એ પ્રતિમાને અપૂર્ણ છોડી દીધી હતી. વામનને એ ખબર હતી. એની વાત આજ સાચી થતી હતી.

'લક્ષ્મીધરજી! તમારી પેલી પ્રતિમા મહારાજની—એ તૈયાર થઈ ગઈ?' વામને પૂછ્યું.

વૃદ્ધ લક્ષ્મીધર તેની સામે જોઈ રહ્યો. તેની આંખમાં એક તરફ સહેજ આંસું દેખાયું. તેણે હાથ જોડ્યા: 'વામનસ્વામીજી! સહદેવને એક શાપ હતો. એ જે જોતો, તેનાથી એ હેરાન હતો. બીજો શાપ મને છે. મેં મહારાજની પ્રતિમાને કેટલા હાથ ફેરવ્યા—કોણ જાણે ક્યાંથી, સર્વનાશની પેલી ભયંકર નિરાશામય મુખમુદ્રા એમાં ઉગી જ નીકળે છે. મેં એ છોડી દીધી છે દૂતકજી! અવંતીનો નાશ—લક્ષ્મીધર એ નહિ કોતરી શકે!'

'લક્ષ્મીધરજી! જુદ્ધ તો દેશમાં આવે ને જાય. પણ જ્યાં સુધી અવંતી એ અવંતી છે ત્યાં સુધી એનો નાશ કેવો? આપણે ગૂર્જરોને બતાવવું છે લક્ષ્મીધરજી! કે—અવંતી, એને હરાવી શકાય, પણ એને જીતી તો ન જ શકાય; એને જીતનારા પણ જાણે છે કે અવંતી એ અવંતી છે. અને એનો નાથ એ અવંતીનાથ છે. એની પાછળ

કેવળ વિક્રમની નહિ—પણ વિદ્યાની એક મહાન પરંપરા ખડી છે. વર્ષોની ઉપાસનાની. આપણે ગુર્જરપતિને 'સરસ્વતી કંઠાભરણ'માં નિમંત્રીને એ વસ્તુ આજે દર્શાવી દેવી છે. વિજેતા ખરા—પણ પરાજિત. અત્યારે તો હવે હું, તમે, ઉપગવજી, રાજપુરોહિત—ચાર પાંચ જણા છીએ. છતાં આપણું અવંતીગૌરવ જોઈને આ રને પણ લાગે કે નાં—આંહીની વાત જૂદી જ છે. આપણે એ દર્શાવવું છે. તમે ત્યાં ચાલો—અવંતીપતિઓની પ્રતિમાઓ ગોઠવાવો. મનોહારી શિલ્પકૃતિઓ મૂકાવો. રાજકવિ . . '

'અરે! વામનજી! જે વાત નરવર્માજી સાથે ગઈ,' લક્ષ્મીધરે કાંઈક ખેદથી કહ્યું 'એને આંહીં હવે શું કરવા ફરીને સંભારો છો? રહ્યા સહ્યા પથરામાંથી મને છેલ્લી છેલ્લી થોડી આનંદઊર્મિ પ્રગટાવી લેવા દ્યો ને! જીવન ક્ષણિક છે. સર્વનાશ આવી રહ્યો છે. આ સધરો—એને આમાં શું ખબર પડવાની હતી?'

'લક્ષ્મીધરજી! એ ખરું, પણ તમે ચાલો તો ખરા;' વામનસ્વામીએ સમજાવટથી કહ્યું: 'આપણે એટલો વખત એને વિજ્ઞપ્તિ કરીને સૈન્યની અવર જવર આઘેરી કરાવીશું; તમે એને કાંઈક સ્વપ્ન બતાવો તો ખરા—એ રૂદ્રમાળ સરજી રહ્યો છે! એને પણ ખબર પડે કે આ દેશ તો આ દેશ છે. આંહીંનાં સ્વપ્નાંની તોલે આવવાને એને સાત તો જનમારા લેવા પડે!'

વયોવૃદ્ધ શિલ્પી, માલવગૌરવની વાતે, ફરીને જાણે એક રોમાંચકારી જીવન જીવી રહ્યો હોય તેમ લાગ્યું. તે કાંઈક જોઈ રહ્યો હતો. વામનસ્વામીને પળ પળ કિંમતી હતી.

તેણે બે હાથ જોડ્યા: 'શિલ્પીજી! અવંતી આજ તમને બોલાવે છે, ચાલો!' લક્ષ્મીધર ઊઠ્યો. વામનસ્વામી સાથે ચાલ્યો. રસ્તામાં એણે સર્વનાશનાં ચિહ્ન ઠેરઠેર જોયાં. માલવીઓનો રણમોરચો ઢીલો પડી ગયાની એ નિશાની હતી. રણવાસ પાસે પણ ધ્વજ ધોળો ફરકતો હતો. રસ્તામાં જ સેનાપતિ ઉપગવ એમને આવી મળ્યો. તેણે વામનને જોતાં જ કહ્યું: 'વામનજી! હવે ઉતાવળ કરજો હો. પળેપળનું ધ્યાન રાખે તેવા આ છે. લક્ષ્મીધરજી આવ્યા છે ને? 'સરસ્વતીકંઠાભરણ'માં નૃપતિઓની જ્યાં હારાવલિ ગોઠવાઈ છે ત્યાં નરવર્મદેવ મહારાજ પછી, મહારાજ યશોવર્માની પ્રતિમા મૂકવાની છે. એ બરાબર જો જો શિલ્પીજી! અને . . .' તેણે વામનના કાનમાં કેટલીક વાર સુધી વાત કરી.

'પણ સૈન્ય આઘું પાછું થાશે?' વામને ચમકી જઈને પૂછ્યું.

'એ તો ચોક્કસ થાશે.'

'પણ ઉપગવજી! આ છે સખરો હો—એની દૃઢતા એની છે!'

'એ આપણે ક્યાં જાણતા નથી? પણ અત્યારે તો થાક્યાના આઉ છે. લક્ષ્મીધરજી સાથે છે. એ રુદ્રમાળ રચી રહ્યો છે. શિલ્પનો એનો પ્રેમ અદ્ભુત સાંભળ્યો છે. તો કદાચ—હજી એ મળે. પછી તો જેવો સમો. ભવિષ્યમાં જોઈ લેવાશે. તમે આવો, લક્ષ્મીધરજીને લઈને, હું ત્યાં જ છું!'

થોડીવારમાં લક્ષ્મીધર શિલ્પી સાથે વામન, મહારાજ

પાસે આવ્યો. શિલ્પીનું નામ સાંભળી મહારાજે પ્રેમ બતાવ્યો. ત્યાં લક્ષ્મીધરે કહ્યું: 'મારી પાસે તો હવે થોડાક પથરા છે—ને થોડાંક સ્વપ્નાં છે. મહારાજને એ બતાવવાની મારી આકાંક્ષા છે! મહારાજ એક વખત 'સરસ્વતીકંઠાભરણ'માં જુએ, એટલે મારું જીવ્યું સફળ થાય.'

'વામનસ્વામી! વયોવૃદ્ધ લક્ષ્મીધરજીને તમે આંહીં શું કરવા લાવ્યા? હું ત્યાં ન જાત?' મહારાજે કહ્યું:

'મહારાજ! મેં એક 'અવંતીનાથ'ની કલ્પના સરજી છે—' લક્ષ્મીધરે હાથ જોડ્યા: 'મારા જેવા રંકની કલ્પના, પ્રભુ જુએ અને કોને ખબર છે—આવતી કાલે શું થાશે? એટલે મેં જ એ આગ્રહ રાખ્યો હતો.'

'મહારાજ!' સેનાપતિ ઉપગવે વચ્ચે જ કહ્યું: 'અનેક માલવરાજને અને અવંતીનાથને મહારાજ ત્યાં મળે, અમને એમાં ઔચિત્ય પણ લાગે.. લક્ષ્મીધરજી ત્યાં હોય ત્યારે સૈન્યની કોઈ હિલચાલ ન હોય એ વિજ્ઞપ્તિ. છેવટે તો 'સરસ્વતીકંઠાભરણ' એક મંદિર છે!'

છેલ્લા વાક્યે કેશવ ચમકી ગયો. ઉપગવ એ કળી ગયો. 'સેનાપતિજી! માલવી સેનાએ ધોળો ધ્વજ ચડાવી—રણવાસનાં દ્વાર પણ ખુલ્લાં મૂક્યાં છે. આજે, મહાકાલની પ્રતિષ્ઠા તો, માલવાના અનેક મહાન નૃપતિઓના સાન્નિધ્યનો. મહારાજ પ્રેમ મહોત્સવ માણશે!'

'તમારો સંદેશો ઉપગવજી! કેશવે કહ્યો હતો. એ પ્રમાણે જ થશે. એમની સાથે લક્ષ્મીધરજી જેવા આવેલ છે! કેશવ અને મુંજાલને બોલાવવા કોઈકને મોકલ તો!'

ઉપગવે વામનસ્વામીને થોડીવાર કાનમાં વાત કરી. પછી લક્ષ્મીધર ને વામનસ્વામી 'સરસ્વતીકંઠાભરણ' તરફ ગયા.

થોડીવારમાં સેનાપતિ ઉપગવે મુંજાલને આવતો દીઠો. મહારાજને મળીને એ સીધો ઉપગવ પાસે આવ્યો:

'ઉપગવજી! સારું થયું.' મુંજાલે કહ્યું: 'આ અમારા સામેથી આવે છે—એમને તો તમે ઓળખો છો કે?'

સામેથી મહાઅમાત્ય દંડદાદાક આવી રહ્યા હતા. તેની સાથે મહાદેવ હતો. મહાદેવ પણ મહારાજને મળીને એમની પાસેથી જ સીધો આંહીં આવતો હતો. 'ઉપગવજી!' મહાદેવે આવતાં વેંત કહ્યું: 'મહારાજની એક આજ્ઞા છે!' ઉપગવના પેટમાં ફાળ પડી. મહારાજની હવે વળી શી આજ્ઞા હોઈ શકે? મુંજાલ સાંભળી રહ્યો. 'મારે તમારી સાથે અત્યારે જ રણવાસમાં આવવું.' મહાદેવે કહ્યું 'અને તમામ ભંડાર સંભાળી લેવો. મહારાજની આ આજ્ઞા છે! આપણે હમણાં જ ત્યાં જઈએ. . . છીએ.'

'પણ મહારાજે મને એમ કહ્યું નથી.' ઉપગવે આકરા અવાજે કહ્યું.

'તમને કહેવાનું મને કહ્યું છે.' મુંજાલ બોલ્યો. 'ધોળો ધ્વજ રણવાસે ફરકી રહ્યો છે અને મહારાજને સમય ખોવો પોસાય તેમ નથી. તમે આવો એટલે આપણે બધું સંભાળી લઈએ. તમે રાજકર્મચારીઓને ભેગા કરો. નહિતર તો ધોળાધ્વજનો અર્થ પણ શું? મુંજાલ મહેતા! તમારો પણ મારે હવે વિયોગ થશે!' મહાદેવ બોલ્યો. 'મહારાજની આજ્ઞા—આંહીં મને દંડનાયક નીમવાની થઈ છે. મહારાજે હમણાં જ મને કહ્યું!'

મહાદેવના આ વેણે વીજળીનો આંચકો લાગે તેમ ઉબક સેનાપતિ ઉછળી પડ્યો. તેના હાથ ધ્રૂજતા હતા. તેના હોઠ ઉપર કડવું હાસ્ય હતું. મોં ઉપર ફીક્કાશ હતી:

માલવામાં દંડનાયક ? તે મનમાં ને મનમાં સમસમી ગયો. તે બોલ્યો: 'મહાદેવજી ! મહારાજ યશોવર્માને પૂછ્યું છે ?'

'યશોવર્માજી પણ પાટણ સાથે આવવાના છે, ઉપગવજી ! તમને ઇચ્છા હોય તો મહારાજને વિજ્ઞપ્તિ કરજો. ના નહિ પાડે !' મહાદેવે ઠંડા ધીમા મક્કમ અવાજે કહ્યું.

ઉપગવે એક આશા રાખી હતી. યશોવર્મા, મહારાજને મળી લે, બન્નેના સાન્નિધ્યમાં મૈત્રીનું વાતાવરણ જામી જાય, તો સિદ્ધરાજ માલવાને અખંડિત રાખીને ચાલ્યો જાય, પછી દેખી લેવાય. બે વરસમાં જ એને ઉખેડી નખાય. સિદ્ધરાજની નીતિ એને દૃઢ રીતે ભયંકર લાગી. પણ તે બોલ્યા વિના જ થોડીવાર ઊભો રહ્યો.

'હા. એમ ? ક્યાં ?' સ્વપ્નમાંથી જાગતો હોય તેમ છેવટે ઉપગ બોલ્યો: પોતે શું કરવું એનો એ નિશ્ચય કરી શક્યો નહિ પણ એને બીજો રસ્તો દેખાતો ન હતો. 'ચાલો ત્યારે—મહાદેવજી ! . . . તમે આંહીં દંડનાયક છો એમ ? પણ તમારી જાતને પૂછ્યું છે ?' તેણે કડવાશથી કહ્યું:

મહાદેવે પ્રત્યુત્તર આપવામાં વખત ખોયો નહિ નિરાશ માણસની કડવાશને એ પી જવામાં માનતો હતો. પણ એણે તરત કેશવને સંજ્ઞા આપી. અને સેંકડો સૈનિકો એક પળમાં એની સાથે થઈ ગયા.

રાજમહાલય તરફ જતાં ઉપગવે એક વખત પાછા ફરીને જોયું. મહારાજનો ગજેન્દ્ર 'સરસ્વતીકંઠાભરણ'ની દિશામાં પગલાં માંડી રહ્યો હતો. એ મનમાં ને મનમાં શોચી રહ્યો: 'આ સધરો જયદેવ ! એ ખરેખર જયદેવ છે ! એણે આ કેવી કરી છે ?'

## ૪૧. યશોવર્મા !

અવંતીને જે જોતા તે અવંતીની મહત્તાના પછી જીવનભર પ્રશંસક બની રહેતા—ભલે પછી, એ અવંતીને હરાવવાનો કે એના વિજયનો ગર્વ લેતા રહે ! મહારાજને, અવંતીનાથના 'સરસ્વતી કંઠાભરણ'નો પરિચય કરાવવામાં, વામન સ્વામીની એ દૃષ્ટિ હતી. સેનાપતિ ઉબકે તો એ વાત ઉપર જ મદાર બાંધ્યો હતો. પછી તો અણી-ચૂકયાની જેમ એક વખત ફરીને અવંતી ભેળું થવાનું જ ! મહારાજ ભોજનું 'સરસ્વતી કંઠાભરણ' એ અવંતી દેશનું એક મનોરમ જીવન સ્વપ્ન હતું. એમાં એક વખત પ્રવેશ કરનારો માણસ, કાં કવિ બની જતો, કાં ઘેલો થઈ જતો. એમાં જઈને ડાહ્યો રહેનારો મૂરખ કે જંગલી હજી સુધી તો અવંતીમાં કોઈ પાક્યો ન હતો. કે આવ્યો ન હતો.

મહારાજ જયદેવ એ 'સરસ્વતી કંઠાભરણ' નીરખે એ છાની અભિલાષા તો દરેક માલવીને હતી જ. એટલે જ્યારે ખબર પડી કે જયદેવ મહારાજ ત્યાં જવાના છે ત્યારે એક નાની સરખી પંડિત વિદ્વાન કવિજનોની મંડળી પણ ત્યાં હાજર થઈ ગઈ હતી.

મહારાજનો ઉત્તુંગ ગજરાજ દેખાયો. સાથે મંત્રીશ્વરો, સામંતો સૈનિકો આવતા જણાયા. સૌ પંડિતો જરા ખિન્ન થયા. પણ છતાં આ નાની સરખી મેદની, ઉત્કંઠાથી એમના આવવાની રાહ જોતી ત્યાં ઊભી રહી. વિજયા નૃપતિ તરીકે 'સરસ્વતી કંઠાભરણ'નો પ્રવેશ કોઈને માટે ન હોય—આ આ તો ભોજરાજનું સ્વપ્નમંદિર છે, એવી માન્યતામાં રાચતા વિદ્દ્જનોને, મહારાજની યુદ્ધ સવારીમાં જરાક અનાયતા દેખાઈ. પણ વિદ્યાધામ થોડે દૂર રહ્યું અને મહારાજનો ગજરાજ અટકી પડયો લાગ્યો. પાછળ આવતા ઉદયન, કાક, મુંજાલ, કૃષ્ણદેવ, અશ્વરાજ સૌના આશ્ચર્યની વચ્ચે, મહારાજ જયસિંહદેવ પોતે થોડીવારમાં પગેપાળા 'સરસ્વતી કંઠાભરણ'ની દિશામાં ચાલી રહેલા દેખાયા!

સવારી ત્યાં થંભી ગઈ હતી. તમામ હાથી ઘોડા ત્યાં જ ઊભા રહી ગયા. મંત્રીઓ ટપોટપ પગપાળા થઈ ગયા. આ અનુપમ દશ્યે, 'સરસ્વતી કંઠાભરણ'ની પંડિત-જનોની મેદની પાસે એક જયઘોષ કરાવ્યો: 'મહારાજ પાટણપતિનો જય! મહારાજ અવંતીનાથનો જય!' એમને માટે યશોવર્મા જ હજી 'અવંતીનાથ' હતો' પણ, દૂર ઊભીને મહારાજને આવતાં નિહાળી રહેલી પાટણની ત્યાંની સૈનિકોની છાવણીમાંથી આના પ્રત્યુત્તરમાં એક મહા ઘોષનો પડઘો પડ્યો: 'અ વં તી ના થ નો જય!' મહારાજ સિદ્ધરાજનો જય!' એ પડઘાએ સૌ ચમકી ઊઠ્યા.

મહારાજે દ્વાર ઉપર આવીને બે પળ બહાર ઊભા રહી ભોજરાજના સ્વપ્નને પહેલાં તો ભક્તિથી નીરખ્યું. દૂર દૂર હરિયાળી ટેકરીઓ ઉપર, વૃક્ષનાં ઝૂંડ શોભતાં

હતાં.પાસે ખળખળ વહેતા કોઈ ઝરણાના પડઘા આંહી આવી રહ્યા હતા. હરિયાળી વનકુંજો આધે આધે ડોકિયાં કરી રહી હતી. વિદ્યાધામની જે કલ્પના પોતે પાટણ માટે કરી હતી, તે કલ્પનાને આંહીં મૂર્તિમંત ઊભેલી જોઇને એમણે બે હાથ જોડયાઃ પંડિતોને નમસ્કાર કર્યા. અને પછી ભોજરાજની સ્વપ્નનગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં સ્થળે સ્થળે વિદ્યાની, કવિતાની, વાણીની, સુંદર મનોરમ પંક્તિઓ શિલાલેખમાં કોતરેલી એમની દૃષ્ટિએ પડી. માલવના કલ્પના વૈભવનું જાણે કોઈ સ્વર્ગીય પારિજાત ઉદ્યાન ત્યાં શોભી રહ્યું હતું !

'ઉબકજીને જોયા ?' વામન કેશવને ધીમેથી પૂછી રહ્યો હતો.

'મહારાજનો ભંડાર, દંડનાયક મહાદેવને સોંપાય છે, ત્યાં હશે. કેમ ?'

વામનસ્વામીના પગ ભાંગી ગયા. પણ તે મહારાજ પાસે જવા માટે આગળ વધ્યો. વધારે પૃચ્છા થાય તેમ તો ન હતું. એટલામાં તો મહારાજની સાથે ચાલી રહેલા કવિ ધારાપેણે કહ્યુંઃ 'પ્રભુ ! આ મહારાજ મુંજ !'

મહારાજ જયસિંહદેવ ત્યાં થોભી ગયાઃ

ત્યાં બીજા પણ હતા. કવિ ધનપાલ હતો. કવિરાજ પરિમલ હતો. ધનિક હતો. અવંતીસુંદરી, સીતા અને તિલકમંજરી હતાં. ત્યાં મુંજ અને ભોજ સમા નૃપતિઓ પણ કવિજન તરીકે હતા. ત્યાં પોતે જેની સામે યુદ્ધ કર્યું હતું–તે નરવર્મદેવ પણ હતો. જોદ્ધાઓની–અને કવિઓની–જાણે અવંતીમાં રત્નખાણ હોય એવાં કેક રત્નો ત્યાં શોભી રહ્યાં હતાં. માનવવાણીમાં જે કંઈ ઉત્તમ રીતે કહી શકાય એ સઘળું જ ત્યાં હતું. ત્યાં

શોભનારો જો એક પળ પણ કવિ ન બને તો સમજવું કે એ માનવ રહ્યો નથી ! મહારાજ આશ્ચર્ય ચકિત થતા આગળ ચાલ્યા. એક પછી એક માલવરાજાઓની પ્રતિમાઓ આવતી ગઇ. કવિરાજો, વિદ્વાનો, વિદુષીઓ, પંડિતો શિલ્પાચાર્યો, એમની પ્રતિમાઓ સામે શોભી રહી હતી. મહારાજ મુંજના જમાનાથી આજ સુધીના જમાનાની એક જીવન્ત સભા જાણે હજી ત્યાં ઊભા હતી! અને કાવ્યરસ ચર્ચા કરી રહી હતી ! મહારાજ સિદ્ધરાજ, પોતાના પાટણ માટે જે સ્વપ્નમાં જોઇ રહ્યા હતા, જેને માટે એનો આત્મા તલસી રહ્યો હતો, તે આહીં તાદૃશ દિલડોલાવનાર ચિત્રમાં ખડું ઊભું હતું ! મહારાજ જોતા ગયા, ડોલતા રહ્યા; એમનું મન સ્વપ્ન હીંડોળે ચડ્યું. એમને થઈ ગયું કે અવંતી એ અવંતી ! વ્યાકરણ, કવિતા, નાટક, મહાકાવ્યો શિલ્પ સમૃદ્ધિ ઠેર ઠેર દેખાતાં હતાં.

મહારાજ મુંજની પાસે એનો જીવનસમર્પણી મહાઅમાત્ય રૂદ્રાદિત્ય ઊભો હતો, જાણે પોતાની તેજસ્વી વાગ્ધારા હમણાં કહેશે તેવો. મહારાજ એની તરફ જોઈ રહ્યા ! દંડ દાદાકજી તરફ એમણે એક દૃષ્ટિ કરી: 'દાદાકજી !' વધારે કાંઈ કહ્યું નહિ. એ આગળ ગયા.

દાદાકજી સમજી ગયા. પાટણમાં મહાઅમાત્યોની, મહાકવિઓની, મહાજનોની, મહાનૃપતિઓની એક પરંપરા થપાય–દેશ તો જ જીવે, તો જ જીવે, તો જ જીવી શકે, એ વિષે આ ઉલ્લેખ હતો.

ઉદયન દાદાકજી પાસે જ ચાલી રહ્યો હતો. તેણે ધીમેથી દાદાકજીના કાનમાં કહ્યું: 'પ્રભુ ! આ આપણા મહારાજ કહે છે તે તમે સાંભળ્યું ? મને એ વિચારવા જેવું લાગે છે. મહારાજ તો આગળ વધતા જાય છે . . . પણ . . .'

'શું પણ ?' દાદાકે ધીમેથી એક તરફ થઇ જઈને પૂછ્યું. 'શું છે અશ્વરાજજી ? કાંઈ દગાની ગંધ લાગે છે ?'

'ગંધ નથી, પણ કોને ખબર ? હજી તો જુદ્ધની હવા છે ! આપણું સૈન્ય તો આ સ્થળેથી દૂર છે. આપણે જાગતા ન હોઈએ-એ-ઠીક નથી થાતું !'

દાદાકજી સમજી ગયા. વાત અશ્વરાજની સાચી હતી. 'અશ્વરાજજી !' તેમણે કહ્યું 'મહારાજ જ્યાં સાચી મહત્તા જુએ છે ત્યાં રાચી રહે છે એ ખરું; આંહીં એ થયું છે. પણ એમનું હૃદય એમનું પોતાનું જ રહે છે; પાટણમાં આવી ગૌરવભરી પરંપરા સ્થપાય એ વિચાર અત્યારે પણ એમના દિલમાં ચાલી રહ્યો છે. છતાં તમે કહ્યું તે જ બરાબર છે. આપણે સૌ મહારાજની પાસે જ રહો-ને સચેત પણ રહો. અને અશ્વરાજજી ! તમે તો ત્યાં જ રહો ! મહારાજની સંમુખમાં જ !'

અશ્વરાજે દષ્ટિ કરી. મહારાજ, કવિ ધનપાલની પ્રતિમા જોઈ રહ્યા હતા. અવંતીનાથ મહાન ભોજરાજની સરસ્વતીની વાણીનો જાણે ત્યાં ઝંકાર સંભળાઈ રહ્યો હોય તેમ પળ બે પળ-સૌ એ ઠેકાણે ધ્યાનમગ્ન બની ગયા હતા. કવિ ધારાપેણુ બોલી રહ્યો હતો:

* आकैलासान्मलयगिरितोऽस्तोदयाद्रिद्वयाद्वा<br>
भुक्ता पृथ्वी पृथुनरपते स्तुल्यरुपेण येन ।<br>
उन्मूल्योर्वी भरगुरुगणा लीलया चापयज्या<br>
क्षिप्ता बिश्चुक्षितिरपि परां प्रीतिमापादिता च ॥

* ભોજરાજની પ્રશંસા છે. હિમાલયથી મલય પર્વત સુધી રાજ કર્યાનો એમાં કવિ ઉલ્લેખ છે.

અવંતીનાથ ભોજરાજની પ્રતિમાને, ને એમણે જ કરાવેલી મહાન શિલ્પી મંથરની સરસ્વતીની પ્રતિમાને નિહાળતા જયદેવ મહારાજ ત્યાં બે પળ ઊભા રહ્યા! એક રાજવી કરતાં એક કવિને નિહાળતા હોય તેમ એ એના તરફ જોઈ રહ્યા હતા! એમના મનમાં એક વિચાર પણ આવી ગયો: કોણ મહાન? કવિરાજ કે ભોજરાજ? એમણે આસપાસ એક દૃષ્ટિ કરી. ત્યાં મંત્રીઓની મુખમુદ્રા ઉપર એક પ્રકારની ચિંતારેખા એમણે જોઈ. એણે અશ્વરાજને પોતાની વધુ પાસે ને પાસે આવતો જોયો. યશોવર્મા હજી અપ્રગટ રહ્યો છે એ વિચારનો પડઘો સઘળે વ્યાપી ગયેલો મહારાજે દીઠો.

પોતે સચેત થઈ ગયા. ભોજરાજની પછી તરત મહારાજ ઉદયાદિત્યની વીરપ્રતિમા દેખાઈ. પૃથ્વીનો જાણે ઉદ્ધાર કરવા માગતો હોય એવો એક મહત્ત્વાકાંક્ષી ક્ષત્રિય ત્યાં ઊભેલો મહારાજે દીઠો. મહારાજે એના તરફ—ને ભોજરાજ તરફ—એક બે વખત દૃષ્ટિ કરી.

ઉદયને એ જોયું. એણે કાકને પકડ્યો: 'કાકભટ્ટ! આ તમે જોયું, મહારાજ શું જોઈ રહ્યા છે તે?'

'શું જોઈ રહ્યા છે? ઝીણવટથી જોવા જેવી આંહીં બુદ્ધિ રહે તેવું ક્યાં છે મંત્રીશ્વર? આંહીં વિદ્યા છે, વૈભવ છે, વીરશ્રી છે અને શું નથી? આંહીં તે શું જોઈએ ને શું ન જોઈએ? જોદ્ધાને પણ કાવ્ય લખાવે એવી આ હવા જ છે, જૂઓને!' 'મહારાજ એ જ શોધી રહ્યા છે કાકભટ્ટજી! ભોજરાજની પ્રતિમા પાસે—અને ઉદયાદિત્યની પ્રતિમા પાસે જુઓ!'

'શું છે?'

'એ હું તમને પછી કહીશ. પણ અત્યારે મહારાજને આંહીંની વિદ્યાસભાનું મનોરમ સ્વપ્ન ડોલાવી ગયું છે. મહારાજને આખું અવંતી–પાટણને આંગણે ઊભું કરવું છે. આંહીં દંડનાયક આવી પણ ગયો. એ તમે સાંભળ્યું નાં?'

'પણ યશોવર્મા હજી છુટ્ટો છે મંત્રીશ્વર ! એનું શું ?'

'યશોવર્મા પણ આવી જશે. અત્યારે સૌને એ જ ચિંતા થઇ રહી છે. આમાંથી ક્યાંક દગો તો નહિ નીકળે ?' મહારાજ તો આત્મવિશ્વાસે આગળ ધપી રહ્યા છે. તમે હવે તમારું સ્થાન મહારાજ પાસે સંભાળી લ્યો. કોઈ પળે મહારાજને વિદ્યાપ્રીતિની વાત કરવાની ઈચ્છા થાય–તો એ ડગલાં આગળ ભરીને, એક મહાન વિદ્વાન, સાધુ હેમચંદ્રાચાર્યનું નામ દઈ દેવાનું છે, એ મારે તમને સંભારી દેવાનું હતું. આ હવા છે. ને આ સમય પણ છે !'

'અચ્છા હા . . . પ્રભુ ! એ બરાબર !'

'આપણે પછી વાત કરીશું કાકભટ્ટ ! જુઓ મારી રાહ જોવાય છે !'

મહારાજે પાછળ એક દૃષ્ટિ કરી હતી. એણે ઉદયનને જ બોલાવ્યો. ઉદયન એકદમ ઉતાવળે ત્યાં ગયોઃ

જયદેવ મહારાજ ઉદયાદિત્યની સ્વપ્નોદ્ધારક વીરમૂર્તિ જોઈ રહ્યા હતા. એણે બનાવેલા નીલકંઠેશ્વર મહાદેવના મંદિરનું નાનકડું પ્રતીક આંહીં જોતાં એ થંભી ગયા હતા. એમાં દુનિયાના તમામ પથ્થરની સુંદરતા જાણે કોઈકે સંઘરી લીધી હતી !

'ઉદયન ! આ જોયું ? આ નીલકંઠેશ્વરનું મંદિર. અને આ 'સરસ્વતીકંઠાભરણ !'

'પ્રભુ ! આ તો વિદ્યાનું ધામ છે ને !'

'દાદાકજી!' મહારાજે કહ્યું: 'તમે છો, કુલસદ્‌ગુરુ છે. શ્રીપાલ છે, આપણે પાટણમાં એક વિદ્યાધામ રચાવો. ભારતવર્ષનું એ કીર્તિકેન્દ્ર બને. આંહીં જેમ મહાકાલેશ્વરની ધ્વજા ફરકે છે-અને તમામ ધજાઓ એ વખતે ગૌણ થઈ રહે છે, આપણે પાટણમાં પણ રૂદ્રમહાલયના ધ્વજને એ ગૌરવ આપો.' ઉદયન ચમકી ગયો લાગ્યો. પણ તે ધ્યાનથી સાંભળી રહ્યો હતો... 'વિદ્યા—અને વિક્રમ—એ બે વિના તો દાદાકજી!—ત્યાગભટ્ટ ક્યાં છે?'

ત્યાગભટ્ટ ત્યાં પાસે જ ઊભો હતો: મહારાજે ઉદયાદિત્યની વીરમૂર્તિ એને બતાવી. એટલામાં વયોવૃદ્ધ શિલ્પી લક્ષ્મીધર આવતો દેખાયો. મહારાજે શિલ્પીના ખભા ઉપર પ્રેમથી હાથ મૂકયો: 'લક્ષ્મીધરજી! તમે હજી અવંતીનાથ ન બતાવ્યા હો. આ ભોજરાજ—એ કવિરાજ છે. મુંજ મહારાજ તો રસકવિને જાણે દીઠા. વીરશ્રી જેવા આ મહારાજ ઉદયાદિત્ય છે. પણ તમે કલ્પેલા 'અવંતીનાથ' ક્યાંય નથી!'

'મહારાજ!' લક્ષ્મીધરે બે હાથ જોડયા: 'અવંતીનાથ' કલ્પેલ છે—એ કલ્પના આ રહી પ્રભુ!'

ઉદયાદિત્યની પાસે જ લક્ષ્મદેવ, માલવના અદ્‌ભુત રણોત્સાહી વીર નૃપતિની, એક પ્રતિમા ઊભી હતી. 'આ તો!' મહારાજ મનમાં જ ઘા ખાઈ ગયા. જગદેવ પરમાર ત્યાં હતો. માલવીઓનો રણઘેલો લક્ષ્મદેવ. તેણે મુંજાલ સામે જોયું. 'મહેતા!... પરમાર... એ જ નહિ કાં?'

મુંજાલ પણ જોઈ રહ્યો: તેણે માથું નમાવ્યું. 'એ જ છે પ્રભુ!' જગદેવ પરમાર ત્યાં હતો. એનો અશ્વ, એની મુખમુદ્રા, એનું સ્વપ્ન, એની વીરશ્રી, એની જીવન-

કથા-સઘળામાંથી 'અવંતીનાથ' ઊભો થતો હતો. જે અવંતીનાથ શિલ્પીએ કલ્પ્યો હતો. એમાં વિદ્યાપ્રીતિ ને વિક્રમી સત્ત્વ કરતાં પણ એક અદ્ભુત વસ્તુ વસી રહી હતી. પરદુઃખભંજન! શિલ્પીએ એ મહાન માની હતી. 'અવંતીનાથ' પદ-એની સાથે પરંપરાથી જોડાયલું હતું.

'મહારાજ!' વૃદ્ધ શિલ્પી નમી રહ્યોઃ 'વિદ્યા, એનો વિલાસ રાજદરબારોમાં એક કરતાં બીજે વિશેષ એમ મળ્યા જ કરશે; વિક્રમ-એ પણ રાજગૌરવનો વિષય; પરંતુ મહારાજ! જે માટે આબુના અગ્નિકુંડમાંથી વસિષ્ઠ ઋષિએ 'પરમારને ઊભા કર્યા, એનું ગૌરવ તો આમાં રહ્યું છેઃ પરદુઃખભંજન!' એ જ્યાં નહિ, ત્યાં વિદ્યા એ ફીક્કાં: વિક્રમ, એ પણ ફીક્કાં; રાજગૌરવ-ફીક્કાં, ચક્રવર્તીપદ, સમ્રાટ્પદ-બધું જ ફીક્કાં. મહારાજ! આ ધરતીએ સમ્રાટો અનેક દીઠા છે. પણ-સમશેર અવંતીનાથ લક્ષ્મદેવે ધારી-એ એમણે જ ધારી જાણી. પરદુઃખભંજની અવંતીનાથ, એ જ લોકના મનનો 'અવંતીનાથ' છે; વિદ્વાનોનો ગમે તે હોય! મેં મારો 'અવંતીનાથ' એવી રીતે આંહીં કલ્પ્યો છે. મહારાજ લક્ષ્મદેવ!'

મહારાજ જયસિંહદેવ, પોતાની પાસે વસી ગયેલા -અને પછી આકાશી કલ્પના પેઠે ઉડી ગયેલા, માલવનરપતિ લક્ષ્મદેવની પ્રતિમા જોઈ રહ્યા. એમાંથી ઊભો થયેલો જગદેવ પરમાર-એ તો ઘર ઘરનો એક અદ્ભુત કાવ્યકથાનો નાયક બની ગયો હતો. મહારાજ જયસિંહદેવ પોતે શિલ્પી લક્ષ્મીધરને બે હાથ જોડીને નમી પડ્યાઃ શિલ્પીએ કાંઈક એવું કહ્યું હતું, જે એમણે પોતે પોતાના

અંતરમાં વર્ષોથી સ્વપ્નરૂપે સંઘરી રાખ્યું હતું. જે એમણે પોતાનું જ ગણ્યું હતું. ઉદયાદિત્યની માલવોદ્ધારક પ્રતિમાની પડખે જ એના આ જુવાન કુમારની—જન જન ઉદ્ધારક પ્રતિમા—ભગવાન શંકરની પડખે ઊભેલા કાર્તિકસ્વામી જેવી, અનોખી દીપ્તિથી પ્રકાશી રહી હતી.

મહારાજના ચહેરા ઉપર એક સહેજ—આછી શોકછાયા જાણે ફરી વળી હતી. પોતાના પછી—પોતાની પરંપરા જાળવનાર જગદેવની શોધમાં એણે એક દૃષ્ટિ કરી. ત્યાગભટ્ટ ત્યાં ઊભો હતો ! એના ચહેરા ઉપર વીરશ્રી તો એ જ હતી—પણ મહારાજે ચારે તરફ ઊભેલા પાટણના બળવાન મંત્રીઓ તરફ જોયું—ને ઘર્ષણથી નબળા બનતા પાટણની કલ્પનાથી એ ધ્રૂજી ઊઠ્યા. તેમણે વિનમ્રતાથી પિતાપુત્રને માથું નમાવ્યું. આગળ ચાલ્યા

નરવર્મદેવ ત્યાં હતો. એની પાસે જ લક્ષ્મીધર છૂપાવવા માગતો હતો—એવો એક સર્વનાશનો, પતનનો માણસ ચહેરો જણાતો હતો. મહારાજ એ તરફ ચાલ્યા. "આ તમારા યશોવર્મા . . . લક્ષ્મીધ . . .'

પણ મહારાજ એક શબ્દ બોલ્યા ન બોલ્યા, અને જેમ આકાશમાંથી વીજળી પડે, તેમ એક કોઈ જોદ્ધો, યશોવર્માના પૂતળા પાછળથી કૂદી પડ્યો હતો. એની કટાર આખી મહારાજની છાતી ઉપર જ જાણે ઘા કરતી દેખાઈ—પણ એ દશ્યે અભગાઈ ઊઠેલા મંત્રીઓ આમ તેમ જરાક હરેફરે તે પહેલાં તો, યશોવર્માના હાથ ઉપર જ મહારાજનો પોતાનો સિંહપંજો દેખાયો. અને એ જ વખતે વિદ્યુત્વેગે કૂદીને જયવર્માને હાથભુજાથી બાંધીને તેના ઉગામેલા હથિયારને અદ્ધર જ રાખી દેતો અશ્વરાજ દેખાયો.

આ બધું એટલી ઝડપથી ને એવી તો વેગીલી પળ વિપળમાં બની ગયું કે કોઈ કાંઈ સમજી શક્યું નહિ. લક્ષ્મીધર ફિક્કે ચહેરે ત્યાં ઊભો હતો. રાજદૂત વામનજી નીચે મોંએ પૃથ્વીભણી જોઈ રહ્યો હતો. એણે યશોવર્માને આ ખોટા સાહસે સર્વનાશ તરફ જતો જોયો. લક્ષ્મીધરની 'સર્વનાશ'ની મુખમુદ્રા એને યાદ આવી ગઈ. મહારાજ જયદેવ આંહીં આવે, એ વખતે પ્રગટ થઈને પ્રાન્તિભેટે એક બીજા વચ્ચે મૈત્રી સંબંધનો ઉઠાવાય તેટલો લાભ અત્યારે ઉઠાવી લેવાની યોજના વિષે વાત હતી. સેનાપતિ ઉબકે પણ આવી ગાંડીસાહસ વાત કરી ન હતી. એટલામાં તો ત્યાં તરત ચારે તરફથી સશસ્ત્ર મંત્રીઓ ને સામંતોની દોડાદોડી થઈ રહી. ત્યાગભટ્ટે શંખ ફૂંક્યો ને સોલંકીસેનનાં ઘોડાં બે પળમાં તો વિદ્યાધામમાં આવીને ઊભાં રહ્યાં.

યશોવર્મા અને જયવર્માને તરત જ બંધનમાં નાખી દેવામાં આવ્યા. રાજદૂત વામનજીને આવા ખોટા સાહસની જાણ ન હતી–તે બે હાથ જોડીને મહારાજને વિજ્ઞપ્તિ કરવા આવ્યો–પણ એને મંત્રીઓએ પહેલાં બંધનમાં મૂકી દીધો.

પણ એટલામાં તો મહારાજે આજ્ઞા આપી: 'એક પણ સૈનિક વિદ્યાધામમાં રહે નહિ' બીજી જ ક્ષણે આખું લશ્કર ત્યાંથી ફરી ગયું. યશોવર્માને મહારાજના પોતાના મુકામ પાસે પટ્ટકૂટિમાં રાખવાની આજ્ઞા થઈ. રાજકુટુંબીજનો થોડી શોધ થતાં, ગુપ્તમાર્ગમાંથી મળી આવ્યાં. લક્ષ્મીધરનું કોઈ અપમાન કરી ન બેસે એની મહારાજે ખાસ આજ્ઞા આપી હતી. શિલ્પી તો તદ્દન નિર્દોષ

હતો. મહારાજે પોતાને હાથે જ એને શિલ્પાચાર્ય તરીકે બહુમાન કર્યું. એક વખત રૂદ્રમાળ જોવા આવવાની વિજ્ઞપ્તિ પણ કરી. અને એને તરત મુક્ત કર્યો.

યશોવર્મા ને જયવર્મા બંધનમાં હોવાના સમાચાર ધારાદુર્ગમાં ફેલાઈ ગયા. પણ એ વખતે તો તમામ સ્થળે સોલંકી સેનાની ચોકી બેસી ગઈ હતી. દંડનાયક મહાદેવ ને સેનાપતિ કેશવ લોકોને આશ્વાસન ને વિશ્વાસ આપતા ચારે તરફ ફરવા લાગ્યા.

કેવળ એક જ માણસ હાથતાળી દઈને નાસી જઈ શક્યો હતો. સેનાપતિ ઉબ્બક.

એક સપ્તાહ સુધી ધારાદુર્ગમાં ઠેકાણે ઠેકાણે ફરીને મહારાજે પોતે—'અવંતીનાથ' વિષેની શિલ્પી લક્ષ્મીધરની કલ્પના સાર્થક કરતા હોય તેમ, વ્યવસ્થા ને શાંતિ સ્થાપવા માંડી. સૌથી પહેલાં તો એ શૂરવીર ગંગપરમારની માને મળ્યા ! માલવીઓમાં એક વાત પ્રચલિત થવા માંડી. વીર વિક્રમનો આ રાજા અવતાર છે. ને વેતાળ બર્બરક રૂપે આવ્યો છે. વાતાવરણ જ્યારે શાંત થતું જણાયું ત્યારે એક પ્રભાતે સોલંકી સેનાને પાટણ પંથે પળવાની આજ્ઞા થઈ. કાષ્ટના પિંજરમાં યશોવર્મા ને જયવર્મા એક ગજ ઉપર સાથે હતા.

એક બે મુકામ ગયા એટલે એક રાતે ઉદયને કાકભટ્ટને ઊંઘમાંથી જગાડયો. અત્યારે પોતાનો શું ખપ પડયો એ કાકભટ્ટ કળી શક્યો નહિઃ 'કાકભટ્ટરાજ ! તમારું સ્થાન જાળવવું હોય તો હવે તમે સ્તંભતીર્થમાં પહોંચો !' કાકભટ્ટ કાંઈ સમજ્યો નહિ. 'સ્તંભતીર્થમાં ? ત્યાં શું છે ?'

'ત્યાં તમારી વહુ છે. એ બિચારી માંદી છે. આજે

જ સમાચાર આવ્યા છે. મહારાજની રજા લઈને ઊપડો !'

કાકભટ્ટ એકે અક્ષર સમજ્યો નહિ. તે હસી પડ્યો: તેણે કહ્યું: 'પણ મંત્રીરાજ ! મારે વહુ જ નથી એનું શું ? પછી એ સ્તંભતીર્થમાં માંદી ક્યાંથી હોય ?'

'વહુ ન હોય તો કરવી પડે ભા ! આ તો રાજના મામલા છે !' 'એટલે ?'

'એટલે એમ કાકભટ્ટ ! કે તમે સ્તંભતીર્થને માર્ગે મારી મૂકો. જૈન મુનિઓ વાહન વાપરતા નથી. સ્તંભતીર્થથી પાટણ પહોંચતાં વખત લાગશે. મહારાજનું હવે જે સ્વપ્ન છે, મેં તમને શું કહ્યું હતું સંભારો, તે દોરનાર પુરુષ આપણે ત્યાં છે. સાધુ હેમચંદ્રાચાર્યજી ! પ્રવેશમહોત્સવ સમયે એમને ત્યાં લાવી મૂકો. મારી વતી વિજ્ઞપ્તિ કરજો. એ એક વાક્ય બોલશે—ને મહારાજનું અંતર ડોલી ઊઠશે. આપણા માટે એનું રાજનૈતિક મૂલ્યાંકન ઓછું નથી. આપણા કુમારપાલજીનું એમાં કામ થાશે. કાકભટ્ટજી ! આપણા માટે—હવે આ માર્ગ છે. સૌને હંફાવવાનો. મહારાજ ભલે ત્યાગભટ્ટને સ્તંભતીર્થ મોકલતા. એ ત્યાં કાં મપાઈ જવાનો—અને કાં દટાઈ જવાનો. આટલા માટે હું તમને કહું છું કે, તમારું જે બૈરું તમે પરણ્યા નથી, તે મરવા પડ્યું છે. તમારે માટે એ બિચારું ઝૂરે છે. તમારે દોડવું પડે તેમ છે. પ્રવેશ મહોત્સવે—તમે આવી જવાના. બોલો, હવે તમારું બૈરું માંદુ છે કે નથી ?—

'છે, છે,' કાકભટ્ટે હસતાં હસતાં કહ્યું: 'મારી વહુ માંદી છે ને મરવા પડી છે. મારે દોડ્યા વિના છૂટકો જ નથી !'

## ૪૨. પાટણમાં મહોત્સવ

જે દિવસે પાટણમાં સમાચાર આવ્યા કે મહારાજ જયસિંહદેવ માલવવિજય સવારી લઈને સરસ્વતી તીરે આજે આવી પહોંચવાના છે, તે દિવસે પાટણમાં ઉત્સાહનો સાગર રેલાયો. મહારાજે સાંજે નગર બહાર મુકામ નાખ્યો છે અને પ્રભાતમાં એમનો વિજય પ્રવેશ થવાનો છે એ ઘોષણા થઇ અને એ આખી રાત પાટણમાં કોઈએ નિદ્રા કરી નહિ. સેંકડો હજારો મે લાખો દીપિકાઓથી ઝળાંઝળાં બનેલું નગર જાણે અત્યારે જ સ્વર્ગમાંથી આવ્યું હોય એવું અદ્ભુત દેખાવા માંડયું. નગર સુંદરીઓએ ગીતોની સ્પર્ધા માંડી. છોકરાંઓએ 'જય સોમનાથ!'ની રણહાક પોળેપોળે બજાવવા માંડી. એમણે નિદ્રા લીધી નહિ ને કોઇને લેવા દીધી નહિ. ઠેકાણે ઠેકાણે અક્ષતના, કંકુના, કેસરના, કુસુમના, સાથીયા પુરાવા માંડયા. શતકોટીધ્વજ શ્રેષ્ઠીઓને આંગણે સાચાં મોતીનાં તોરણ લટકવા માંડયાં. રાજદ્વારે ગજ મોતીનો મહાન સ્વસ્તિક રચાયો, તેના ઉપર સોનેરી જલકુમ્ભ મૂકાયો. પુષ્પોની, કેસરી જલની, ચંદનની, ને સુગંધની રેલમછેલમથી નગર આખું મઘમઘી ઉઠયું. આજ

જાણે પાટણમાં કોઈ અકિંચન ન હતું. કોઈ દુઃખી ન હતું. કોઈ દુર્બળ ને નિરાશ ન હતું. કોઈ નાનું ન હતું. ઠેકાણે ઠેકાણે અવંતીવિજયના પડઘા પડતા હતા. ગુજરાતીઓએ સાત સાત પેઢીનો વૈભવ ઘરમાંથી આણી આણીને ચોક, ચૌટા, અગાશી, છજાં, ઝરૂખાં, માળ, માળિયાં, ગોખ, એમને એવાં તો શણગારવા માંડયાં કે આકાશી અપ્સરાઓને ઉપરથી જોતાં સ્વર્ગ આંહીં ઉતર્યું હોય તેમ લાગ્યું. —અને સ્વર્ગમાં ઉપર દૃષ્ટિ કરતાં ત્યાં જાણે નરી ધરતી દેખાણી !'

સવાર પડયું. કુકડાએ નેકી પોકારી. પક્ષીઓ બોલ્યાં. આકાશે રંગોળી માંડી. સરસ્વતીના તીર પ્રદેશ ઉપર નગરજનોની દૃષ્ટિ પડી, અને આકાશનાં આકાશ ભેદી નાખે તેવો 'જય સોમનાથ'નો વીર રણહાકી નાદ ઠેકાણે ઠેકાણેથી ઊઠયો. સોનેરી કુંભો લઈને ઊભેલી નગરની બાલિકાઓએ વિજયમંગલગીતાવલિના પ્રત્યુત્તરથી એ હેલીને વધાવી લીધી—અને એમાં શંખ, મૃદંગ, ભેરી, પખવાજ, ઘંટ, તાલ બધાં મળી જતાં એક એવો તુમુલ નાદ ઊઠયો કે ઘડીભર જાણે માનવકુલનો તમામ ઉત્સાહસાગર આજે આંહીં જ ઠલવાઇ જશે કે શું એમ લાગવા માંડયું !

મૂલરાજ સોલંકીના જમાનાથી ચાલતા પાટણ માલવ યુદ્ધનો આ જ મહારાજ સિદ્ધરાજે અંત આણ્યો હતો. એણે યશોવર્માના હાથમાં ખુલ્લી તલવાર આપીને એને ગજરાજ ઉપર પોતાની પાછળ જ બેસાર્યો હતો. અને આજે જાણે ગુજરાતને એક મહાન સંદેશો આપ્યો હતો—કે અરિમાત્રની તલવાર બુઠ્ઠી છે જો આપણામાં પાણી હોય તો !

જાણનારા જાણતા હતા કે રાતોરાત મુંજાલ મહેતાનો માણસ હોડીમાં આવ્યો હતો. ત્રિલોચન કોટપાલને કહીને દરવાજો ઉઘડાવ્યો હતો. અને શ્રીકંઠ પાસે રાતોરાત બેસીને શર્કરાની એક એવી તો સોનેરી મુઠવાળી અદ્‌ભુત તલવાર ઘડાવી હતી કે જોનારો ભલેને અમે તેટલો નિષ્ણાત હોય એ તલવારના એક અંશને પણ જાણી ન શકે! અત્યારે એ તલવાર યશોવર્માના હાથમાં હતી.

નગરપ્રવેશ થતાં પહેલવહેલી ગજસેના દેખાણી. ગજરાજોની સવારી આવતી ગઈ તેમ તેમ લોકમેદનીનો ઉત્સાહ વધતો ગયો. 'આ કોણ? દંડદાદાકજી!' 'પેલા ઉદયન મહેતા!' 'એ રહ્યા મુંજાલ મહેતા!' 'ત્યાં ઊભો પેલો કાકભટ્ટ!' 'અરે આ આ આવે એ જ ત્યાગભટ્ટ!' 'મહારાજનો પુત્ર કહેવાય છે!' 'અરે! જા જા, હોય નહિ!' એવા એવા અનેક પ્રકારના ધ્વનિથી વાતાવરણ ઉભરાઈ ગયું. લોકો પોતપોતાના લાડીલા વીરપુરૂષને જોવા લાગ્યા ને બીજાને દેખાડવા લાગ્યા. ગજસેનાની મોખરે સૌથી પહેલાં શણગારેલો એક મહાન ગજરાજ આવ્યો. એના ઉપર ત્યાગભટ્ટ પોતે ઊભો હતો. એની કીર્તિ અત્યાર અગાઉ પાટણમાં પહોંચી ગયેલી જણાઈ. લોકોએ એને જોયો અને એનો જય પોકાર્યો. માલવયુદ્ધમાં યશઃપટહ દ્વારા એણે કરેલી રણસેવાની વાતો હવામાં ફરતી થઈ ગઈ. એણે બે હાથ જોડીને વિનમ્રતાથી પટ્ટણીઓને પ્રણામ કર્યા. એના ભયંકર ગજ સૈન્યનો ખ્યાલ આપતા સો જેટલા રણવિશારદ હસ્તીઓની પંક્તિમાલા એની પાછળ જ આવી રહી હતી. એમાંના કેટલાકની સુંઢમાં ખુલ્લી તલવારો હતી. કેટલાકે ગદાઓ લીધી હતી. હવામાં આમ તેમ હાલતી

એમની સુંઢોએ લોકોને બન્ને બાજુ ઉપર સીધી લીટીમાં રાખી દીધા. ત્યાગભટ્ટ એમનો પ્રિય યુદ્ધવીર થઈ રહ્યો. ફરી એનો જય પોકારાયો. ગજસેનાની તરત પછવાડે એકસો જેટલી સ્ત્રી સૈનિકો સમશેરપટ્ટાના ખેલ દેખાડતી આવી રહી હતી. *એમના છુટ્ટા કેશમાં પરોવેલી સોનેરી ઘુઘરીઓનો ઝંકાર હવામાં સંભળાતો હતો. એમના મોહક અંગઉપાંગ સાથે તલવારનો એવો તો રણનેત્રી સંબંધ જડાઈ જતો હતો કે લોકોની આંખ એ દૃશ્ય ઉપર જાણે ચોટી ગઈ હતી. એમણે રેશમી કિમ્મતી પોશાક પહેર્યો હતો. હાથપગમાં સોનાચાંદીનાં રણકાર કરતાં કડાં હતાં. રાજાના દેહરક્ષણનો છેલ્લામાં છેલ્લો ભાર—રાજગઢના દ્વારથી માંડી ને રણવાસ સુધીનો—પોતાના ઉપર છે, એવા જવાબદારી ભરેલા ગૌરવથી એમના રણનૃત્યમાં એક પ્રકારની મોહક છટા દેખાતી હતી. પ્રેક્ષકો નૃત્ય જુએ છે એવા ભાનથી નહિ, પણ પાટણની સ્ત્રી—શક્તિ જૂએ છે એવા ભાનથી, ત્યાં ધરતી સાથે જડાઈ ગયા હતા !

એમની તરત પછવાડે ડંકા, નિશાન, રણઘોષી મૃદંગ, અને હવામાં લેરખી લેતો આકાશ સુધી પહોંચતો, ગુર્જરોનો ગૌરવી મહાન કુક્કુટ ધ્વજ દેખાયો. સેંકડો ઘોડેસવાર સૈનિકોથી વિંટળાયેલો કૃષ્ણદેવ એનું રક્ષણ કરતો આવી રહ્યો હતો. એ રણધ્વજમાં જનતાને ગુજરાતના ગૌરવનું દર્શન થતું હતું. એને જોતાં જ માણસોના કંઠમાંથી ' જય સોમનાથ ' ની રણઘેલી ઘોષણા જાગી ઉઠી. એની તરત પાછળ આવી

* આ હકીકત જે. એલ. ઈદ્રસીના વર્ણન ઉપરથી લીધેલ છે. ઈલીયટ ભા—૧ ના પૃષ્ઠ ૭૬—૭૮ ઉપર.

રહેલ મહારાજનો મહાન ગજરાજ શ્રી કલશ નજરે પડતાં તો એ રણઘોષણામાં સો ગણો ઉત્સાહ આવી ગયો ! ઠેકાણે ઠેકાણેથી પુષ્પવૃષ્ટિ વરસી રહી.

'આ પેલો માલવરાજ !' 'પેલો યશોવર્મા !' 'આ જ યશોવર્મા !' લોકોમાંથી સંભળાય તેવા શબ્દો થવા માંડ્યા. માલવરાજની સમશેરનું પાણી મપાઈ ગયું હોય તેમ એના હાથમાં ખુલ્લી સમશેર ચમકી રહી હતી.

લાખો માણુસોનાં મસ્તક મહારાજ જયસિંહદેવને જોતાં નમી પડ્યાં. સ્ત્રીઓએ એકી સાથે એનાં ઓવારણાં લીધાં. સેંકડો ઊંચી અટારીઓમાંથી પુષ્પમાળાઓનો, ફૂલોનો, મોતીઓનો જાણે વરસાદ વરસવા માંડ્યો. નગરજનોએ મહારાજના દર્શને ઘેલા બનીને સોનાંરૂપાં ઉછાળવા માંડ્યાં. આજ ગુજરાતની પ્રજાનો ક્યાંય ઉત્સાહ માતો ન હતો. જે કોઈએ કર્યું ન હતું તે મહારાજ જયદેવે સિદ્ધ કર્યું હતું એણે આખા ગુજરાતને એક સામ્રાજ્ય, એક ધ્વજ, એક રણહાક, એક વીરની ભાવના આપી હતી. એણે સઘળે એકતા આણી હતી. એણે પોતે નાનામાં નાના પ્રજાજનને મળીને એને ખાત્રી કરાવી દીધી હતી કે ગુજરાતમાં કોઈક નાથ છે !

મહારાજની સવારી આગળ વધતી * રતન હીરા માણેક બજાર ચોક પાસે આવી. ત્યાં સોનાં રૂપાં, માણેક મોતી, હીરા, ઝવેરાતના વેપારીઓએ, જાણે આકાશ નીચે ઉતારવાની સ્પર્ધા માંડી હોય તેમ હીરા, માણેક, મોતી, સાચાં રત્નોનાં તોરણ લટકાવ્યાં હતાં. દુકાનોમાં પંક્તિ ઉપર પંક્તિમાં એમને એવી રીતે ગોઠવ્યાં હતાં કે એમના ચમક

* અમદાવાદની ઘણીખરી બજારોનાં નામ પાટણ ઉપરથી લીધેલાં છે.

ચમક થતા પ્રકાશથી ઘડીભર માણસની આંખ ઝાંખી પડી જાય !

ત્યાં ચારે તરફની ઊંચી ઓટલાવાળી દુકાનોમાં સાધુઓ સંન્યાસીઓ, મુનિઓ, કવિજનો, પંડિતો ઊભા રહી ગયા હતા. છજાં, ઝરૂખા, ગોખ, અગાશી અટારીમાંથી પાટણની સુંદરીઓએ પુષ્પોના ઢગલેઢગલા સતત વેરવા માંડ્યા મહારાજનો ગજ ત્યાં આવીને ઊભો ને ચારે તરફ મેદનીમાં હર્ષ વ્યાપી ગયો.

ઘડીભર ત્યાં શાંતિ ફેલાઈ ગઈ. એક જગ્યાએ ઉભેલા કવિવર શ્રીપાલની વાણી હવામાંથી સંભળાણી. શ્રીપાલ બોલી રહ્યો હતો:

मानं मुञ्च सरस्वति त्रिपथगे सौभाग्यभङ्गीस्त्यज
रे कालिन्दि तवाफला कुटिलता रेवेरयस्त्यज्यताम् ।
श्रीसिद्धेशकृपाणपाटितरिपुस्कन्धोच्छलच्छोणित ।
स्रोतोजात नदीनवनिता रक्तोम्बुधिर्वर्त्तते ॥ *

કવિનો અવાજ બંધ થયો ન થયો ને બીજી તરફથી કવિવાણી આવી. વાગ્ભટ્ટ બોલી રહ્યો હતો.

क्षुण्णाः क्षोणिभृतामनेन कटका भग्नास्यधारातत:
कुण्ठः सिद्धपतेः कृपाण इति रे मा मंसत क्षत्रियाः ।
आरूढप्रबलप्रतापदहनः सम्प्राप्तधारश्चिरात्
पीत्वा मालवयोषिदश्रुसलिलं हन्तायमेधिष्यति ॥

* સરસ્વતી, ગંગા, યમુના, અને રેવા ! સૌને ગર્વ તજવા કવિ કહે છે કારણ કે, સિદ્ધરાજ મહારાજની સમશેરે શત્રુઓના કાંધ તોડીને જે લોહીના પ્રવાહની નદી વહેવરાવી છે તે નવી સ્ત્રીમાં હમણાં સમુદ્ર આસક્ત થઇ ગયો છે !

એટલામાં આકાશે ચડીને આવતી કોઈ લોકકવિની માત્ર બે પંક્તિ સાંભળતાં જનતા ઘેલી થઈ ગઈ,

को जाणइ नर-चित्तु तुहालउं चक्कवइ।

लहु लंकह लेवाह मग्गु निहालइ करणउत्तु ॥

તરત બીજી તરફથી મહારાજની પ્રશંસાવાણી આવી:

महालयो महायात्रा महास्थान महासरः

यत्कृतं सिद्धराजेन क्रियते तन्न केनचित् ॥

પછી તો કવિતાણીની હેલી ઉપડી.

एकैव जगृहे धारा नगरी नरवर्मणः

दत्ता येनाश्रुधारास्तु तद्वधूनां सहस्रधा ॥

નગરી નરવર્માની ધારા એક લઈ અને,

અરિવધૂની ધારાથી ઋણ પાછું દીધું નૃપે.

કવિ પંક્તિઓમાં એક પછી એક વધુ ને વધુ ઉલ્લાસમય વીરત્વની છોળ આવવા માંડી. જનસમૂહ એમાં નાહી રહ્યો હતો. આજે ઉત્સાહસ્તમ્ભના ઉપર ફરકતા કુક્કુટ ધ્વજને પાટણની મહત્તાનું ગાન સાંભળીને આકાશ સુધી ઊડવાનું જાણે મન થયું લાગતું હતું, ત્યાં એ જ ઉત્સાહનો પડઘો પાડતો, શુદ્ધ કાંચનના રણકા જેવો શબ્દ કાને પડ્યો: 'રે પૌરજનો!'

કોણ બોલે છે એ સાંભળવા સૌની દૃષ્ટિ શબ્દની દિશા તરફ વળી તો ત્યાં એક ઊંચા ગવાક્ષમાં ઊભેલી પ્રતાપદેવી દેખાણી.

એની તેજસ્વી મુખમુદ્રા અને નારીત્વની સંસ્કારી શૂરવીરતાએ ઘણાને આકર્ષી લીધા. એના શબ્દ સ્પષ્ટ હતા. રણકો તેજધારા જેવો સ્વચ્છ હતો. અભિનયમાં ગૌરવ હતું, એ બોલી રહી હતી:

हे विश्वत्रयसूत्रधार ! भगवन् कोऽय प्रमादस्तव
न्यस्यैकत्र निवेश यस्य परतस्तान्येव वस्तूनि यत्
पाणिः पश्य स एष यः किल बलेर्वाकू सैव पार्थस्य या
चारित्रं च तदत्र यद् रघुपते चौलुक्यचन्द्रे नृपे ।

એને સાંભળતાં ઉદયન ચમકી ગયો. જાણે ભવિષ્યના કોઈ મહાન સંઘર્ષણ માટે જ આ તેજસ્વી નારી આંહીં પાટણમાં આવી વસી છે, એનો એ વિચાર કરતો હતો, એટલામાં સમુદ્રના ઘોષ સમી ગંભીર વાણી એને કાને આવી. સાધુ હેમચંદ્રાચાર્યની કાવ્ય પંક્તિ આવી રહી હતી. સમુદ્ર, ચંદ્ર, દિગ્ગજો કલ્પતરુ, તમામને આ મહોત્સવમાં ભાગ લેવાની એમાં કલ્પના હતી. પોતાનો આશીર્વાદ આપતો એક હાથ ઊંચો રાખીને એ બોલી રહ્યા હતા.

भूमिं कामगवि ! स्वगोमयरसैरासिञ्च रत्नाकराः
मुक्तास्वस्तिकमातनुध्वमुडुप ! त्वं पूर्णकुम्भीभव ।
धृत्वा कल्पतरोर्दलानि सरलै दिग्वारणाः तोरणा
न्याधत्त स्वकरैर्विजित्य जगतीं नन्वेति सिद्धाधिपः ॥

આના અનુસંધાનમાં
**હવે પછી આગળ વધતી નવલકથા,**
**ગુ ર્જ રે શ્વ ર**

જેકેટ : શારદા મુદ્રણાલય, અમદાવાદ

